## સંપાદક તરફથી

વહેતાંપાણી પ્રકાશનમાળાનું આ ત્રીજું પુસ્તક પણ અગાઉનાં બેઉની માફક આવકારને પાત્ર બનશે એવી આશા રાખું છું.

જ. મે.

# નિવેદન

હિંદની આઝાદીનો છેલ્લો અંક ૧૯૪૨ના ઑગસ્ટમાં શરૂ થયો. હિંદુસ્તાનની અંદર એમાં સતારા અને મિદનાપુર, ચિમુર અને બાલીઆ, એવા એવા અસંખ્ય પ્રવેશો ભજવાયા. હિંદુસ્તાનની બહાર, સિંગાપુરથી રંગૂન અને ઈમ્ફાલ સુધીના ભૂમિપટ ઉપર આઝાદ ફોજના પ્રવેશો ભજવાયા. અને તે પછી, 'ખાધું, પીધું અને રાજ કર્યું'–વાળો શાંત અને આખરી પ્રવેશ હજી શરૂ થઈ રહ્યો હતો, ત્યાં ૧૯૪૬ના ફેબ્રુઆરીમાં રાષ્ટ્રતખ્તા ઉપર એક અજાણ્યું પાત્ર ઓચિંતાનું ધસી આવ્યું. આ મહાકાલ–નાટકની સુખદ સમાપ્તિ થઈ જાય તે પૂર્વે પોતાનો પાઠ પણ એમાં ભજવી બતાવવાની એ ઉત્સાહઘેલાએ હઠ લીધી...અને પૂરી પણ કરી.

એ પાત્ર તે હિંદી નૌકાદળનો નાવિક. શાંત હડતાલથી એણે શરૂઆત કરી. એમાંથી એકાએક વિફરી બેસીને એ ખુલ્લો બળવાખોર બન્યો; અને આખરે બિનશરતી શરણાગતિ સ્વીકારીને પોતે સર કરેલું અખબારી મથાળાનું સિંહાસન એણે ખાલી કર્યું અને જેવો આવ્યો હતો તેવો જ ઝડપભેર પોતાની અજાણી દુનિયામાં એ ગાયબ બની ગયો.

પણ એ એક જ અઠવાડિયામાં હિંદી નાવિકે પ્રજાહૃદય ઉપર પોતાની છાપ પાડી દીધી. પરદેશી સરકારની સેનામાં ભરતી થઈને વર્ષો સુધી એની લડાઈઓ લડવાના ગુનાસર પોતાના જ દેશવાસીઓની ઉપેક્ષાના ભોગ બનેલા નાવિકે માત્ર આઠ જ દિવસમાં લોકોને પ્રતીતિ કરાવી દીધી કે પોતે એક પિછાનવા લાયક વ્યક્તિ છે અને ચાહે તેવી સેતાની સલ્તનતનો સમાગમ સેવ્યા છતાં પણ પોતાનામાંથી વતનપ્રેમની ભાવનાઓ સદંતર મરી પરવારી નથી.

પોતાના કાર્ય દ્વારા આટલું બોલીને નાવિક તો જતો રહ્યો. પણ એની ઓળખાણ કરવાની પ્રજાની ઉત્કંઠા ઊભી જ રહી. એ ઉત્કંઠાને થોડીઘણી સંતોષવાનો આ પુસ્તકમાં પ્રયાસ થયો છે. હિંદી નૌકાદળની અંગ્રેજોએ શરૂઆત કરી ત્યારથી આજ સુધીની એની ટૂંકી કથા એના પહેલા વિભાગમાં આપેલી છે. બીજા વિભાગમાં, નાવિકોના બળવા દરમિયાન એમની વચ્ચે જવાની મને એક તક

મળેલી ત્યારે જે જે જોયું અને સાંભળ્યું તેનું વર્ણન છે. ત્રીજા અને સૌથી લાંબા વિભાગમાં નાવિકને પોતાને મોઢેથી જ એના દિલની વાત આપેલી છે.

પ્રજાના ચાહે તેટલા દબાણને પણ જરાય કોઠું ન આપવાની ઘમંડી દુર્બુદ્ધિનો પરંપરાગત વારસો વિસારીને હિંદુસ્તાનના અંગ્રેજ સરસેનાધિપતિ ઑકિનલેકે, નાવિકોના બળવા પછી તરત જ, એ બળવાનાં કારણોની તપાસ કરવા માટે પાંચ સ્વતંત્ર સભ્યોની એક સમિતિ નીમી તે અભિનંદનપાત્ર પગલું હતું. એ તપાસ–સમિતિ સમક્ષ કદાચ નાવિકો કે અફસરોની તમામ હૈયાવરાળ નહિ ઠલવાઈ શકી હોય. પણ જે બસોએક સાક્ષીઓએ દિલ્હી, મુંબઈ અને કરાચીમાં એની સમક્ષ જુબાની આપી છે તે પૂરતી છે. એ જુબાનીઓમાંથી મહત્ત્વની અને રસિક લાગી તેના થોડા થોડા ભાગ અહીં આપ્યા છે. જુબાનીઓના અહેવાલ માટે દિલ્હીના 'હિંદુસ્તાન ટાઇમ્સ,' મુંબઈના 'ફ્રી પ્રેસ જર્નલ' અને કરાંચીના 'સિંધ ઑબ્ઝર્વર' ઉપર મુખ્યત્વે આધાર રાખ્યો છે.

હિંદી નૌકાદળની ટૂંકી કથાવાળા આ પુસ્તકના પ્રથમ વિભાગને હજી વધુ માહિતીપૂર્ણ બનાવવાની ઇચ્છા હતી. પણ એવી આધારભૂત અને સત્ય હકીકતો મેળવવાનું એક માત્ર સાધન લશ્કરી અને સરકારી ખાતાંઓ છે. એવાં સંખ્યાબંધ સ્થળોએ કાગળો લખવા ઉપરાંત જાતે આંટાફેરા માર્યા છતાં ય નોકરશાહીની દીવાલ ભેદી શકાઈ નથી. એવી એક લશ્કરી કચેરીમાં માહિતી માગવા જતાં મને એમ પણ પૂછવામાં આવેલું કે, 'તમને નૌકાદળ વિશે પુસ્તક લખવાનો કે પ્રસિદ્ધ કરવાનો શો અધિકાર છે? તમે એ લખવા માટેની સત્તાવાર પરવાનગી મેળવી છે? એ ન મળે ત્યાં સુધી કાંઈ પણ માહિતી તમને આપી ન શકાય!'

મેં એમને ઘણું ય સમજાવ્યું કે, 'કોઈ પણ પુસ્તક લખવા માટે કોઈની ય પરવાનગી લેવી જરૂરી નથી. તમારી પાસે આવ્યા વિના અને તમારી જાણ વિના પણ આવાં પુસ્તકો લખાઈ શકે છે. પણ મારે મારા પુસ્તકમાં માત્ર સસ્તું અને બજારુ વાચન નથી આપવું

તેથી તમારી પાસેથી સાચી અને આધારભૂત માહિતી મેળવવા આવ્યો છું.'

કહેવાની જરૂર નથી કે એના અભિપ્રાયમાં તેથી કાંઈ ફેર પડ્યો નહોતો.

સદ્ભાગ્યે લડાઈ દરમિયાન હિંદી નાવિકોની બહાદુરી અને હિંદી નૌકાદળની શૌર્યકથાઓ વિશે સરકારી મુખપત્રોમાં ઠીક ઠીક પ્રચાર થયેલો. 'ઇન્ડિયન ઇન્ફરમેશન'ના પાછલાં વર્ષોના અંકોમાંથી મને ઠીક ઠીક માહિતી મળી છે. ચિત્રો પણ ઘણાં સાંપડ્યાં છે. શ્રીમતી કુસુમ નાયરે લખેલી 'આર્મી ઑફ ઑક્યુપેશન' (કબજો જાળવનારું સૈન્ય) નામની નાની પુસ્તિકા પણ મદદરૂપ બની છે.

આ પુસ્તક પૂરું છપાઈ રહેવા આવ્યું તે પછી છાપાંમાં વાંચ્યું કે હિંદી નૌકાદળના બળવાનાં કારણોની તપાસ કરવા નિમાયેલી સમિતિએ ટાઈપ કરેલાં ૫૯૯ પાનાંનો પોતાનો અહેવાલ મધ્યસ્થ સરકારના યુદ્ધખાતા સમક્ષ રજૂ કરી દીધો છે.

સર સેનાધિપતિ અને નવી સરકારના યુદ્ધ–સભ્ય એની ઉપર વિચારણા ચલાવી લ્યે તે પછી એ અહેવાલ અથવા તેનો ૪૦–૫૦ પાનાંનો સાર ઑક્ટોબરમાં બહાર પાડવામાં આવે તેવો સંભવ છે.

આ પ્રકાશનમાળાની મર્યાદા વટાવી ગયેલું પુસ્તકનું કદ હજી વધુ મોટું ન થઈ જાય અને નાવિકોનો બળવો લોકસ્મૃતિમાંથી ઘસાઈ જાય તે પૂર્વે આ પુસ્તક તેમની સમક્ષ ધરી દેવાય એવી પ્રકાશકોની વાજબી ગણતરીઓને કારણે એ અહેવાલનો સારભાગ આમાં સમાવી લેવાની લાલચ રોકી રાખવી પડી છે.

આજે હવે વિદાય લઈ રહેલી જણાતી પરદેશી સલ્તનતની એબ ઉઘાડી પાડવાની કે આપણા નાવિકબાંધવોને તેણે દાખવેલા દુર્વર્તાવની કટુ સ્મૃતિ કાયમ કરવાની આ પુસ્તકની ઉમેદ નથી. આવતી કાલે હિંદુસ્તાન જગતની એક મહાસત્તા બનશે. ત્યારે એની વિશાળ સાગરપટ્ટીનું અને એનાં જહાજોનું રક્ષણ કરનારા જંગી નૌકાકાફલાનું સંચાલન એકલે હાથે કરવાનું છે તે હિંદી નાવિકનું એક આછું ચિત્ર આ પુસ્તકની સમગ્ર અસર રૂપે ઊપટે એ જ જરૂરનું છે.

મહેન્દ્ર મેઘાણી

# ક્રમ



## ચિત્રસૂચિ

## ૧. સામ્રાજ્યનો સ્થાપક ને સંરક્ષક

હિંદુસ્તાનનાં લડાયક દળોના ત્રણ મુખ્ય વિભાગો છેઃ હિંદી લશ્કર, શાહી હિંદી નૌકાદળ અને શાહી હિંદી વિમાની દળ.

હિંદુસ્તાન ઉપર રાજ્ય કરતી પરદેશી સલ્તનતે છેલ્લી સાડાત્રણ સદીઓ દરમિયાન આ લડાયક દળોનું સર્જન કર્યું છે. પોતાની અનેકવિધ પ્રવૃત્તિઓમાં ઉપયોગી થઈ પડે એવો આ હથિયારનો પરદેશીઓએ ઘાટ ઘડ્યો છે. શરૂઆતમાં ફ્રેન્ચ, ફિરંગી, વલંદા વગેરે અંગ્રેજોના હરીફ શાહીવાદીઓને હિંદની ભૂમિ ઉપરથી હાંકી કાઢવા માટે રચપાયેલાં આ લશ્કરી દળો પાછળથી ક્રમે ક્રમે હિંદમાં બ્રિટિશ હકૂમતને વિસ્તારવામાં, હિંદી પ્રજાને જેર કરવામાં, અફઘાનિસ્તાન, બરમા અને ચીન જેવાં બીજાં નબળાં એશિયાઈ રાષ્ટ્રો ઉપર અંગ્રેજોનું વર્ચસ્વ જમાવવામાં અને પાંચે ય ખંડ તથા સાતે ય મહાસાગરમાં વિસ્તરેલા બ્રિટિશ સામ્રાજ્યના કોઈ પણ ખૂણાનું રક્ષણ કરવામાં વપરાતાં આવ્યાં છે. આજે એ લશ્કર, નૌકાદળ અને વિમાનીદળના સૈનિકોને તટસ્થ નિરીક્ષકોએ પણ જગતના સર્વશ્રેષ્ઠ લડવૈયાઓના સન્માનિત સમૂહમાં શામિલ કર્યા છે. એમને 'ભાડૂતી' કે 'દેશદ્રોહી' કહેનારા રાષ્ટ્રનેતાઓથી માંડીને એમને 'કાળિયા' ને 'હરામજાદા' કહેનારા ગોરા વિદેશીઓ સુધીના સહુ કોઈએ એમની સિપાહીગીરીની તો એકી અવાજે પ્રશંસા કરી છે.

મૂળ તો હિંદી પ્રજાની નસોમાં વહેતા આ સિપાહીગીરીના

રુધિરને આધુનિક શસ્ત્રયુદ્ધમાં નિપુણ બનાવવાનો જશ કોને ફાળે કેટલો જાય છે તે વિશે બે મત હશે. પણ બીજા કોઈ દેશના સૈનિકોમાં નથી હોતો તેવો એક ગુણ હિંદી સિપાહીઓમાં લાવવાના માનના એકલા અંગ્રેજો જ અધિકારી છેઃ એ ગુણ છે પ્રજાવિમુખતાનો. જે ભૂમિમાં પોતે જન્મ લીધો, જેની માટીમાં પોતે વર્ષો સુધી ભેરુબંધોની સંગાથે આળોટયા, અને પોતાના દેહના કણેકણનું પોષણ જેની પાસેથી પામ્યા તે જન્મભૂમિને હિંદી સૈનિકો વિસારી શકયા તે અંગ્રેજોની અક્કલ-હુશિયારીને આભારી છે. હજારો અને લાખો હિંદી સૈનિકો અને તેમનાં દેશજનોના વિરાટ સમૂહ વચ્ચે આંખની ય ઓળખાણ ન હોય તેવી પરિસ્થિતિ અંગ્રેજો પેદા કરી શકયા. એકનું શૌર્ય અને બીજાનો દેશપ્રેમ એકબીજાના અંતરમાં પડઘા પાડયા વિના પોતપોતાના નિરાળા પંથે ચાલ્યાં ગયાં. આ દેશના લશ્કર અને આ દેશની પ્રજા વચ્ચેની આ દીવાલ એકાએક કે આપોઆપ ઊભી થયેલી કોઈ વસ્તુ નથી. એનું તો વર્ષોનાં વર્ષો સુધી પદ્ધતિસરનું ચણતર કરવામાં આવ્યું છે. મોટા મોટા ઇજનેરોએ એની આકૃતિ દોરી છે.

સત્તરમી સદીના ઊઘડતા વર્ષમાં જ બ્રિટનની મહારાણી એલિઝાબેથનો ખરીતો લઈને આવેલા ઈસ્ટ ઇંડિયા કંપનીના વેપારીઓએ હિંદુસ્તાનમાં વ્યાપારી કોઠીઓની સ્થાપના કરી. એનું રક્ષણ કરવા અને 'સાહેબો'નો મોભો વધારવા માટે થોડાઘણા ગોરા અને દેશી સિપાહીઓને રોકવામાં આવ્યા. ૧૬૨૫માં કંપનીએ મદ્રાસમાં એક કોઠી નાખી. નવ વર્ષ પછી બંગાળના પિપલીમાં બીજી કોઠી નાખી. આજનું મુંબઈ તે સમયમાં માછીમારોનો એક કંગાલ નકામો ટાપુ હતો. ને એ ફિરંગીનો હતો.ઈંગ્લેંડના રાજા ચાર્લ્સ બીજાને પરણનાર પોર્ટુગલની કુંવરી કરિયાવરમાં આ મુંબઈ ટાપુ લઈ આવી, પણ તેનો અંગ્રેજ રાજા ચાર્લ્સને કોઈ ઉપયોગ ન લાગવાથી એ એણે

કંપનીને ૧૦ પાઉન્ડની કિંમતે વેચી નાખ્યો. ૧૬૬૮માં કંપનીએ ત્યાં પણ કોઠી નાખી. આવી કોઠીઓમાં રખાયેલા ગોરા અને હિંદી સૈનિકો એ જ આજના વિશાળ હિંદી લશ્કરનાં બીજ હતાં. ૧૬૯૮માં કલકત્તામાં ફોર્ટ વિલિયમ નામે કિલ્લો બંધાયો અને લગભગ ૨૦૦ વર્ષ સુધી હિંદમાંની અંગ્રેજ હકૂમત અને સેનાનું એ વડું મથક રહ્યું. ૧૭૪૮માં આ ત્રણ ઈલાકાનાં લશ્કરોને એક સંયુક્ત નિયંત્રણ નીચે મૂકવામાં આવ્યાં અને ઇસ્ટ ઇંડિયા કંપનીનાં લડાયક દળોના સૌ પ્રથમ સર સેનાધિપતિ તરીકે મેજર સ્ટ્રિંજર લૉરેન્સની નિમણૂંક થઈ.

આ વર્ષો દરમિયાન ઘરઆંગણે ઈંગ્લંડ અને ફ્રાંસ વચ્ચે વારંવાર લડાઈઓ થયા કરતી અને હિંદમાં ઇસ્ટ ઇન્ડિયા કંપની અને તેમના ફ્રેંચ હરીફો વચ્ચે પણ યુદ્ધ ચાલતું જ રહેતું. હિંદમાંના હરીફને મહાત કરવા માટે સ્વદેશમાંથી સૈનિકો લાવી શકાય તેમ ન રહ્યું હોવાથી કંપનીએ હિંદમાંથી જ વધુ ભરતી કરીને પોતાનું સૈન્ય વધારવા માંડ્યું, તેમ જ તેનું ધોરણસરનું સંચાલન શરૂ કરી દીધું. હિંદી લશ્કરનું ગાડું ત્યારથી ચીલે ચડી ગયું અને ઉત્તરોત્તર તેની તાકાત અને સંખ્યાબળ વધતાં ચાલ્યાં. ૧૮૫૭ના બળવા પછી કંપનીનું સ્થાન બ્રિટનની શાહી સરકારે લીધું અને હિંદી લશ્કર ઉપરની એમની પકડ મજબૂત બની.

ત્યારથી સૈન્યભરતીનું કાર્ય, લશ્કરનું વિભાગીકરણ અને સંચાલન, હોદ્દાઓની વહેંચણી, વગેરે એવી પદ્ધતિસર થવા માંડ્યાં કે હિંદી લશ્કરનો આત્મા હિંદી ન રહ્યો. માત્ર તેનો ખરડાફાડ ખર્ચ હિંદીઓ ઉઠાવતા હતા તેટલા પૂરતું જ એ હિંદી રહ્યું. તે સિવાય તો એ બ્રિટિશ શાહીવાદના કુહાડાનો હાથો જ બની રહ્યું. ધર્મભેદ, પ્રાંતીય ભેદ તથા લશ્કરી અને બિન-લશ્કરી જાતિઓ વચ્ચેના ભેદને પૂરબહારમાં ખીલવવામાં આવ્યા, જવાબદાર સત્તાસ્થાનો તમામ ગોરા-

ઓને સોંપાયાં, દેશમાં આવતી કોઈ પણ સામાજિક કે રાજકીય જાગૃતિની અસર લશ્કર ઉપર ન થાય તે માટે કડક જાસુસીખાતું ગોઠવાયું અને હિંદમાં બ્રિટિશ હકૂમત કાયમ રહે તેના અનેકવિધ ફાયદાઓનું શિક્ષણ ફરી ફરીને હિંદી લશ્કરને અપાયું. આખર જતાં હિંદી સિપાહીઓના મગજમાં ગોરાઓના વડપણનો એક ભ્રમ પણ ઊભો થઈ શક્યો : એ એમ માનતા થયા કે ગોરાના ગમે તેટલા દોષ હોય છતાં પણ એ હિંદીઓ કરતાં તો ચઢિયાતો જ હોવો જોઈએ અને ચાહે તેવા હિંદી અફસર કરતાં પણ એક ગોરાની આગેવાની નીચે રહીને લડવું એ વધુ સારું છે.

તે પછી તો ઠેઠ ૧૯૪૨-૪૫ દરમિયાન હિંદમાં અને હિંદ બહાર રાષ્ટ્રવાદનાં પ્રચંડ પૂર આવ્યાં ત્યારે અંગ્રેજોની દાયકાઓની એ તમામ મહેનત ઉપર પાણી ફરી વળ્યાં. હિંદી લશ્કર એ એક પરાયું લાગતું નામ મટી જઈને કરોડો હિંદવાસીઓના દિલનો એક ટુકડો બની ગયું.

હિંદી લશ્કરના પ્રમાણમાં નૌકાદળ અને વિમાની દળની વય ઘણી નાની છે. હિંદી વિમાની દળનો જન્મ હજી તેર વર્ષ પૂર્વે થયો છે. પોતાના નામની આગળ 'શાહી' પ્રત્યય લગાવવા જેટલો એનો મોભો તો હજી હમણાં જ, છેલ્લી લડાઈ અરધી વીતી ચૂક્યા પછી બંધાયો છે. હિંદી નૌકાદળની સત્તાવાર શરૂઆત ૧૯૩૪માં થઈ ગણાય. પણ તે પૂર્વે ઘણા દાયકાઓથી એની કામગરી ચાલુ હતી.

અંગ્રેજી હકૂમત નીચેના હિંદુસ્તાનના નૌકાકાફલાની શરૂઆત ૧૬૧૨ની સાલમાં થઈ હતી. ફિરંગીઓ, વલંદાઓ અને ચાંચિયાઓ સામે પોતાના વેપારનું રક્ષણ કરવા ઈસ્ટ ઇન્ડિયા કંપનીએ સશસ્ત્ર જહાજો રાખેલાં. ત્યારથી એક યા બીજા નામ હેઠળ હિંદુસ્તાનમાં જહાજી કાફલો રહેતો આવ્યો છે. ૧૯૪૧માં નૌકાદળનું વધુ

મથક દિલ્હી ખસેડવામાં આવ્યું તે અગાઉ. બસોથી વધુ વર્ષો સુધી એ મુંબઈમાં જ રહ્યું હતું. ૧૮૭૭ સુધી તો સમગ્ર હિંદનાં જહાજી દળો મુંબઈ સરકારના કાબૂ હેઠળ હતાં. એ સાલમાં એમને 'હિઝ મેજેસ્ટીઝ ઇન્ડિયન મરીન'નું નામ અપાયું. ૧૮૯૨માં એ નામ બદલીને 'રૉયલ ઇન્ડિયન મરીન.' રખાયું. છેવટે ૧૯૩૪માં એને 'રૉયલ ઇન્ડિયન નેવી'નું શાહી બિરદ આપવામાં આવ્યું. ૧૯૧૪–૧૮ના યુદ્ધ દરમિયાન 'રૉયલ ઇન્ડિયન મરીન'નાં ૭ જહાજોએ બ્રિટનના શાહી નૌકાદળની મદદમાં રહીને કામગીરી બજાવેલી. એ યુદ્ધ દરમિયાન અફસરો અને નાવિકોની કામચલાઉ ભરતી થયેલી અને અફસરો તથા નાવિકોના આંકડા અનુક્રમે ૩૦૦ અને ૨૦૦૦ સુધી પહોંચેલા.

## ૨. રુંધન અને વિકાસ

લડાઈ પૂરી થયા પછી નાણાંની તંગીને કારણે એ 'મરીન'નો વિકાસ રૂંધાઈ ગયો. એના વિકાસ માટે સૂચનાઓ કરવા બોલાવાયેલા બે એડમિરલો અને ત્રીજી એક સમિતિની ભલામણો ઉપર કાંઈ ધ્યાન અપાયું નહિ. મધ્યસ્થ સરકારે તો એની ઉપરથી લક્ષ્ય એટલું બધું ઓછું કરી નાખ્યું કે દીવાદાંડીઓના નિભાવનો ખર્ચ પણ એણે પ્રાંતિક સરકારોને માથે લાદ્યો. ૧૯૨૫માં જનરલ લૉર્ડ રૉલિન્સનના પ્રમુખપદ નીચે એક સમિતિ નિમાયેલી, તેણે 'મરીન'નું નામ બદલીને 'નેવી' રાખવાની અને અમુક અમુક પ્રકારનાં જહાજો અમુક સંખ્યામાં વસાવવાની ભલામણો કરી, અને હિંદનાં લડાયક

દળોના એક રીતસરના વિભાગ તરીકેનું સ્થાન આ જહાજી કાફલાને અપાય તેની એક યોજના રજૂ કરી.

એ યોજના બ્રિટનમાંની બ્રિટિશ સરકારે તેમ જ હિંદમાંની બ્રિટિશ સરકારે મંજૂર રાખી. પાર્લમેન્ટમાં એ અંગે કાયદો પણ પસાર થઈ ચૂક્યો. પણ એ જ જાતનો કાયદો દિલ્હીની મધ્યસ્થ ધારાસભામાં રજૂ થયો ત્યારે સૂચિત શાહી હિંદી નૌકાદળનો કાબૂ પોતાના હાથમાં ન મુકાતો હોઈને ધારાસભાએ બહુમતીથી એનો વિરોધ કર્યો. ધારાસભાના વિરોધનું બીજું એક કારણ એ હતું કે એ કાયદા પ્રમાણે નૌકાદળમાં ખાલી પડનારી દર ત્રણ જગ્યામાંથી હિંદીઓને એક જ અપાનારી હતી. સરકારે તે પછી એ કાયદાને વિસારે પાડ્યો. આખરે ૧૯૩૪ના ઑગસ્ટમાં ધારાસભામાં એ કાયદો ફરી રજૂ થયો ત્યારે સરકારપક્ષે બહુમતી મળી અને કાયદો પસાર થયો. એ કાયદા અનુસાર ૧૯૩૪ની બીજી ઑક્ટોબરે મુંબઈમાં શાહી હિંદી નૌકાદળની ઉદ્‌ઘાટનવિધિ થઈ. તે વખતે એની પાસે જુદી જુદી જાતનાં મળીને આઠ જહાજો હતાં. આ નૂતન નામસંસ્કરણ પછીથી યુદ્ધ શરૂ થયું ત્યાં સુધીનાં વર્ષો દરમિયાન હિંદી નૌકાદળનાં જહાજોની સંખ્યામાં કાંઈ વધારો ન થયો.

નવા અફસરોની ભરતી વરસના ત્રણની ગતિએ થઈ હતી. નાવિકોની ભરતીનું કાર્ય પણ ધીમે ધીમે ચાલતું હતું. એટલે ૧૯૩૯માં લડાઈ શરૂ થઈ ત્યારે હિંદી નૌકાદળમાં નાવિકો અને અફસરો મળીને લગભગ ૧૨૦૦ માણસો હતા. તેમાંથી હિંદી અફસરો તો માંડ વીસ જેટલા હશે.

નૌકાદળમાં નાવિકો કે અફસરોની સંખ્યા વધારવામાં મુખ્ય મુશ્કેલી તાલીમ આપવાની હતી. પૂરતી સંખ્યામાં તાલીમમથકો હિંદમાં નહોતાં. નાવિક બનવા આવનારા કેટલાક રંગરૂટોએ તો જન્મ લીધા પછી દરિયો કદી જોયો જ નહોતો. આધુનિક નૌકાદળની કામ-

ગરી એવા પ્રકારની છે કે તેમાં કાંઈક ભણેલાગણેલા માણસો જ કામ આવી શકે. પણ બ્રિટિશ સરકારના અમલને પ્રતાપે પ્રજાનો જંગી સમૂહ પ્રાથમિક અક્ષરજ્ઞાનથી પણ વંચિત રહ્યો હતો; તેથી દરિયાઇ તાલીમ આપતાં પહેલાં નાવિકોને અક્ષરજ્ઞાન પણ આપવું પડતું. પહેલા વિશ્વયુદ્ધમાં ભાગ લેનાર જહાજ 'ડેલહાઉસી'ને તાલીમી-જહાજ બનાવીને તેમાં નાવિકોને તાલીમ અપાતી હતી. એક નાવિકને પૂરી તાલીમ આપતાં દોઢ વર્ષ લાગતું. તે પછી જ નૌકાદળ માટે એ ઉપયોગી થઈ શકે. અફસરોને તાલીમ આપતાં ચાર વર્ષ વીતતાં. અને એ તાલીમ લેવા માટે પણ એમને ઈંગ્લૅંડ જવું પડતું: કારણ કે હિંદમાં તો એ માટે કોઈ જાતની સગવડ ઊભી કરવામાં આવી નહોતી.

તે દરમિયાન, હિંદુસ્તાનના સંરક્ષણને અદ્યતન ઢબનું બનાવવાના સમગ્ર પ્રશ્નની તપાસણી કરવા માટે નિમાયેલી 'ચેટફીલ્ડ સમિતિ'એ ૧૯૩૯ના ફેબ્રુઆરીમાં પોતાનો અહેવાલ પેશ કર્યો. એમાં નૌકાદળ તેમ જ સૈન્યના બીજા વિભાગો માટે મહત્ત્વના સુધારાઓ સૂચવાયા હતા. તે પૂર્વે, સામ્રાજ્યના નૌકા-સંરક્ષણ અંગેના ખર્ચમાં હિંદુસ્તાને દર વર્ષે પંદર લાખ રૂપિયાનો ફાળો આપવો પડતો હતો. તે લેવાનું બ્રિટિશ સરકારે બંધ કર્યું અને બદલામાં હિંદુસ્તાનના કિનારા અને સીમાડાઓના રક્ષણની વધુ મોટી જવાબદારી હિંદી નૌકાદળને શિરે આવી પડી.

જોતજોતામાં તો યુરોપમાં લડાઈ ફાટી નીકળી. હિંદના કિનારાનું રક્ષણ કરવા ઉપરાંત દરિયાઈ વ્યવહારમાર્ગોનું રક્ષણ કરવાનું, શત્રુઓએ દરિયામાં પાથરેલી જળ-સુરંગો ખસેડવાનું અને સબમરીનો સામે ચોકી રાખવાનું કામ હિંદી નૌકાદળ ઉપર આવી પડ્યું. નૌકાદળ પાસે હતાં તેથી ઘણાં વધારે જહાજોની એને એકાએક જરૂર ઊભી થઈ, એટલે વેપારી જહાજોમાંનાં ઘણાં સરકારે ફરજિયાત

લઈ લીધાં—'રેકિવઝિશન' કર્યાં. અને એ જહાજોના અસલ ખલાસીઓમાંથી જેને નૌકાદળમાં રહેવું હતું તેમને રાખીને દરિયાઈ જંગની તાલીમ આપવા માંડી.

તાલીમી–શિક્ષકો અને સગવડોની અછત વચ્ચે પણ નવા અફસરોને હિંદમાં જ તાલીમ આપવાનું હવે શરૂ કરાયું. નવાં જહાજો બનાવવાની ઈંગ્લંડ, ઓસ્ટ્રેલિયા અને સામ્રાજ્યના બીજા દેશોમાં વરધીઓ અપાઈ.

હિંદમાં તો તે વખતે જહાજ–બાંધકામ કરવાની કોઈ વ્યવસ્થા નહોતી. હિંદમાં એ ઉદ્યોગને વિકસવા માટે સરકારે કદી ઉત્તેજન આપ્યું નહોતું. ઊલટાનો, હિંદી જહાજી પેઢીઓ સાથે એણે સદાય સાવકી મા જેવો વર્તાવ રાખ્યો હતો. ૧૮–૧૯મી સદી દરમિયાન મુંબઈના મશહૂર વાડીઆકુટુંબે જહાજો બાંધવાના ધંધામાં ઘણી ખ્યાતિ મેળવી હતી. હિંદુસ્તાન ઉપરાંત બ્રિટનનાં ખુદ શાહી નૌકાદળ માટે પણ એ ઉદ્યમી પારસીઓએ જહાજો બાંધેલાં. એ જમાનામાં એ જહાજો એટલાં મજબૂત અને સુંદર ગણાતાં કે 'ગંગા' અને 'મલબાર' નામનાં બે જહાજો વાડીઆકુટુંબે શાહી નૌકાદળને બાંધી આપેલાં, તે આજે અસ્તિત્વ ન ધરાવતાં હોવા છતાં એમનાં નામ એ નવાં બંધાયેલાં જહાજો ઉપર ચાલુ રાખીને શાહી નૌકાદળે એ હિંદી વહાણવટીઓની કીર્તિ અમર રાખી છે. પણ નરી કીર્તિમાંથી તો નવાં જહાજો પેદા થઈ શક્યાં નહિ. વાડીઆકુટુંબે આરંભેલું કાર્ય એમની પાછળ ચાલુ રહી શક્યું નહિ.

વાડીઆના મૃત ઉદ્યોગને સજીવન કરવાની તક આ લડાઈએ સિંધીઆ કંપનીને અપાવી. ૧૯૪૧માં વિઝાગાપટ્ટમ પાસે ગાંધીગ્રામ વસાવાયું અને સિંધીઆ કંપનીની મોટી એક ગોદી ત્યાં ઊભી થઈ. એ વર્ષના જુલાઈમાં જ હિંદી નૌકાદળ માટે હિંદમાં બંધાયેલું સૌ પ્રથમ જહાજ 'ત્રાવણકોર' તરતું મુકાયું. ત્રણ મહિના પછી બીજું

જહાજ 'બરોડા' દરિયાની વાટે પડ્યું. ઈંગ્લંડમાં 'જમના', 'નર્મદા', 'સતલજ' વગેરે જહાજો બંધાવા માંડ્યાં. ઑસ્ટ્રેલિયામાં બંધાયાં 'બંગાળ', 'બૉમ્બે' અને બીજાં.

હિંદી નૌકાદળમાં જો કોઈ એક સર્વાંગી હિંદી તત્ત્વ શોભી ઊઠતું હોય તો તે એનાં જહાજોનાં નામ છે. હિંદના ઇતિહાસના જાણકાર, અને ખાસ તો ભૂતકાળના હિંદના વહાણવટાના ઇતિહાસના નિષ્ણાત હિંદી અફસરોની એક સમિતિ ચોક્કસ સમયે દિલ્હીમાં આ નામો પાડવા ભેગી થતી રહી છે. જેમ જહાજોનાં, તેમ તાલીમ–મથકોનાં નામ પણ આ સમિતિએ જ પાડ્યાં છે.

નૌકાદળમાં એવો શિરસ્તો છે કે તાલીમ માટેનાં ભૂમિ–મથકોને પણ જહાજોને લાગતો એચ. એમ. આઈ. એસ. (હિઝ મેજેસ્ટીઝ ઇન્ડિયન શિપ) પ્રત્યય લગાવવો. એ રીતે એચ. એમ. આઈ. એસ. 'હિંદુસ્તાન' એ એક જહાજનું નામ છે, જ્યારે એચ. એમ. આઈ. એસ. 'હિમાલય' કરાંચીમાં એક ભૂમિ–મથકનું નામ છે. એક જ જાતનાં જહાજોને એક જ પ્રકારનાં નામો અપાયાં છે. હિંદનાં પ્રાંતો, પ્રદેશો, શહેરો, નદીઓ અને ઐતિહાસિક વ્યક્તિઓનાં નામ નૌકાદળનાં જહાજોને અપાયાં છે. એમાંનાં થોડાં આ રહ્યાં: 'પંજાબ' 'આસામ', 'રજપુતાના', 'ત્રાવણકોર', 'બરોડા', 'હૈદ્રાબાદ', 'આગ્રા', 'પટણા', લાહોર', 'પેશાવર' 'કરાંચી', 'ખૈબર', 'કર્ણાટક', 'ઔંધ', 'કલકત્તા', 'ગંગા', 'જમના', 'નર્મદા', 'સતલજ', 'અકબર' અને 'શિવાજી'. તે ઉપરાત એક સૈનિકમાં જે ગુણ હોવા જોઈએ તેનાં નામો પણ તાલીમ–મથકોને અપાયાં છે: 'બહાદુર' અને 'દિલાવર' નામનાં બે ભૂમિ–મથકો કરાંચીમાં છે.

## ૩. અધૂરી તાલીમને દિપાવનારા

લડાઈને લીધે નાવિકોની ભરતી કરવાના કામે પણ વેગ પકડ્યો. ૧૯૨૮ સુધી મુખ્યત્વે રત્નાગિરિ જિલ્લામાંથી જ નાવિકોની ભરતી થતી. પાછળથી મુંબઈની દક્ષિણ તરફના પ્રદેશમાંથી અને દરિયાથી સેંકડો માઈલને અંતરે પડેલા પંજાબમાંથી પણ ભરતી થવા લાગેલી. નાવિકોના ભરતી–કાર્યથી સાવ અસ્પૃશ્ય રહેલાં રજપુતાના અને મધ્ય હિંદી રિયાસતોમાંથી પણ છેવટે ૧૯૪૨માં ભરતી શરૂ થઈ.

હિંદનાં વેપારી જહાજો માટે ખલાસીઓ અને અફસરો તૈયાર કરવા માટે ૧૯૨૭થી, મુંબઈના દરિયામાં 'ડફરિન'. નામનું એક તાલીમી–જહાજ રાખવામાં આવ્યું છે. ૧૯૪૪ની આખર સુધીમાં એમાં ૭૧૯ વિદ્યાર્થીઓ જોડાયેલા. એમાંથી નીકળેલા ૧૧૮ અફસરો હિંદી નૌકાદળમાં અને ૨૪૯ અફસરો જુદાં જુદાં વેપારી જહાજોમાં કામે લાગ્યા હતા. મહામહેનતે અને ભારે લાગવગથી એમાં દાખલ થતા નાની ઉમ્મરના કિશોરો મહિનાઓ અને વર્ષોની યાતનાઓ-ભરી તાલીમ પામ્યા પછી કુશળ વહાણવટીઓ બનીને બહાર આવતા. આ ઉપરાંત, સીધા નૌકાદળમાં ભરતી થનારા નાવિકો માટે તો 'ડેલહાઉસી' નામનું એક માત્ર તાલીમી જહાજ હતું. તે પછી ૧૯૪૦માં, કરાંચી પાસે મનોરા નામનો ટાપુ છે ત્યાં 'બહાદુર' નામનું ભૂમિ–મથક શરૂ થયું. ૧૭ થી ૨૫ વર્ષના ઊગતા જુવાનો એમાં ૧૮ મહિના સુધી તાલીમ લીધા બાદ સમુદ્ર ઉપર પોતાની કામગરી બજાવતાં બજાવતાં વધુ તાલીમ પામે છે. શરૂઆતમાં 'બહાદુર' મથકમાં ૩૦૦ વિદ્યાર્થીઓ પૂરતી જ વ્યવસ્થા હતી પણ પાછળથી એથી બમણી સંખ્યા ત્યાં રહી શકે એવી સગવડ કરવામાં આવી હતી. આધુનિક જહાજી–તાલીમમાં જે અનેક ગૂંચ-

વણી રહેલી છે તેને સરળ બનાવવા કિશોરોને તાલીમ આપવા 'દિલાવર' નામનું એક જુદું ભૂમિ-મથક ૧૯૪૨ ની શરૂઆતમાં કરાંચીમાં શરૂ થયું. એમાં ૧૪થી ૧૫૩ની વયના કિશોરોને દાખલ કરીને એક વર્ષ સુધી કેળવણી અપાય છે. ખાસ કરીને તો અંગ્રેજી અને ગણિતના વિષયોમાં એ કિશોરોનો પાયો પાકો બનાવવામાં આવે છે: કે જેથી 'દિલાવર'નું વરસ પૂરું કરીને જ્યારે એ 'બહાદુર'માં બે વર્ષની આખરી તાલીમ પામવા જાય ત્યારે એવા પ્રાથમિક વિષયો પાછળ એમનો ઝાઝો સમય ન બગડે.

તે પછી ૧૯૪૩માં જામનગરમાં નૌકાદળની એક ટોરપીડો શાળા ઉઘાડવામાં આવી. આમ જુદાં જુદાં શહેરોમાં મળીને લડાઈ દરમિયાન નૌકાદળે કુલ સોળ તાલીમ-મથકો શરૂ કર્યાં હતાં. મુંબઈમાં 'અકબર' નામના મથકમાં ખલાસી તરીકેની પ્રાથમિક તાલીમ અપાય છે અને 'તલવાર'માં સંદેશાવ્યવહારનું શિક્ષણ અપાય છે. પૂના નજીકના લોનાવલાના 'શિવાજી' મથકમાં એન્જિન વિભાગના કારીગરો તૈયાર થાય છે. કરાંચીના 'હિમાલય'માં તોપચી તરીકેની તાલીમ મળે છે.

'હિમાલય'માં તાલીમ પામેલા હિંદી ગોલંદાજોએ 'સતલજ', 'જમુના', અને 'બંગાળ' જહાજો ઉપરથી જાપાનીઓ સામેના દરિયાઈ જંગમાં ભાગ લઈને નામના મેળવેલી છે. નૌકાદળનાં જહાજો અને મથકોનાં રસોડાંમાં કામ કરવા માટે રસોઈઆઓને તાલીમ આપતી ખાસ શાળાઓ પણ ચલાવવામાં આવેલ છે.

લડાઈનાં છ વર્ષો દરમિયાન હિંદી નૌકાદળનાં જહાજો અને નાવિકોની સંખ્યામાં વીસગણો વધારો થયો. અફસરોની સંખ્યા પણ ઘણી મોટી થઈ, અને બધા મળીને ૧૨૦૦ હિંદી અફસરો જાપાનના પરાજય વખતે નૌકાદળમાં હતા. દર બે હિંદી અફસરોની

સાથે સાથે હિંદી નૌકાદળમાં ત્રણ પરદેશીઓને ભરતી કરવામાં આવેલા છે એમ આંકડાઓ દર્શાવે છે. એવા પરદેશીઓમાં અંગ્રેજો ઉપરાંત અમેરિકન, વલંદા, ફ્રેંચ, તુર્ક, ઇરાકી, યહૂદી, નોર્વેજિયન, રશિયન, સ્વીસ અને યુગોસ્લાવ જાતિઓના થોડા થોડા અફસરો પણ શામિલ છે. લડાઈમાં નૌકાદળના સંચાલનમાં હિંદી અફસરોએ પોતાની જાતને આટલી કુશળ પુરવાર કરી બતાવી છતાં હિંદી નૌકાદળમાં હજી પણ પરદેશીઓની ભરતી ચાલુ છે.

લડાઈનાં શરૂઆતનાં વર્ષો દરમિયાન તો હિંદી નૌકાદળને હિંદની આસપાસના સમુદ્રમાં કોઈ જાતની કામગરી બજાવવાપણું હતું નહિ. પણ પેલી ચેટફીલ્ડ સમિતિએ કરેલી ભલામણો અનુસાર હિંદથી સેંકડો માઈલ દૂરના પ્રદેશોનું રક્ષણ કરવાની ફરજ હિંદના નૌકાદળ ઉપર લદાયેલી હતી. તે પ્રમાણે આફ્રિકામાં બ્રિટિશ સોમાલીલેન્ડ પરની ચઢાઈમાં અને ઇરીટ્રીઆ તથા એબિસીનિયા માટેની લડાઈમાં હિંદી નૌકાદળે ભાગ લીધેલો.

૧૯૪૦માં અંગ્રેજોએ સોમાલીલેન્ડમાંથી પીછેહઠ કરી ત્યારે ભાગવામાં અને ૧૯૪૧માં એની ઉપર ચઢાઈ કરી ત્યારે લડવામાં હિંદી નૌકાદળે શાહી નૌકાદળને મદદ કરેલી. ' નેત્રવતી ' અને ' પાર્વતી ' નામનાં હિંદી જહાજોએ એમાં સારો ભાગ ભજવેલો. તે પછી ઇરાનમાં બ્રિટિશ અને હિંદી સૈન્ય ઉતારવામાં પણ નૌકાદળે મદદ કરેલી. ભૂમધ્ય સમુદ્રમાં મિત્રજહાજો સાથે વોળાવિયા તરીકે જવાની અને પાછળથી તો એ સમુદ્રને મિત્રરાજ્યોના તાબા નીચેના એક સરોવર જેવો સુરક્ષિત બનાવી દેનારી ચોકિયાતી કામગરીમાં એમણે ભાગ લીધેલો. રાતા સમુદ્ર અને ઇરાની અખાતમાં ધરીરાજ્યોની લાગવગ પ્રસરતી રોકવાનું કાર્ય પણ એમણે જ કરેલું હતું.

ઈંગ્લંડમાં તૈયાર થયેલા 'જમના' અને 'સતલજ' નામનાં બે વેળાવિયાં જહાજોને બ્રિટિશ સરકારે ૧૯૪૧ દરમિયાન એટલાંટિક મહાસાગરના સબમરીન–વિરોધી જંગમાં ભાગ લેવાને માટે રોક્યાં હતાં.

તે પછી જાપાન સામેની લડાઈ જાગી. મલાયામાંથી એકાએક વધુ સૈન્યની અને વધુ સાધનસામગ્રીની બૂમ પડી. હિંદી નાકાદળનાં જહાજો ત્યાં દોડયાં. સૈન્યો અને સામગ્રી ઠાલવીને હજી તો એ પાછાં ફરે તે પૂર્વે તો પીછેહઠની પ્રગતિ સિંગાપુર સુધી પહોંચી ગઈ. જાપાનીઓના પંજામાંથી અને મોતમાંથી છટકી શકયા તેટલા તમામ હિંદી અને ગોરા સનિકોને સિંગાપુરમાંથી ઉપાડીને સલામત સ્થળે પહોંચાડવાનું કામ 'જમના' અને 'સતલજે' કરેલું. ઈન્ડોનેશિયામાંથી મિત્રસેનાની પીછેહઠ થઈ ત્યારે પણ વિજય-ચકચૂર જાપાનીઓની બૉંબઝડીઓ વચ્ચે એમણે આ કાર્ય ચાલુ રાખેલું. ઈન્ડોનેશિયાના પાટનગર બટેવિયાનું પતન થયું તે અગાઉ ત્યાંથી રવાના થનાર સહુથી છેલ્લું જહાજ 'જમના' હતું. વળી પાછી બરમામાંથી પીછેહઠ થઈ. સૈનિકો કરતાં ય વધુ નાગરિકો ભાગી નીકળ્યા તે વખતે—૧૯૪૧ના માર્ચ–એપ્રિલ દરમિયાન એક જ મહિનામાં હિંદી નૌકાદળનાં જહાજોએ બરમાનાં બંદરોમાંથી ૪૦,૦૦૦ હિંદીઓને સ્વદેશ પહોંચાડયા હતા. દુશ્મન સાવ લગોલગ આવી પહોંચે તો પણ પોતાની ફરજમાંથી ચલિત ન થવાના નિરધારવાળા 'હિંદુસ્તાન' જહાજે રંગૂન છોડતા છેલ્લા જહાજી કાફલાના રક્ષક તરીકે કામ કરેલું. 'હૈદરી' જહાજે પણ એમાં ભાગ લીધેલો. 'ઈન્ડસ' (સિંધુ) નામનું જહાજ તો પોતાની ફરજ બજાવતાં બજાવતાં દુશ્મનને હાથે સાગરતળિયે જઈ બેઠું.

હિંદી નૌકાદળની લડાયક તવારીખમાં અમર બની જનારો એક બનાવ ૧૯૪૨ના નવેમ્બરમાં બનેલો. ઑસ્ટ્રેલિયામાં બંધાયા

પછી પોતાની જિંદગીની પ્રથમ મજલ કાપતું 'બંગાળ' નામનું જહાજ હિંદુસ્તાન ભણી આગળ વધી રહ્યું હતું. તેલથી ભરેલા એક પરરાષ્ટ્રીય 'ટેન્કર' જહાજનું રખોપું એને સોંપાયેલું હતું. એવામાં હિંદી મહાસાગરના એકાંત વિસ્તારમાં બે જાપાનીસ બારકસોનો એમને ભેટો થયો. ૧૦,૦૦૦ અને ૭૦૦૦ ટનનાં એ બે શસ્ત્રસજ્જ જહાજો સામે ૧૦૦૦ ટનનું 'બંગાળ' આવીને ઊભું. ટેન્કરનો માર્ગ એણે મોકળો કરી દીધો અને એ સલામત અંતરે પહોંચી જાય ત્યાં સુધી અનેકગણી તાકાતવાળા બે દુશ્મનો સામે ઝીંક ઝીલવાની એણે તયારી કરી. ઘડીવારમાં તો જાપાનીઓની વિશાળ જડબાંવાળી તોપો ગરજી ઊઠી. સામે બંગાળની ટચુકડી તોપોએ પણ પડકાર કર્યો: અને ટેન્કરવાળો પરદેશી પણ થંભી ગયો—એ ન ભાગ્યો. પોતાની પાસે હતું તેટલું લઈને એ પણ બેરુની પડખે ઊભો રહ્યો, અને એ નાકાયુદ્ધમાં 'બંગાળે' એક જાપાની બારકસ ડુબાડ્યું; બીજું ભાગી નીકળ્યું. ઘાયલ ટેન્કરને 'બંગાળે' હિંદને કાંઠે પહોંચાડી દીધું. પાછળથી જાપાનીઓનાં વળતાં પાણી થયાં ત્યારે આરાકાનના કિનારા પરના યુદ્ધમાં અને આખરે રંગૂન પરની ચઢાઈમાં એ જ 'બંગાળ' જહાજે ભાગ લીધેલો.

હિંદના બ્રિટિશ સર સેનાધિપતિ ઑકિનલેકે કહ્યું છે કે:

'શાહી હિંદી નૌકાદળે એટલાંટિક તેમ જ ભૂમધ્યની લડાઈઓમાં અને રાતા સમુદ્ર તથા હિંદી મહાસાગરમાં પોતાનો ભાગ ભજવેલો છે. પોતાની પાડોશના પ્રદેશોમાં હિંદી લશ્કરની મદદમાં કામગરી બજાવીને એણે ભારે નામના મેળવી છે. શાહી હિંદી નૌકાદળના નાવિકોના સંચાલન નીચેનાં જહાજોએ ઘણી સફળ ચઢાઈઓમાં ભાગ લીધેલો છે. એના લડાયક જુસ્સા માટે અને સાગર–સેનાને છાજતી એની કાર્યકુશળતાને માટે શાહી હિંદી નૌકાદળે બ્રિટિશ નૌકા-

ખાતાની, લાર્ડ લુઈ માઉન્ટ બૅટનની અને શાહી નાકાદળના અફસરો તથા નાવિકોની પ્રશંસા મેળવી છે. દુનિયામાં આથી વધુ સારા પરીક્ષકો બીજા કોઈ નથી.'

અલબત્ત, આધુનિક શસ્ત્રયુદ્ધના જમાનામાં હિંદુસ્તાન જેવા દેશ પાસે જેવડું નાકાદળ જોઈએ તેના પ્રમાણમાં તેનું આજનું નૌકાદળ તો રમકડાં જેવું છે. સાત મહાસાગર ઉપર સ્વતંત્ર હિંદુસ્તાનની ધજા ફરકાવતાં જહાજો જે દિવસે સફર કરતાં થશે તે દિવસે એ સેંકડો વેપારી જહાજોની ઇજ્જતનું, એમનાં બંદરોનું અને હિંદની હજારો માઈલની સાગરપટ્ટીનું રક્ષણ કરવા માટે હિંદુસ્તાનના આંતરરાષ્ટ્રીય ગૌરવને છાજે તેવો વિરાટ નૌકાકાફલો અસ્તિત્વ ધરાવતો હશે.

આજની પરદેશી સરકારની લડાઈ જીતી આવવામાં હિંદી નાવિકોએ જેટલી મહેનત લીધી છે, જેટલી બહાદુરી બતાવી છે, તેથી અનેકગણાં વધુ પરિશ્રમ, શૌર્ય અને ખંત એમણે આવતી કાલના આઝાદ હિંદ નૌકાદળ માટે લેવાં પડશે. આવતી કાલે એમની ઉપર એવી જબરદસ્ત જવાબદારી આવી પડનારી છે કે એમણે ગઈ લડાઈમાં ભજવેલો ભાગ તો બચ્ચાના ખેલ જેવો લાગશે. અમેરિકા અને જાપાનના, બ્રિટન અને જર્મનીના નાવિકોએ આ લડાઈમાં જે કરી બતાવ્યું છે તેની બરોબરી કરવાના અને એમનાથી સવાયા બનવાના મનોરથો આવતી કાલના હિંદી નાવિકને ઘડવાના રહેશે. માઉન્ટબૅટન અને ઑકિનલેકનાં અભિનંદન એમણે ભલે મેળવ્યાં: જવાહર અને સુભાષની પ્રશંસા પામવાનું હજી બાકી છે.

## ૪. જંગ જિતાવનારને જૂતિયાં

**આ**ઝાદ હિંદ ફોજના કર્નલ સેહગલે હિંદી સૈન્ય વિશેની એક લેખમાળામાં કહ્યું છે કે—

'લડાઈ દરમિયાન શાહી હિંદી નૌકાદળનો ઝડપભેર વિકાસ થયો છે. જો કે તેનું આજનું સંખ્યાબળ હિંદુસ્તાનના સંરક્ષણ માટે જોઈએ તેનાથી તો ઘણું ઓછું છે, પણ લડાઈ પૂર્વેના તેના કદ કરતાં તે અનેકગણું છે. હિંદી લશ્કર કરતાં વિશેષ જે એક ફાયદો હિંદી નૌકાદળને થયો છે તે એ છે કે હમણાંનાં વર્ષો દરમિયાન એનું સર્જન થયું હોવાથી બ્રિટિશ શાહીવાદીઓની અનેક અનિષ્ટ અસરોમાંથી એ બચી ગયું છે. લશ્કર કરતાં નૌકાદળમાં રંગભેદ આજે વધુ પ્રવર્તે છે છતાં લશ્કરી સૈનિકો કરતાં નૌકા–સૈનિકોમાં ઘણી વધારે રાજકીય જાગૃતિ આવેલી છે.'

રંગભેદ અને જાગૃતિઃ હિંદી નાવિકોને ખુલ્લા અને સશસ્ત્ર બળવાના દરવાજા સુધી ઘસડી જનારા એ બે પાંખાળા અશ્વો છે. ખોરાકની, પગાર-ભથ્થાંની, સરસામાનની, મુસાફરીની અગવડની અને બીજી અનેક નાની–મોટી ફરિયાદો આ બેમાંથી ઉદ્ભવેલી છે. સનિકોનું જીવન તો મુશ્કેલીઓથી ભરેલું હોય છે. પળે પળે મુસીબતો વેઠવાનું ધારી લીધા પછી જ માણસ સૈનિક બનવા જતો હોય છે. પણ અમુક વાતાવરણમાં જે મુસીબતો એને આકરી નથી લાગતી તે બીજા વાતાવરણમાં ભારે વસમી થઈ પડે છે. નૌકાદળનો નાવિક મુસીબતોનો કાયર નથી. પણ ગોરાઓનો ઘમંડી અને તુમાખીભર્યો વર્તાવ એનાથી સહી શકાયો નથી. નૌકાદળના બળવા અંગે નિમાયેલી તપાસ–સમિતિ સમક્ષ જુબાની આપનાર એક સાક્ષીએ કહ્યું છે તેમ, રાષ્ટ્રીય સરકારના કોઈ હિંદી યુદ્ધ–પ્રધાનનો સાદ પડે તો આજે એમને ઓછા લાગતા પગારોથી અરધા પગારે પણ કામ કરવા

માટે હિંદી નાવિકો તત્પર બનશે. નૌકાદળમાંથી જો ગોરા અફસરો કાઢવામાં આવે અને એના હિંદી અફસરોમાંથી ગોરું તત્ત્વ નીકળી જાય તો પછી મુસીબતો તો હિંદી નાવિકો હસતાં હસતાં બરદાસ્ત કરી લેશે. ઝાડનાં પાંદડાં અને ઘાસનાં મૂળિયાં ખાઈને દુશ્મનને પડકારનારા આઝાદ ફોજના જવાંમર્દો પણ હિંદુસ્તાનના જ બેટા હતા ને?

પણ હિંદી નૌકાદળનું વાતાવરણ જુદું જ હતું. એના મોટા લાગતા ગોરા અફસરો કોઈ નિરાળી દુનિયામાં વસતા હતા. એક તો એમનામાં સંચાલનની કે વ્યવસ્થાની પૂરી આવડત ન મળે. બ્રિટિશ નૌકાદળમાં ખલાસીપણું કરતાં કરતાં એ એકાએક હિંદી નૌકાદળના અફસર બની ગયા હતા. અને તેમાં પાછો ઘમંડ તો ભારોભાર. પોતાની નીચેના હિંદી નાવિકોને જીવતાં માનવીને બદલે એ 'કાળિયા' અને 'હરામજાદા' નામના માટીનાં પૂતળાં સમજતા અને એ મુજબ પોતાની તુમાખીભર્યો વર્તાવ રાખતા.

હજારો હિંદી નાવિકોએ લડાઈનાં છ-છ લાંબાં વર્ષો સુધી મુઠ્ઠીભર ગોરાઓનો આ ઘમંડ સાંખી લીધો. પણ લડાઈ પૂરી થઈ, એમને માથેથી મોટી જવાબદારી દૂર થઈ અને નવરા પડ્યા એટલે હરઘડી ને હરપળ એમને ગોરાઓની તુમાખી ખટકવા માંડી. એમના જીવને ચેન ન પડ્યું. એમનામાં સળવળાટ જાગ્યો. નૌકાદળના વડા ગોરા અધિકારીઓની તીણી આંખોથી આ સળવળાટ છાનો ન રહ્યો. મોટી અશાંતિના ભડકાની એમણે એમાં એંધાણીઓ ભાળી. અને પરિસ્થિતિમાં કાંઈક સુધારો કરીને, બે મીઠાં વચન કહીને નાવિકોને શાંત પાડવાને બદલે એ તો બેબાકળા બની ગયા. લડાઈ જીતવામાં એમને આવડી મદદ કરનારા હિંદી નાવિકો હવે એમને એક મોટી બલા સમાન લાગ્યા. એનાથી છૂટવા માટે એમણે સૈન્યવિખેરણીની યોજના તુરતાતુરત જાહેર કરી દીધી. '૪૬ના એપ્રિલની આખર સુધીમાં ૯૦૦૦

નાવિકો અને ૯૪૦ અફસરોનો પહેલો જથ્થો નૌકાદળમાંથી છૂટો કરવાની એમની યોજના હતી. તે પછી પણ વધુ જથ્થાઓને ઘેર ભેગા કરી દેવાનું કાર્ય એમણે ચાલુ રાખ્યું છે.

પણ દરેક કામમાં છબરડો વાળવાની એમની કળાથી આ સૈન્યવિખેરણીનું કાર્ય પણ અલિપ્ત ન રહી શક્યું. જતાં જતાં પણ નાવિકોના દિલની નારાજીમાં એમણે વધારો કર્યે રાખ્યો. છૂટા થનારાઓને સરખા પગાર ન ચૂકવાય, એમનાં પ્રમાણપત્રો ન મળે, એક જગ્યાએથી બીજી જગ્યાએ અનેક ધક્કા ખાવા પડે, ભરતી થતી વખતે એમને અપાયલો સરસામાન બધો પાછો મગાય અને વર્ષોની નોકરી તથા હેરફેર દરમિયાન એમનું કાંઈ ગૂમ થયું હોય તો તેની પૂરી કિંમત એમના પગારમાંથી કાપીને વસૂલ કરાયઃ આવા આવા કંઈક બનાવો બનવા માંડ્યા. ગરજ સરી એટલે વૈદ્ય વેરી, બાપે માર્યાં વેર જાગી પડ્યાં હોય તેવો વર્તાવ ગોરા નૌકા-અધિકારીઓએ જાપાનના પરાજય પછીના મહિનાઓ દરમિયાન દાખવ્યો. ઝીણામાં ઝીણી વાત માટે ગાળો દેવી અને આકરી સજાઓ કરવી એ તો એમને માટે સહજ બની ગયું.

બીજી બાજુ નાવિકોએ જોયું કે પોતે તો ન ઘરના રહ્યા કે ન ઘાટના. પરદેશીઓની લડાઈમાં મદદ કરવા બદલ એમના પોતાના દેશબાંધવો એમની સામે તિરસ્કારથી જોતા હતા અને જેમને પોતે એ મદદ કરેલી તેમની તરફથી તો જશને બદલે જૂતિયાં મળી રહ્યાં હતાં! નૌકાદળના બળવાની તપાસ-સમિતિ સમક્ષ બીજા એક સાક્ષીએ કહ્યું છે તેમ, નાવિકોએ જોયું કે આઝાદ હિંદના સૈનિકોનાં દેશ આખો ગુણગાન કરી રહ્યો છે. વતનની મહોબ્બત પ્રાપ્ત કરવાનો માર્ગ એક જ છે એ એમણે જોયું: ગોરાઓના જુલમો નીચી મૂંડીએ સહી લેવાને બદલે એમનો સામનો કરવાનો. અને એ માર્ગે કદમ ભરવાનો થનગનાટ એમનાં અંતરમાં વ્યાપી ગયો.

## ૫. હડતાલના સદ્ધમાં બળવાનો પવન

બળવાનાં કારણો વિશે હવે પછીનાં પાનાંમાં એ બળવામાં જોડાનારા અને ન જોડાનારા નાવિકો અને હિંદી તેમ જ ગોરા અફસરોએ તેમના વિચારો ફરી ફરીને જણાવ્યાં છે તે પૂરતાં છે. એથી વિશેષ કોઈની ય સાહેદીની જરૂર નથી. 'સ્વતંત્રતા અમર રહો' કે 'ક્વીટ ઇન્ડિયા' જેવાં સૂત્રો નૌકા-મથકોમાં લખવા માટે સિંધ નામના નાવિકને સજા થઈ અને દત્તને બરતરફી મળી એ તાત્કાલિક કારણો હતાં. અને એમાં છેવટ જતાં 'તલવાર' મથકના નાવિકોને એમના ગોરા કમાન્ડર કિંગે બિભત્સ ગાળો દીધી ત્યારે, ૧૯૪૬ના ફેબ્રુઆરીમાં, નાવિક-સમૂહનો રોષ માઝા મૂકવાની અણી ઉપર આવીને ઊભો. એ ફેબ્રુઆરીની ૧૭મીએ મુંબઈના 'તલવાર' મથકના કેટલાક નાવિકોએ ખોરાક સામે વિરોધ દર્શાવીને ખાવાની ના પાડી દીધી. અફસરોએ એમને સમજાવ્યું કે, હવે પછીથી આવું નહિ બને. પણ એવાં તો અસંખ્ય વચનો સાંભળી સાંભળીને નાવિકો થાકેલા હતા. ફરિયાદો કરી કરીને એમની જીભના કુચ્ચા વળી ગયા હતા. ફરિયાદથી કાંઈક વિશેષ નહિ કરી બતાવીએ ત્યાં સુધી આપણું કોઈ સાંભળવાનું નથી એમ એમને લાગ્યું. બીજે દિવસે પણ કેટલાક નાવિકોએ ભોજનનો બહિષ્કાર કર્યો. પંદર દિવસથી એકની એક દાળ એમને અપાતી હતી. ભૂખ્યા નાવિકોને પરેડ કરવા જવાનો સમય થયો. કોઈએ નુસ્ખો બતાવ્યો કે, ખાવાનું નહિ તો કામ પણ નહિ. એટલે અફસરોની સિસોટીઓ વાગ્યા જ કરી, પણ 'એક કતાર' બનીને કોઈ ઊભું ન રહ્યું. તરત જ સંદેશાઓ છૂટયા. મથકના કમાન્ડરને ખબર અપાયા. એમણે મુંબઈના ફ્લૅગ ઑફિસરને જાણ કરી. એમણે દિલ્હીમાં રહેતા સમગ્ર નૌકાદળના ફ્લૅગ ઑફિસર વાઈસ-ઍડમિરલ ગોડફ્રેને સંદેશો પહોંચાડયો.

બપોર પહેલાં તો ફ્લૅગ ઑફિસરે 'તલવાર'ની મુલાકાત

લીધી. નાવિકોએ એમની સામે બરાડા પાડયા કે, 'કિંગને રુખસદ આપો.' તે પહેલાં કોઈ વાત સાંભળવા એ તૈયાર નહોતા. તરત જ કમાન્ડર કિંગની બદલી કરાઈ. બીજા એક અફસરને તાબડતોબ તેડાવીને મથકના કમાન્ડિંગ અફસર બનાવાયા. સાંજે મુંબઈના ફ્લૅગ ઑફિસર પાછા ફર્યા અને નાવિકોને કહ્યું કે, 'તમારી જે કાંઈ માગણીઓ હોય તેને રીતસર રજૂ કરો, વાટાઘાટો ચલાવવા માટે તમારામાંથી એક સમિતિ નીમો.' એટલે 'તલવાર' ના નાવિકોએ ત્યાં ને ત્યાં એક સભા ભરી, પોતાની સમિતિ ચૂંટી અને તેના પ્રમુખ ઉપ–પ્રમુખની નિમણૂંક કરી. ૧૮મી ફેબ્રુઆરી ૧૯૪૬ની એ સાંજ હતી.

વળતે દિવસે સવાર પડી ત્યારે મુંબઈનાં તમામ ભૂમિ–મથકોમાં અને એના કીનારામાંનાં વીશેક જહાજોમાં હડતાલ પડી. 'તલવાર' વાળી ચૌદ નાવિકોની સમિતિએ ઘડેલી નીચેની માગણીઓને ટેકો આપીને 'તલવાર' ના ૧૦૦૦ હડતાલિયાઓ પ્રત્યે સહાનુભૂતિ દર્શાવવા બીજા બધા નાવિકો હડતાલ ઉપર ઊતર્યા :—

૧. આઝાદ હિંદ ફોજના તેમ જ બીજા બધા રાજકીય કેદીઓને મુક્ત કરવા.

૨. નાવિકો પ્રત્યે ગેરવર્તાવ દાખવનાર અને એમને ગાળો દેનાર 'તલવાર' ના કમાન્ડિંગ અફસર સામે પગલાં લેવાં.

૩. નૌકાદળના નાવિકોને ઝડપભેર છુટા કરવા અને શાંતિકાળ દરમિયાન એમને ધંધે લગાડવાની જોગવાઈ કરવી.

૪. પગાર અને ભથ્થાંના દરોમાં ફેરફાર કરવા. શાહી નૌકાદળમાં હોય છે તેવી મુસાફરીની અને બીજી સગવડો આપવી. 'નાફી' નાં કેન્ટીનો (નાસ્તાગૃહો)માં દાખલ થવાની સહુને છૂટ આપવી.

૫. શાહી નૌકાદળની માફક કૌટુંબિક અને બાળકોનું ભથ્થું આપવું.

૬. સારામાં સારો હિંદી ખોરાક આપવો.

૭. નોકરીમાંથી છૂટા કરતી વખતે ગણવેશ પાછો ન માગવો.

૮. અફસરોએ નીચલા દરજ્જાના માણસો પ્રત્યે સારો વર્તાવ રાખવો.

૯. ઈન્ડોનેશિયામાંથી હિંદી સૈન્યને પાછું ખેંચી લેવું.

તાજેતરમાં જ અમેરિકન સૈનિકો તથા શાહી વિમાની દળ અને હિંદી વિમાની દળના સૈનિકોએ પોતાની ફરિયાદોના નિકાલ માટે પાડેલી હડતાલો નિર્વિઘ્ને પસાર થઈ ગઈ હતી, તેમ આનો પણ બે-ચાર દિવસમાં અંત આવી જશે એમ નાવિકોએ માન્યું. પણ કેટલાક નાવિકો વધુ પડતા ઉત્સાહમાં આવી ગયા અને મુંબઈના રસ્તા ઉપર સૂત્રો પોકારતાં પોકારતાં નીકળી પડ્યા. રસ્તામાં કોઈ જગ્યાએ મળેલા ગોરા સૈનિકો કે શહેરીઓ ઉપર થોડા હુમલા થયા. અને નાવિકોએ બીજાં તોફાનો કર્યાં. મથકોમાં આ વાતની ખબર પડતાં જ નૌકાદળની લોરીઓ ભરી ભરીને નાવિકો શહેરમાં ફરી વળ્યા. પોતાના સાથીઓ ક્યાંય અણછાજતું વર્તન ન દાખવે તે માટે એમણે સહુને ચેતવણી આપી.

જોતજોતામાં તો કરાંચી, કલકત્તા અને દિલ્હી જેવા દૂર દૂરના બંદરો અને શહેરોમાં હડતાલનો પવન ફૂંકાઈ ગયો. ભૂમિ-મથકો અને બંદરોમાંનાં જહાજોના મળીને ૨૦,૦૦૦ હિંદી નાવિકો હડતાલ પર ઊતરી ચૂક્યા. મુંબઈના બારામાં પડેલાં કેટલાંક જહાજો ઉપર રાષ્ટ્રધ્વજ ચડાવાયા. જહાજો અને મથકોમાં નાવિકોએ પોતાનામાંથી જ અફસરો નીમ્યા અને ત્યાં સંપૂર્ણ શાંતિ જાળવી. કોઈ નૌકા-

અફસરને કોઈ જાતની ઈજા થઈ નહિ. પણ મુંબઈનું વાતાવરણ તોફાની બની ચૂક્યું હતું. ગવર્નરે વડા નૌકા–અમલદારો સાથે ચર્ચાઓ કરી. હજી સુધી નાવિકોને મોકળે હાથે કામ લેવા દેવામાં આવતું હતું.

તા. ૨૦મી અને બુધવારે વાતાવરણ ગંભીર બન્યું. હવે શું થવાનું છે તેની ચિંતા શહેરમાં ફરતા નાવિકોના મોઢા ઉપર છવાયેલી દેખાતી હતી. દિલ્હીથી નૌકાદળના ફ્લૅગ ઑફિસર વાઇસ–એડમિરલ ગૉડફ્રે વિમાનમાર્ગે મુંબઈ આવી પહોંચ્યા. એમની સાથે મસલત કર્યા પછી મુંબઈના ફ્લૅગ ઑફિસરે ફરમાન કાઢ્યું કે તમામ હડતાલિયા નાવિકોએ પોતે શહેરમાં જ્યાં હોય ત્યાંથી બપોરના સાડાત્રણ સુધીમાં પોતપોતાનાં મથકોમાં પાછા ફરી જવું. નાવિકોને આ સંદેશાની જાણ કરવા નૌકાદળની પોલીસ શહેરમાં ફરી વળી. નાવિકોને એમ કહેવાયું કે, નાહક ગઈ કાલ જેવાં તોફાનો ક્યાંક થઈ બેસે અને શહેરી પોલીસ અને તમારી વચ્ચે ઘર્ષણ ઊભું થાય તેના કરતાં તો સૌ સૌનાં મથકોમાં જાવ અને ત્યાં તમારી હડતાલ ખુશીથી ચાલુ રાખો, અને તમારા ચૂંટેલા પ્રતિનિધિઓને સત્તાધિકારીઓ સાથે વાટાઘાટ કરવા માટે મોકલો.

આ વાત મોટા ભાગના નાવિકોને ગળે ઊતરી અને નિર્દોષભાવે તેઓ મથકોમાં પાછા ફર્યા. કેટલાકે આવવાની ના પાડી તેમને લૉરી-ઓમાં ફરતી લશ્કરી ટુકડીઓ પકડીને એમનાં મથકોમાં મૂકી આવી. સાંજ પડી તેમ વાતાવરણ શાંત થઈ ગયું. અને નાવિકોના મથકોના દરવાજા બંધ થયા. ઉઘાડી સંગીનોવાળી ભરી બંદૂકો લઈને હિંદી સિપાહીઓ ત્યાં ચોકી કરવા બેસી ગયા. દિવસ દરમિયાન મળેલી મુંબઈ પ્રાંતિક કૉંગ્રેસ સમિતિની બેઠકે એક ઠરાવ પસાર કરીને નાવિકો પ્રત્યે સહાનુભૂતિ દર્શાવી અને એમની ફરિયાદોનો તરતજ નિકાલ કરવા માટેનો સત્તાવાળાઓને આગ્રહ કર્યો. સાથે સાથે ઠરાવમાં એ પણ જણાવાયું કે પોતાની ફરિયાદોના નિકાલ માટે નાવિકો કોઈ

સીધું પગલું લેવા માગતા હોય તો તે અહિંસક રીતે હોવું જોઈએ–
અને તો જ કૉંગ્રેસ એમને મદદ કરી શકે.

ગુરુવાર તા. ૨૧મીની સવારે નાવિકો ઊઠયા અને એમને ભાન
થયું કે એ લશ્કરી પહેરા નીચેના કેદીઓ જેવી જ હાલતમાં છે.
મુંબઈની ટંકશાળની પછીતે દરિયાકિનારે આવેલી 'કેસલ' બરાકના
કેટલાક નાવિકોએ દરવાજા ખોલીને બહાર આવવાનો પ્રયાસ કરતાં
બહાર ઊભેલા મરાઠા લશ્કરી ચોકીઆતોએ એમની ઉપર ગોળીબાર
કર્યો. તરત જ નાવિકો કિલ્લા જેવી બરાકમાં પાછા ફર્યા. દરવાજાની
ભોગળો ભિડાઈ ગઈ. અંદર દારૂગોળા અને હથિયારોનો એક અલાયદો
ભંડાર હતો તેનો નાવિકોએ કબજો લીધો અને કિલ્લાની રાંગ
ઉપરથી ગોળીબારનો જવાબ વાળ્યો. અંગારામાં પવનની એક ફૂંક
લાગી અને બળવાનો ભડકો સળગી ઊઠયો.

## ૬. નાવિકોનો પડકાર : ગૉડફ્રેનો હુંકાર

તે પછી મુંબઈના બારામાં પડેલા જહાજો ઉપર બળવાખોરોએ
'તોપો તયાર છે'ની નિશાનીવાળા વાવટા ચડાવ્યા. જહાજો
ઉપરના કોઈ અફસરો બળવાખોરો સાથે ભળ્યા નહોતા
તેથી નાવિકો એમને મુંબઈના કિનારા સુધી સહીસલામત પહોંચાડી
આવ્યા. એપોલો બંદર ઉપર અને મુંબઈના કિનારા ઉપર બધે
લશ્કરી પહેરો લાગી ગયો, જેથી બળવાખોરોને ખોરાક કે પાણી કોઈ
પહોંચાડી શકે નહિ. 'કેસલ' બરાકમાં જતા નળ અને ટેલીફોનનો
વ્યવહાર કાપી નાખવામાં આવ્યો. પણ નાવિકો ડગ્યા નહિ. 'નર્મદા'

અને ' જમના ' જેવા જાપાનીઓ સામેના જંગમાં જઈ આવેલાં જહાજો બારામાં તોપો સજ્જ કરીને ઊભાં હતાં. ' કેસલ ' બરાક આગળ ગોળીઓની ધાણી ફૂટતી હતી. સવારના હતી તે મરાઠા ટૂકડીને ખસેડીને ગોરા સૈનિકોનો એક મોટો જથ્થો ત્યાં લાવવામાં આવ્યો હતો. એમણે નાવિકો સામે મશીનગનનો ઉપયોગ કરવા માંડયો. બપોર સુધી ગોળીબારોની તડાફડી જોરશોરથી ચાલુ રહી. તેના અવાજે ઉપરથી એમ લાગતું કે ખુવારી ઘણી મોટી થઈ હશે. પણ વસ્તુતઃ તો મોટા ભાગના ગોળીબારો હવામાં જ થયા હતા. બાજુમાંની ટંકશાળ બંધ કરવામાં આવી, જહાજો તોપમારો ચલાવે એવી દહેશતે કોટવિસ્તારમાંની ઑફિસો પણ ટપોટપ બંધ થઈ. છૂટાંછવાયાં લશ્કરી વિમાનો બંદરવિસ્તારમાં ઊંચે ઊડીને બળવાખોરોને ડારવાનો તેમ જ સલ્તનતની તાકાતનો ખ્યાલ આપવાનો પ્રયાસ કરતા હતા. બીજી બાજુ જહાજોમાંથી વાયરલેસ, બત્તી-સંકેત અને વાવટા-સંકેત દ્વારા સતત સંદેશાઓ આવ્યા કરતા હતા કે કિનારા પરના મથકો પરથી લશ્કરી પહેરો નહિ ઉઠાવી લેવાય તો પોતે તોપો ચલાવશે.

' તલવાર 'ના હડતાલિયાઓએ નીમેલી હડતાલ-સમિતિમાં બીજાં મથકોના પ્રતિનિધિઓ ઉમેરીને નાવિકોની એક મધ્યસ્થ હડતાલ-સમિતિ બનાવાઈ હતી. એણે નાવિકોને પોતપોતાનાં મથકોમાં પાછા ફરીને લશ્કરી ચોકિયાતો ન હટાવાય ત્યાં સુધી હડતાલ અને ઉપવાસ ચાલુ રાખવાનું કહેલું. પણ નાવિકોની ગાડી તો બીજે પાટે ચડી ગઈ હતી. બીજાં શહેરોમાં પણ નાવિકોની હડતાલ દેખાવો કરવાની હદે પહોંચી ગઈ હતી. કરાંચીના બારામાં પડેલા ' હિંદુસ્તાન ' જહાજના હડતાલિયાઓ એક હોડીમાં બેસીને કિનારા તરફ આવવા નીકળ્યા ત્યારે લશ્કરી હોડીમાંથી એમની ઉપર ગોળીબાર થયા. નાવિકો જહાજ ઉપર પાછા ફર્યા અને લશ્કરી હોડી ઉપર એમણે ગોળીબાર કર્યો, તેમ જ પોતાની તોપોને સજ્જ કરી બંદરી વિસ્તાર

ઉપર નિશાન લીધું. બંદરમાં જુદાં જુદાં મકાનોની અગાશી ઉપર લશ્કરે તોપો ગોઠવી અને સવારના સાડાદસ સુધીમાં શરણે થઈ જવાનું આખરીનામું 'હિંદુસ્તાન'ને મોકલાવ્યું. જહાજ શરણે ન થયું અને સામસામો તોપમારો ચાલ્યો. એકલા જહાજને નિશાન બનાવીને પાંચ–છ મકાનોમાંથી લશ્કરે એકસામટો તોપમારો ચલાવ્યો. પચીસ મિનિટમાં જ ફેંસલો થઈ ગયો. જહાજને નુકસાન થયું, આઠ નાવિકો મર્યા અને તેત્રીસ ઘવાયા. તે પછી જહાજ ઉપર શરણાગતિનો સફેદ વાવટો ચડયો. 'ચમક', 'હિમાલય', 'બહાદુર', વિગેરે કરાંચીના ભૂમિ–મથકોના સેંકડો હડતાલિયા નાવિકો ભગ્નહૃદયે આ બધું જોઈ રહ્યા.

તે જ દિવસે બપોરના અઢી વાગે વાઇસ–એડમિરલ ગૉડફ્રેનું ઐતિહાસિક રેડિયો–પ્રવચન સંભળાયું:—

'નૌકાખાતામાં પ્રવર્તી રહેલી ખેદજનક ગેરશિસ્તની અત્યારની પરિસ્થિતિમાં શાહી હિંદી નૌકાદળ સમક્ષ બોલવાનો આ ઇલાજ મેં લીધો છે. તમારામાંની મોટામાં મોટી સંખ્યા સાથે એકી સમયે વાત કરવાનો આ એક જ રસ્તો છે.

'પ્રથમ તો તમારામાંના દરેકે સમજી લેવું જોઈએ કે ગેરશિસ્ત ચલાવી લેવાનો કે એવી ગેરશિસ્તની પોતાનાં કાર્યો ઉપર અસર થવા દેવાનો સરકારનો લેશમાત્ર પણ ઇરાદો નથી. શિસ્તની પુનર્સ્થાપના કરવા માટે એ કડકમાં કડક પગલાં ભરશે અને જરૂર પડયે પોતાની અસીમ તાકાતનો ઉપયોગ પણ કરશે. મારે બીજી જે વાતો તમને અત્યારે કહેવાની છે તેનો વિચાર કરતી વખતે આટલું તમે બરોબર ખ્યાલમાં રાખજો.

'૧૯મી ફેબ્રુઆરી અને મંગળવારે તમામાંના જે કોઈ મુંબઈના ફ્લેગ ઓફિસરને મળેલા તેમણે કરેલી વિનંતીઓ અંગે તમે ખાતરી રાખજો કે વાજબી ફરિયાદો (જો કોઈ હશે તો) અંગે પૂરતી તપાસ

થશે. સૈન્યવિખેરણીનું કાર્ય ઉગ્માર અને નોકરીનાં જૂથ પ્રમાણે કડકપણે ચાલશે. જો કે તેથી આ ખાતાએ તેના તાલીમ પામેલા નાવિકો, ખાસ તો સંદેશાવ્યવહાર વિભાગના, ગુમાવવા પડશે એ તમારે સમજવું જોઈએ.

'પગાર, મુસાફરી અંગેનાં ભથ્થાં અને કૌટુંબિક ભથ્થાનો સમય સવાલ તમામ લશ્કરી ખાતાંની એક સમિતિ અત્યારે તપાસી રહી છે. આ સમિતિએ નૌકાદળના એક જહાજમાં હમણાં જ સફર બેઠી છે અને કરાંચી, જામનગર તથા મુંબઈમાંનાં મથકોની મુલાકાત લીધેલી છે. મુંબઈના કિનારા પરની તેમ જ બારામાંની આજ સવારની પરિસ્થિતિ શોચનીય છે. ખુલ્લાં રમખાણોની પરિસ્થિતિ પ્રવર્તે છે અને એમાં નાવિકો પોતાની સાન પરનો કાબૂ સંપૂર્ણપણે ખોઈ બેઠા લાગે છે:

'બરાકમાં વસતા નાવિકો એમાં જ રહે તેની ખાતરી રાખવા અને પરમ દિવસના કમનસીબ બનાવોનું પુનરાવર્તન અટકાવવા માટે ગઈ રાતે 'તલવાર' અને 'કૅસલ' બરાકના દરવાજા ઉપર થોડા ચોકિયાતો મૂકવા પડયા હતા. આજે સવારે 'કૅસલ' બરાકના નાવિકો ચોકી તોડીને બહાર નીકળેલા અને તેથી ચોકિયાતોને ગોળીબાર કરવાની ફરજ પડેલી. નાવિકોને દબાવવા કે ધમકાવવા માટે નહિ પણ તેમને બરાકની અંદર જ રાખવાના એકમાત્ર કારણસર શરૂઆતમાં ગોળીબાર થયેલો.

'ફરી એક વાર હું સાફ સાફ કહી દેવા માગું છું કે હિંદી સરકાર હિંસાને કદી નમતું નહિ આપે. હિંદી સરકાર પાસે જે ભારે ચઢિયાતું શસ્ત્રબળ છે તેની તમે ગણતરી કરો તો લડત ચાલુ રાખવી એ મૂર્ખાઈની અવધિ છે એમ તમને લાગશે. જો નૌકાદળ માટે આપણે આટલું અભિમાન ધરાવ્યું છે તેનો નાશ થવાનો હશે તો પણ સરકાર એ શસ્ત્રબળનો પૂરેપૂરો ઉપયોગ કરશે.'

લંડનમાં બ્રિટિશ વડા પ્રધાને આમસભામાં જાહેર કર્યું કે શાહી નૌકાદળનાં કેટલાંક જહાજો મુંબઈ તરફ રવાના થઈ ગયાં છે. મુંબઈના બારામાં પડેલા નૌકાદળના ફ્લેગ ઑફિસરના જહાજ 'નર્મદા'એ આસપાસનાં તમામ જહાજોને સંદેશો મોકલાવ્યો કે, 'તોપો બધી તૈયાર છે. તમે પણ એમ જ કરો. કિનારા પરથી જો કોઈ ગોળીબાર થાય તો તમે પણ તોપ ચલાવજો.' કિનારા પરથી કેટલાક નાવિકો 'જમના' જહાજ ઉપર પહોંચ્યા અને બળવાખોરો બરાક ખાલી કરી જાય પછી તેની ઉપર તોપમારો ચલાવવાનું જહાજના નાવિકોને જણાવ્યું. બળવાખોરોએ તમામ જહાજોના બ્રિટિશ અફસરોને જહાજ છોડી જવાનું અને હિંદી અફસરોમાંથી જેમને પોતાની સાથે જોડાવું હોય તેમને તેમ કરવાનું કહેણ મોકલ્યું. નૌકાખાતાના અધિકારીઓએ તમામ જહાજોના અફસરોને જહાજ છોડી જવાનો સંદેશો મોકલ્યો. આકાશમાં શાહી વિમાની દળનાં વિમાનો ગાજતાં હતાં, અને મુંબઈ બહારનાં લશ્કરી–મથકોમાંથી નખશીખ શસ્ત્રસજ્જ હજારો ગોરા સૈનિકો લડાયક વાહનોમાં બેસીને મુંબઈને માર્ગે પડી ચૂક્યા હતા. આવા ધગધગતા વાતાવરણમાં સળગતા અંગારા જેવા વાઇસ–ઍડમિરલ ગૉડફ્રેનાં શબ્દો નાવિકોને કાને પડ્યા.

નાવિકોની હડતાલ–સમિતિએ તે પછી એક નિવેદન બહાર પાડ્યું:—

'હિંદુસ્તાનના રાજકીય પક્ષોના આગેવાનોને અને હિંદી પ્રજાને હિંદી નૌકાદળના હડતાલિયાઓની મધ્યસ્થ હડતાલ–સમિતિ આ હૃદયપૂર્વકની અપીલ કરે છે:

'અમે સહુ કેટલાંય વર્ષો થયાં હિંદી નૌકાદળમાં કામ કરીએ છીએ. આ સમય દરમિયાન અમે ઓછા પગાર, ખરાબ ખોરાક, ભયંકર રંગભેદ અને અકથ્ય મુસીબતો વેઠતા આવ્યા છીએ. વળી, હવે

લડાઈનો અંત આવ્યો હોવાથી સૈન્યવિખેરણીનો અને પુનર્નિયોજનનો સવાલ પણ અમારામાંના હજારો સામે ખડો થયો છે.

'અમારી ફરિયાદોના નિકાલ માટે અમે સત્તાવાળાઓને અસંખ્ય વાર અરજીઓ કરી છે, ખાસ તો અમે રંગભેદ અને સમાન વર્તાવ ઉપર ભાર મૂક્યો છે. અમારી આ માગણીને દરેક સ્વમાની હિંદી દેશપ્રેમી સંપૂર્ણ ટેકો આપશે. પણ સત્તાવાળાઓએ અમારી વાત કદી સાંભળી નથી.

'એટલે, શાહી હિંદી વિમાની દળમાંના અમારા ભાઈઓનું અનુકરણ કરીને અમે હડતાલ ઉપર ઊતરવાનો નિર્ણય કર્યો. છેલ્લા પાંચ દિવસોથી અમે શાંતિમય, શિસ્તમય અને વ્યવસ્થિત હડતાલ ચલાવી રહ્યા છીએ.

'પણ સત્તાવાળાઓએ અમારી વાત સાંભળવાની ના સુણાવી દીધી તેને બદલે એમણે તો લશ્કર બોલાવ્યું છે. એમાં પણ હિંદી લશ્કરના અમારા ભાઈઓ ઉપર તો એ સ્વાભાવિક રીતે જ ઇતબાર રાખી શકે તેમ નહોતા તેથી એમણે બ્રિટિશ લશ્કર બોલાવ્યું છે. 'કેસલ' બરાકમાં એમણે અમારી ઉપર ગોળીબાર કર્યો અને આત્મરક્ષણ કાજે હથિયાર ઉઠાવવાની અમને ફરજ પાડી.

'હવે ફ્લૅગ ઑફિસર આખા સામ્રાજ્યની જબરદસ્ત લશ્કરી તાકાતનો ઉપયોગ કરીને અમારો સંપૂર્ણ વિનાશ કરવાની ધમકી આપી રહ્યા છે.

'આવી અપમાનજનક શરતો ઉપર અમે શરણે થઈએ, આપણા શાહીવાદી માલિકોની લોખંડી એડીની ધાક સામે અમે નમી પડીએ એવી ધારણા તો કોઈ હિંદી ન જ રાખે. અને અમે ધાકધમકીને શરણે થનાર નથી, છતાં અમારી માગણીઓ વિષે વાટાઘાટો ચલાવવા અમે હમેશાં તૈયાર છીએ.'

સાંજના ચારને સુમારે, હડતાલ-સમિતિના પ્રમુખ શ્રી. ખાન
ાથમાં એક સફેદ વાવટો લઈ ને 'કૅસલ' બરાકમાં ગયા. ગોળીબારો
ંધ કરવાનું એમણે નાવિકોને સમજાવ્યું. સાંજ સુધીમાં તો નાવિ-
કોએ તમામ બંદૂકો અને દારૂગોળા હેઠાં મૂક્યાં અને એક ઓરડીમાં
એને તાળાચાવી નીચે મૂકી દીધાં.

## ૭. શૂરાએ શાણપણ સુઝાડયું

વાત ધાર્યા કરતાં બહુ વધી ગઈ હતી. એક સામાન્ય અને
નિર્દોષ હડતાલ એકાએક સશસ્ત્ર બળવાનું સ્વરૂપ ધારણ કરવા માંડી
હતી. કોઈ ને ય ખ્યાલ નહિ હોય એટલી મોટી સશસ્ત્ર અથડામણો,
જંગી ખુવારી અને પારાવાર ખાનાખરાબીની શક્યતા ગમે તે ઘડીએ
ઊભી થાય તેવા કલાકો એક પછી એક વીતતા હતા. તેથી બીજે
દિવસે, કેટલાક નાવિકો ડહાપણ વાપરીને મુંબઈમાં સરદાર વલ્લભભાઈ
પટેલની મુલાકાતે ગયા. અણધારી રીતે ઊભી થયેલી મુશ્કેલ પરિસ્થિ-
તિમાંથી બહાર નીકળવાનો માર્ગ સુઝાડવાની એમને વિનંતી કરી.
સરદારે એમને કહ્યું કેઃ—

'અત્યારે ઊભા થયેલા કમનસીબ સંજોગોમાં શાહી હિંદી નૌકા-
દળના નાવિકોને કૉંગ્રેસની એવી સલાહ છે કે એમણે હથિયાર હેઠે
મૂકવાં અને શરણાગતિની વિધિમાંથી પસાર થઈ જવું. કોઈની ઉપર
કિન્નાખોરી ન રખાય અને નાવિકોની ન્યાયી માગણીઓ બનતી ઉતા-
વળે સ્વીકારવામાં આવે તે માટે કૉંગ્રેસ પોતાનાથી બનતું બધું કરી
છૂટશે. નાવિકોના જુસ્સાની અને એમની હિંમતની કૉંગ્રેસ પૂરી કદર

કરે છે અને એમની અત્યારની મુશ્કેલીઓ પ્રત્યે સંપૂર્ણ સહાનુભૂતિ દર્શાવે છે. પણ આજના સંજોગોમાં કોંગ્રેસની સારામાં સારી સલાહ એ છે કે એમણે આ કટોકટીનો એકદમ અંત લાવવો જોઈએ. આ સલાહથી લાગતાવળગતા સૌ કોઈને લાભ છે.'

આ રીતે મુંબઈના નાવિકો શાણપણને રસ્તે વળી રહ્યા હતા ત્યારે મુંબઈના પ્રજાજનો અને બીજાં શહેરોના નાવિકો તેમ જ પ્રજાજનોને શૂરાતન વ્યાપી રહ્યું હતું. સરકાર-વિરોધી તોફાનો ઠેર ઠેર ફાટી નીકળ્યાં અને ગૂંડાઓએ એનો લાભ ઉઠાવીને લૂંટફાટ અને આગનો કાર્યક્રમ આદરી દીધો. મુંબઈ ઉપર મદાર બાંધીને બહારના વધુ ને વધુ નાવિકો હડતાલ ઉપર ઊતરવા માંડયા. જામનગર જેવા એકલવાયા અને નિર્જનસ્થાનના નૌકા-મથકમાં પણ હડતાલ પડી અને ત્યાં વ્યવસ્થા જાળવવા માટે શીખ સૈનિકોની એક ટુકડી વિમાનમાર્ગે મોકલવી પડી. વધુમાં હિંદી વિમાની દળના સેંકડો સૈનિકોએ પણ શાંત હડતાલ પાડી દીધી. મુંબઈએ જે ચેતવ્યું હતું તે મુંબઈ જ ઝડપભેર ન બુઝાવી શકે તો પછી દાવાનળ બિલકુલ બેકાબુ બની બેસે તેમ હતો.

મુંબઈની હડતાલ-સમિતિ શુક્રવાર તા. ૨૨ની સાંજે વિચારણા કરવા મળી. રાત પડી અને કલાકો વીતતા ગયા તેમ તેમ એમને શરણાગતિનો માર્ગ શાણો લાગતો ગયો. સો-સો સંગ્રામોના વિજયી લડવયા સરદાર 'વલ્લભભાઈએ એમને શરણે થવાનું કહ્યું તેમાં એમણે કેટલો સ્વમાનભંગ અનુભવ્યો હશે, શૂરવીર યોદ્ધાનું એમનું ગૌરવ કેટલું ઘવાયું હશે તેનો નાવિકોના એ આગેવાનોએ ખ્યાલ કર્યો. પોતે તો હજી ગઈકાલે ઊગીને ઊભા થયા છે, પણ જેણે સલ્તનત સામે લડવામાં જિંદગીના દાયકાઓ ખરચી નાખ્યા છે એવા સરદારનું કહેણુ ન ઉથાપવાનો નિર્ણય એમને સૂઝવા માંડયો. અધરાતે એમણે મુંબઈના નૌકા-

અધિકારીઓને કહેવરાવ્યું કે, 'કિનારા પરના મથકો વતી અમે શરણાગતિ સ્વીકારવા તૈયાર છીએ. પણ તે પૂર્વે અમારે જહાજવાળાઓનો મત લેવો જોઈએ. તરત જ જહાજના આગેવાનોને કિનારા ઉપર લાવવામાં આવ્યા. સહુએ મળીને બાકીની રાત પણ ચર્ચામાં વિતાવી અને શનિવાર તા. ૨૩મીની સવારે ૭ વાગે નાવિકોની હડતાલ–સમિતિએ નૌકા–અધિકારીઓને સંદેશો મોકલાવ્યો કે બિનશરતી શરણાગતિ સ્વીકારવા એ તૈયાર છે.

એક ઠરાવ પસાર કરીને એમણે જાહેર કર્યું કે, 'સરદાર વલ્લભભાઈની સલાહ અનુસાર અમે અમારી જાતને હિંદુસ્તાનની પ્રજાને શરણે સોંપવાનું નક્કી કર્યું છે.' પોતાની લડતને ટેકો આપનારા સહુ કોઈનો એમણે આભાર માન્યો, મરેલા અને ઘવાયેલાઓને અંજલિ આપી.

બારામાંના જહાજોએ અને ભૂમિ–મથકોએ એક પછી એક શરણાગતિના કાળા વાવટા ચઢાવ્યા. મુંબઈના ફ્લેગ ઑફિસર એડમિરલ રેટરી અને એક હિંદી અફસર લેફ્૦ ચૌધરીએ શરણે થયેલાં જહાજોની મુલાકાત લીધી. 'કૅસલ' બરાકના બળવાખોરોએ પણ કિલ્લાના દરવાજા ખોલી નાખ્યા અને શરણાગતિ સ્વીકારી. બરાકની અંદર ૮૦,૦૦૦ રૂપિયા પડેલા તે અને તમામ દફતરો, કાગળિયાં વગેરે સલામત હતું. હડતાલ પણ પાછી ખેંચી લેવામાં આવી.

દિલ્હીમાં રાષ્ટ્રપતિ મૌલાના આઝાદે સરસેનાધિપતિ ઓકિનલેકની મુલાકાત લીધી. વડા સેનાપતિએ એમને ખાતરી આપી કે નૌકાદળની હડતાલ સંબંધમાં કોઈની ઉપર કિન્નાખોરી નહિ રખાય અને વાજબી ફરિયાદોની તપાસ થશે તેમ જ તેનો સહાનુભૂતિપૂર્વક વિચાર કરાશે. હડતાલિયાઓએ સરદાર વલ્લભભાઈની સલાહ માની તેથી રાષ્ટ્રપતિને ઘણો આનંદ થયો.

## ૮. પ્રજા અને સરકારનાં દષ્ટિબિંદુઓ

**સ્થા**નિક અધિકારીઓની બિનઆવડતને પરિણામે આખા હિંદી નૌકાદળને સ્પર્શતી જે ગંભીર પરિસ્થિતિ ઊભી થઈ છે તેની ચર્ચા કરવા માટે મધ્યસ્થ ધારાસભામાં શ્રી અસફઅલીએ (કૉંગ્રેસ) સભામોકૂફીની દરખાસ્ત રજૂ કરી. એ ૭૪ વિ૦ ૪૦ મતે પસાર થઈ.

એકની શરૂઆતમાં યુદ્ધખાતાના મંત્રી શ્રી ફિલિપ મેસને એક નિવેદનમાં કરાંચી અને મુંબઈની છેલ્લામાં છેલ્લી પરિસ્થિતિની સભ્યોને જાણ કરી અને કહ્યું કે, 'બીજાં શહેરોમાં જો કે હડતાલ ચાલુ છે પણ બીજે કયાંય હિંસા થઈ નથી અને હવે મુંબઈના સમાચાર ત્યાં પહોંચશે તે પછી હડતાલ ચાલુ રાખવાનું પણ કોઈ કારણ નહિ રહે. લશ્કરી દળોમાં ગેરશિસ્ત ફેલાય તે ઘણી ભયંકર વસ્તુ છે.... જો કે મારે દિલગીરી સાથે કબૂલ કરવું જોઈએ કે નૌકાદળમાં ફેલાઈને આપણી સમક્ષ ખડા થયેલા આ ગેરશિસ્તના ભયની શરૂઆત શાહી વિમાની દળમાં થઈ હતી... કોઈને કાંઈ સજા નહિ થાય તેવી ખાતરી હું ન આપી શકું પણ સામુદાયિક સજાઓ નહિ થાય તેમ જ કિન્નાખોરી પણ નહિ રખાય. મોટા ભાગના નાવિકો ઘણી નાની ઉમ્મરના છે અને કોઈએ એમને ઊંધે રસ્તે દોર્યા હોવા જોઈએ. એ વ્યક્તિ કોણ છે તેની ભાળ જો લાગે અને તેની સામેના આરોપો સાબિત થઈ શકે, તો વધુ ગેરશિસ્ત ફેલાતી અટકાવવા માટે અને ભવિષ્યં માટે દાખલો બેસાડવા ખાતર એવા માણસોને સજા કરવાનો સરકારને અધિકાર હોવો જોઈએ.' નૌકાદળની હડતાલ અંગે એક ખાતાવાર તપાસ થશે અને બીજી ઊંડી તપાસ નિષ્પક્ષ માણસો દ્વારા કરવામાં આવશે એમ યુદ્ધખાતાના મંત્રીએ જાહેર કર્યું.

સભામોકૂફીની દરખાસ્ત રજૂ કરતાં શ્રી અસફઅલીએ કહ્યું કે—

'લશ્કરને રાજકારણની પક્ષાપક્ષીથી અલિપ્ત રાખવું જોઈએ તે હું સમજું છું. જેને પોતાના દેશ માટે પ્રેમ ન હોય એવો એક પણ માણસ મારે લશ્કરમાં ન જોઈએ. લશ્કરે પ્રજાની સેવા કરવી જોઈએ અને દેશને માટે લડવું જોઈએ. જ્યાં સુધી એમનામાં આ ભાવના જીવતી છે ત્યાં સુધી હું એમનું સન્માન કરતો રહીશ. દેશના રાષ્ટ્રીય ગૌરવ માટે એ લડતા હશે તો દેશનો એકેએક માણસ એમને ટેકો આપશે. ઉત્સાહઘેલા બનીને નાવિકોએ મર્યાદાનો ભંગ કર્યો હોય તે તો વાતનો શાંતિપૂર્વક વિચાર થવો જોઈએ. તે દરમિયાન, બગડેલી પરિસ્થિતિને વણસાવે તેવું કોઈ પગલું ન ભરાવું જોઈએ... આજની પરિસ્થિતિ માટે એકલા જુવાનોનો જ દોષ કાઢવો તે વધારે પડતું કહેવાય. હડતાલોની શરૂઆત અમેરિકન સૈન્યે કરેલી અને શાહી વિમાની દળે એમનું અનુકરણ કરેલું. શાહી વિમાની દળે શાહી હિંદી વિમાની દળને શીખવ્યું અને પછી શાહી હિંદી નૌકાદળ પણ એમને પગલે ચાલ્યું.'

શ્રી અબ્દુર રહેમાન સિદ્દિકીએ (મુસ્લિમ લીગ) દરખાસ્તને ટેકો આપતાં કહ્યું કે—

'અશાંતિનું મૂળ રંગભેદમાં રહેલું છે. લડાઈ પહેલાના દિવસોમાં સૈન્યમાંના હિંદીઓ સાથે અપમાનભર્યો વર્તાવ રાખવો એ અફસરોનો એક અધિકાર મનાતો. લડાઈ પૂરી થઈ કે તરત જ અફસરોનું માનસ પહેલાંના જેવું થઈ ગયું. નાવિકોની ફરિયાદોનો જો યુદ્ધખાતાને ખ્યાલ ન હોય તો પછી એને સંભાળનારાઓ, ખાસ કરીને એના નૌકાખાતાને સંભાળનારાઓ અશીણીઓ હોવા જોઈએ. નાવિકો અંગે અસભ્ય ભાષા વાપરનાર અફસરને નૌકાદળમાંથી લાત મારીને કાઢી મૂકવો જોઈતો હતો.'

શ્રી મિનુ મસાણીએ (કોંગ્રેસ) જણાવ્યું કે છેલ્લા કેટલાક મહિના-

એથી દિલ્હીમાંના નૌકાદળનાં વડા મથકમાં જાત જાતની અસંખ્ય ફરિયાદો આવી હતી. તે ઉપરાંત નાવિકોમાં પોતાની નોકરી અંગે અચોક્કસતાની લાગણી ઊભી થઈ હતી. ૧૯૪૫ના સપ્ટેમ્બરમાં શાહી હિંદી નૌકાદળમાં ૩૫૦૦ અફસરો અને ૨૮,૦૦૦ નાવિકો હતા. સપ્ટેમ્બરથી આજ સુધીમાં સૈન્યવિખેરણી અંગે નૌકાવડામથકે એક પછી એક ત્રણ હુકમો બહાર પાડયા છે. પહેલી યોજના પ્રમાણે ૧૮,૫૦૦ નાવિકોને નોકરીમાં રાખવાના હતા, બીજી પ્રમાણે ૧૩,૦૦૦ને રાખવાના હતા અને હવે ત્રીજી પ્રમાણે માત્ર ૧૧,૦૦૦ નાવિકોને જ રાખવાના છે.

"શાહી હિંદી નૌકાદળના કાનૂન અનુસાર ફરિયાદોનો નિકાલ કરવો ઘણો મુશ્કેલ છે. કાં તો માણસે જે થાય તે બધું મૂંગા મૂંગા વેઠવું જોઈએ અને કાં તો એણે બળવો કરવો જોઈએ. સમૂહમાં ભેગા થઈને કોઈ વાત રજૂ કરવાની એમને છૂટ નથી હોતી અને દરેકે વ્યક્તિગત ફરિયાદ કરવી પડતી હોય છે. તેથી ફરિયાદોનો શાંતિપૂર્વક નિકાલ કરવાનું ઘણું મુશ્કેલ બની જાય છે અને જે માણસની ફરિયાદો અને નિરાશા બન્ને વધતી જતી હોય તેને કમાન્ડર કિંગના વર્તન જેવા વર્તનથી આકરું પગલું લેવાની ફરજ પડે છે.

"મુંબઈની પ્રજા બળવાખોરોને એકી અવાજે ટેકો શા માટે આપે છે? કારણ કે હિંદીઓ એકમત છે. તમારી સત્તાનો નૈતિક પાયો અમને માન્ય નથી. તમારા કાયદા અમારે મન કાયદા નથી; કારણ કે એને પ્રજાની સંમતિ મળેલી નથી. તેથી જ તમારા લશ્કરી કે નાગરિક કાયદાનો ભંગ થાય ત્યારે અમારામાંનો પ્રત્યેક માનવી એ બળવા પ્રત્યે કુદરતી રીતે જ સહાનુભૂતિપૂર્વક જુએ છે. બીજા શબ્દોમાં કહું તો, બળવાનું સાચું કારણ તો આ દેશમાં બ્રિટિશ અમલ હયાતી ધરાવે છે તે છે. પોતાના વહેટાણના મંચક ઉપર બ્રિટિશ વાવટો ચડાવવામાં કોઈ પણ હિંદીને ચીડ ચડતી હશે તે હું

કલ્પી શકું છું. કૉંગ્રેસનો ત્રિરંગી ધ્વજ અને મુસ્લિમ લીગનો ધ્વજ એ જ આ દેશની પ્રજાનો વાવટો છે.

'આપણને કહેવામાં આવે છે કે પરિસ્થિતિ કાબૂમાં આવી ગઈ છે અને (સરકારની) ઇજ્જત જળવાઈ શકી છે. મુંબઈમાં સરદાર પટેલ અને કરાંચીમાં શ્રી ગઝદર જેવા માણસોના સહકારથી એ ઇજ્જત જળવાયેલી છે. આ દેશના હિતને ખાતર સત્તાવાળાઓની (શરણાગતિની) માગણીને અમારા તમામ પક્ષોના રાષ્ટ્રીય આગેવાનોએ ટેકો આપ્યો છે તેથી એ જળવાઈ શકી છે. પણ આવા વિજયમાં કયો સ્વાદ હોઈ શકે? જેમણે પોતાના દેશના હિતને ખાતર શરણાગતિ સ્વીકારી તે નાવિકો જ આ લડતના નૈતિક વિજેતાઓ છે.'

ચર્ચાઓ ચાલતી હતી ત્યારે જ બળવા દરમિયાન ઘવાયેલા 'હિંદુસ્તાન' જહાજને કરાંચીની ગોદીના એક ખૂણામાં મરામત માટે લાવવામાં આવતું હતું. એના ૭૫ નાવિકોને જહાજ પરથી ઉતારીને કેદ પૂરવામાં આવેલા. મુંબઈના ભૂમિ-મથકો અને બારામાના જહાજોમાંથી બધા મળીને ૩૯૬ નાવિકોને કેદ પકડીને મુંબઈનાં જ એક પરા મુલુંડમાં લશ્કરી ચોકી નીચે કેદ પૂરવામાં આવ્યા.

હડતાલ-સમિતિના ચૌદ સભ્યો પણ આમાં શામિલ હતા. લોનાવલાના સોળ નાવિકો કેદ પુરાયા. પોતપોતાનાં મથકો અને જહાજોમાં નાવિકો પૂર્વવત્ કામે લાગી ગયા. અને એ જહાજો કે મથકોમાં તોપો, બંદૂકો અને જે કાંઈ દારૂગોળો હતો તે સત્તાવાળાઓએ ત્યાંથી ખસેડી નાખ્યો. જાણે કાંઈ બન્યું જ નથી એ રીતની ઘટમાળ પાછી ચાલુ થઈ ગઈ.

વાતાવરણમાં ખળભળાટ હતો ત્યારે મૂંગા રહેલા વડા સેનાપતિ ઑકિનલેકે શાંતિ સ્થપાયા પછી, ૨૫મી ફેબ્રુઆરીએ, લશ્કરી દળોની

શિસ્ત અને આબાદી વિશે રેડિયો ઉપરથી એક પ્રવચન કર્યું. હિંદના લશ્કરી દળોમાં વ્યાપેલી અશાંતિ દરમિયાન 'બળવા'ને બદલે 'હડતાલ' શબ્દનો ઉપયોગ થયો છે તે બરાબર નથી એમ એમણે કહ્યું: "નૌકાદળના, લશ્કરના કે વિમાની દળના કાનૂનને આધીન એવા થોડા કે ઝાઝા માણસો ભેગા મળીને એ ખાતાની કાયદેસરની સત્તા સામે કાંઈ પણ કરે એનું નામ બળવો....સામુહિક નાફરમાની કયું સ્વરૂપ ધારણ કરે છે તેનાથી કાંઈ ફેર નથી પડતો. ખાવાની કે કામ કરવાની ના પાડવા જેવું એનું નકારાત્મક સ્વરૂપ હોય કે પછી, દેખાવો મારેની કૂચ કે હિંસક પગલાં જેવું ક્રિયાત્મક સ્વરૂપ હોય. એ બધાં જ બળવાખોર કાર્યો છે.... બળવો કરનારા અપરાધીઓ સામે કહેવાતી કિન્નાખોરી ન રાખવાની અપીલો ઘણી વાર કરવામાં આવે છે. નાવિકોના કોઈ ચોક્કસ જૂથને સામુહિક સજા કરવામાં નહિ આવે એવો જો એનો અર્થ થતો હોય તો તો એ બરાબર છે. કોઈની ઉપર વેર લેવાની લાગણીથી પગલાં ભરવામાં નહિ આવે, તેમ આડેધડે સજાઓ પણ નહિ કરાય. પરંતુ મુખ્ય મુખ્ય તોફાનીઓ અને બીજાઓ ઉપર વ્યક્તિગત રીતે કામ ચાલ્યા બાદ એ દોષિત ઠરે તો એમને કાંઈ સજા નહિ થાય એવો કોઈ કોલ મેં કદી આપ્યો નથી અને આપીશ પણ નહિ. ઊલટાની, એમને તો સજા થશે જ. એ સિવાય બીજું કાંઈ કરવાથી તો શિસ્તના મૂળમાં કુહાડો માર્યા જેવું થાય......

એમ સહેલાઈથી માની લેવામાં આવતું હોય છે કે તાજેતરના બળવાખોર બનાવો ફરિયાદોના પરિણામરૂપ છે. એમાં એવું સૂચન થતું હોય છે કે ગેરશિસ્તનાં આવાં કાર્યો કરવાથી જ ફરિયાદોના નિકાલ કરાવી શકાય છે. સત્યથી આનાં કરતાં વિશેષ વેગળું બીજું કાંઈ જ હોઈ શકે નહિ. લાખો માણસો પાસેથી કામ લેતી કોઈ પણ સંસ્થામાં જેમ અનિવાર્ય હોય છે તેમ લશ્કરી દળોમાં પણ

ફરિયાદોનું અસ્તિત્વ હશે તેનો હું પળવાર માટે પણ ઇન્કાર કરતો નથી. પણ સૈનિકોની કેટલીક માગણીઓ પૂરી પાડી શકાય તેમ નથી. દાખલા તરીકે, જેમ બ્રિટિશ નૌકાદળના અને વિમાની દળના માણસોને અમેરિકન નૌકાદળ કે વિમાની દળના માણસોના ધોરણે પગાર આપી શકાય તેમ નથી, તે જ રીતે શાહી હિંદી નૌકાદળ અને હિંદી વિમાની દળના માણસોને શાહી નૌકાદળ અને શાહી વિમાની દળના ધોરણે પગાર આપવાનું શક્ય નથી. એમ થાય તો તો દેશના આખા આર્થિક તંત્રને અસર પહોંચે અને એ જ જાતની માગણીઓ દરેક સરકારી ખાતામાં ઊભી થાય......વાજબી માગણીઓનો વારંવાર અને ઝડપભેર નિકાલ થઈ શકે છે અને થઈ રહ્યો પણ છે. તમે જાણો છો તેમ હું પોતે સતત પ્રયાસ કરતો હોઉં છું અને લશ્કરી દળોના ત્રણ વિભાગમાં ક્યાંય પણ મને કાંઈ ખામી જણાય કે તરત જ એને દૂર કરવા હું મારાથી બનતું બધું જ કરું છું...... લશ્કરી દળોમાં તાજેતરમાં બનેલા કમનસીબ બનાવો સાથે રાજકારણને સંબંધ છે એ મારા ખ્યાલમાં છે. વડા સેનાપતિ તરીકે મારે રાજકારણ સાથે લેશમાત્ર લેવાદેવા નથી અને હિંદુસ્તાનના લશ્કરી દળોમાં હું રાજદ્વારી પ્રપંચો ચલાવી લેનાર નથી. એમ કરવું એ તો આજના તેમ જ ભવિષ્યના હિંદુસ્તાનની મોટી કુસેવા ગણાશે.'

## ૯. 'વિચારોનું ઘર્ષણ'

**ના**વિકોના બળવા વિશે પ્રજામાં પણ બે જુદાં જુદાં વિચારબિંદુઓ પ્રસરી રહ્યાં હતાં. બે બેના પ્રતિનિધિરૂપ ગાંધીજી અને

શ્રીમતી અરુણા અસફઅલી વચ્ચે થોડી જાહેર ચર્ચા પણ ચાલેલી. એક નિવેદનમાં ગાંધીજીએ કહેલું કે—

'હિંદમાં અત્યારે બની રહેલા બનાવો મેં દુઃખની લાગણીથી નિહાળ્યા છે. નૌકાસૈન્યમાં જાગેલું બંડ અને તે પછી જે બની રહ્યું છે તે કોઈ પણ રીતે અહિંસક કાર્ય નથી..... નૌકાસૈન્યના હિંદી સભ્યો જો અહિંસાને પિછાનતા હોય તથા તેની કિંમત સમજતા હોય તો સામુદાયિક અહિંસક સામનાની રીત ગૌરવભરી, વીરતાભરી અને સંપૂર્ણપણે અસરકારક થઈ શકે. વ્યક્તિ માટે તો તે સદાયે અસરકારક છે જ. નોકરી જો તેમને માટે તેમ જ હિંદને માટે અપમાનજનક હોય તો તેમણે એ નોકરી ઉપર શાને ચાલુ રહેવું ......!'

પોતાના એ નિવેદનનું હિંમતપૂર્વક ખંડન કરવા માટે શ્રીમતી અરુણા અસફઅલીને મુબારકબાદી આપતાં બીજા એક નિવેદનમાં ગાંધીજીએ કહ્યું કે—

'સરદારની સલાહ માનીને ખલાસીઓ તાબે થયા છે એ ભારે રાહત આપનારી વાત છે. તેમણે પોતાનું માન નથી ગુમાવ્યું. હું સમજું છું તે પ્રમાણે ખોટી સલાહથી દોરવાઈને તેમણે બંડ કર્યું હતું. સાચી કે કલ્પિત ફરિયાદને માટે તેમણે એમ કર્યું હોય તો તેમની પસંદગીના રાજકીય આગેવાનોની દોરવણી મળે તથા એ મામલામાં તેઓ વચ્ચે પડે ત્યાં સુધી તેમણે થોભી જવું જોઈતું હતું. હિંદની આઝાદી માટે જો તેમણે બંડ કર્યું હોય તો તેઓ બે રીતે ખોટા હતા. આગળથી તૈયારી કરીને પ્રવૃત્ત થયેલા ક્રાંતિકારી પક્ષની હાકલ થયા વિના તેઓ એમ ન કરી શકે. અમારા સામર્થ્યથી અમે હિંદને પરદેશીઓની ધૂંસરીમાંથી મુક્ત કરીશું એમ જો તેમણે માન્યું હોય તો તેઓ અવિચારી અને અજ્ઞાન હતા.'

તે પછી 'હરિજનબંધુ'માં એ વિષય ઉપર 'વિચારોનું

ધર્મયુ' એ મથાળા તળે લખેલા એક અગ્રલેખમાં ગાંધીજીએ શ્રીમતી અરુણા અસફઅલીનું નિવેદન ટાંકી ટીકા કરીઃ—

' " હિંદી નૌકાદળના ખલાસીઓને પોતાની નોકરીના સંજોગો શોષણપતભર્યા લાગતા હોય તો તેમણે તેનું રાજીનામું આપવું એવો તે લોકોને ગાંધીજીએ જે સલાહ આપી છે તે હું સમજી શકતી નથી. એ લોકો તેમ કરવા જાય તો પોતાના ગુજરાનનો એક માત્ર ધંધો ગુમાવી બેસે. વળી, તે બધા લોકો સિદ્ધાંતને ખાતર લડતા હતા. તે બધા અત્યારે નોકરી છોડી દે તો આજના બેકારીના દિવસોમાં તેમની જગ્યા માટે પડાપડી કરનારા સેંકડો નીકળી આવે અને તેમને પણ એવો ને એવો ભેદભાવ અને અમલદારોનું એવું ને એવું જ વર્તન વેઠી લેવું પડે. પરિણામે હિંદી નૌકાદળના ખલાસીઓની લડત એળે જાય ને તેમને કશી સિદ્ધિ ન વરે. જે કૉંગ્રેસીઓ ધારાસભાઓમાં જાય છે તેમના મોઢામાં તો ખસૂસ ખલાસીઓને પોતાનો વ્યવસાય છોડી દેવાના ઉપદેશની વાતો શોભતી નથી. તેથી દેશના કાર્યને કશો ફાયદો નથી." . . .

'અરુણાબહેને છાપાંવાળાઓને આપેલી મુલાકાતના હેવાલમાંથી આ વિધાનો ટાંકવામાં આવ્યાં છે... શાહી હિંદી નૌકાસેનાની સ્થાપના જેના ઉપર અંગ્રેજોની હકૂમત ચાલે છે તે લોકોના લાભમાં નથી થઈ. તેની નોકરીમાં જોડાનારાં માણસો ખુલ્લી આંખે તે દળમાં ભરતી થયાં હતાં. એ દળોમાં અંગ્રેજ–દેશી વચ્ચે જે ભેદભાવ ચાલે છે તે આંધળાને યે દેખાય તેવો છે. જે નોકરીનું ખાતું ખુલ્લંખુલ્લાં હિંદનો કબજો જાળવવાને ને તેને પરતંત્ર રાખવાને ઊભું થયું છે તેમાં દાખલ થવું ને પેલા ભેદભાવથી બચવું, એ બે વાત સાથે બને તેવી નથી. દરેક જણ એ નોકરીના સંજોગોમાં સુધારો કરવાને કોશિશ કરે, દરેક જણનો એ કરવાનો ધર્મ છે, પણ એવો સુધારો અમુક હદ સુધી જ કરાવી શકાય. એ સુધારો બંડથી સિદ્ધ ન થાય. બંડ

સફળ નીવડે એમ બને, પણ તે સફળતાનો ફાયદો કેવળ બંડખોરો ને તેમનાં સગાંવહાલાંને થાય, સમસ્ત હિંદુસ્તાનને નહીં થાય. ઉપરાંત એ દાખલાનો વારસો ભૂંડો નીવડે. સ્વરાજના અમલમાં કંઈ નહીં તો આજે શિસ્તની જેટલી જરૂર છે તેટલી રહેવાની જ. સફળ નીવડેલા બંડખોરોના અમલમાં માંહોમાંહે ઝગડનારા પક્ષો વચ્ચે હિંદના ભાગલા પડી જશે અને અંદર અંદરના કલહોથી તેમનું સત્વ હણાઈ જશે.

'નૌકાદળના ચાલુ ખલાસીઓ હીણપતભરેલા સંજોગોની સામે ઉપાડેલી લડતના આદર્શને અનુસરી પોતાની જગ્યાનાં રાજીનામાં આપે તો તેમની જગ્યાએ ઘૂસી જવાને બીજા સેંકડો લોકો પડાપડી કરે એ વાત સાચી હોય, તો સાચે જ કોંગ્રેસ માનસવાળું હિંદુસ્તાન પોતાની સ્વરાજની લડતનું સ્વરૂપ ઓળખવામાં ઝાઝું આગળ વધ્યું નથી. પોતાના હીણાયેલા માનવબંધુઓની જગ્યાઓ ઉપર ઘૂસી જવા જેટલી હદે જઈ આપણામાંના સેંકડો લોકો અપમાન ગળી જવાને તત્પર થાય તો ખરેખર આપણે આમજનતાને ખાતર સ્વરાજ મેળવી શકીએ ખરા ? આ વાતનો ખ્યાલ સરખો મહાસભાવાદીઓને છાજે તેવો નથી, જ્યારે સ્વરાજ સામે આવીને ઊભું છે એમ મનાય છે તે તકે તો નથી જ નથી.

'શાહી નૌકાદળમાં ભરતી થયા સિવાય ખલાસીઓને રોજી મેળવવાનું બીજું સાધન નથી એમ માનનારા લોકોનો તેમને વિષે બહુ હલકો ખ્યાલ હોવો જોઈએ. સૈનિકની જિંદગી સખત હોય છે. બીજાઓ સાથે મળીને સહકારથી કામ કરવાને અને પાવડોકોદાળીથી મજૂરી કરવાને તે લોકો કેળવાય છે. સિપાઈગીરી સિવાય રોજી મેળવવાનું કોઈ સાધન મારી પાસે નથી એવા વિચારને આ કેળવણી પામેલો માણસ તુચ્છકારી કાઢશે. સિપાઈ લોકો પોતાનો પરસેવો રેડીને રોજી કમાઈ શકતા નથી એમ માનવામાં આપણે તેમનો બહુ

હલકો ખ્યાલ બાંધીએ છીએ. જાતમહેનત કરનારો મજૂર હમેશ પોતાની મજૂરીનો અધિકારી છે. પણ જે એક વાત સાચી છે તે એ છે, કે સિપાઈગીરી છોડી નીકળનારા સૈનિકને તેના ધંધાનો ભપકો અને તેમાં મળતી સગવડો જતી કરવી પડે છે. કતલ કરવાના ને ખેદાનમેદાન કરવાના ધંધા પર અત્યાર સુધી ચઢાવવામાં આવતું ઓપનું જાડું પડ ઉખેડીને તેના નગ્ન સ્વરૂપમાં તેને આપણે હજી ઓળખ્યો ન હોય તો આપણાં કીમતી પચીસ વર્ષ આપણે ખરે જ એળે ગુમાવ્યાં !

'અરુણા અસફઅલીએ એમ કહ્યાનું જણાવાયું છે કે પોતાની જગ્યાનું રાજીનામું આપીને ખલાસીઓ કશું ન મેળવત. હું એમ કહું છું કે પોતાની જગ્યાઓ બહાદુરીભેર છોડી દેવામાં તે બધા માન ને ગૌરવની કમાણી કરત, મુંબઈના શહેરીઓને પોતાનું માન ને મોભો કેમ જાળવવાં તેનો પાઠ આપત, અને મુંબઈ શહેરને જાનમાલની ને અમૂલ્ય ખાદ્યપદાર્થોની બેવકૂફીભરી ખુવારીમાંથી બચાવત. અને આ કંઈ ઊક ફેંકી દેવા જેવી સિદ્ધિ તો નથી જ !

'......દેશની આબરૂ અને સ્વતંત્રતા જાળવવાને મહાસભાવાદીઓ ધારાસભાઓમાં જાય તે, અને પોતાના પેટને ખાતર પોતાના જ દેશબાંધવો અને તેમની આઝાદી સામે પોતાનો ઉપયોગ થાય એ શક્યતા હોવા છતાં ખલાસીઓ સરકારની નોકરીમાં રહે તે, એ બે વસ્તુઓની સરખામણી શી ?'

ગાંધીજીનું મંતવ્ય આવું હોવા છતાં, તાત્પર્ય તો એ આવ્યું કે આઝાદ હિંદ ફોજના મુકદમાઓને પરિણામે આ દેશની પ્રજા અને તેના રાજકીય આગેવાનો હિંદી લશ્કરમાં મોટા પ્રમાણમાં અને ખુલ્લેખુલ્લો રસ લેતાં થયાં હતાં તેમ નાવિકોના આ બળવાને લીધે હિંદી નૌકાદળ ઉપર એમનું ધ્યાન કેંદ્રિત થયું. કોણ છે આ નાવિક ?

એનું નૌકાદળ એ શી વસ્તુ છે? એમાં શું સારું છે? શી દાદ-ફરિયાદ છે? વગેરે સવાલો પ્રજાના મનમાં ઊઠયા. રાષ્ટ્રસેનાની દરોળમાં ઊભા રહેવા આવેલા આ એક અજાણ્યા આદમી સામે મમતા અને આશંકાની નજરે. પ્રજા નીરખી રહી. પોતાનામાંનો જ એક હોવાનો દાવો કરતો આ આગંતુક આટલા વર્ષે ક્યાંથી આવી ચડ્યો એની વિમાસણમાં ઘણા પડી ગયા. સદ્ભાગ્યે, પોતાની પ્રજાને પોતાની જ ઓળખાણ આપવાનો પ્રસંગ હિંદી નાવિકને તરત સાંપડી ગયો.

મધ્યસ્થ ધારાસભાની ' ડીફેન્સ કન્સલ્ટેટિવ કમિટી ' (સંરક્ષણને લગતી બાબતો વિશે સલાહ આપનારી સમિતિ) સમક્ષ હિંદી નૌકાદળના બળવાનો પ્રશ્ન ઉપસ્થિત થયો અને સરકારને એના સભ્યોએ સલાહ આપી કે એ બળવાનાં કારણોની પૂરી તપાસ કરવા માટે એક સ્વતંત્ર અને નિષ્પક્ષ સમિતિ નીમવી અને એ સમિતિ સમક્ષ જુબાની આપવા માગતા ચાહે તે નાવિક કે અફસરને નિર્ભયપણે તેમ કરી શકવાની પૂરી સગવડો આપવી. એ સલાહને સરકારે માન્ય રાખી અને ૧૯૪૬ના એપ્રિલ ત્રીજા અઠવાડિયામાં સમિતિએ પોતાનું કાર્ય શરૂ કરીને જૂનના પહેલા અઠવાડિયામાં પૂરું પણ કર્યું. તપાસ કરી લીધાં પછી સમિતિના સભ્યો સિમલા ઊપડી ગયા. ત્યાં બેસીને એમણે પોતાનો અહેવાલ સર્વાનુમતે લખ્યો અને વડા સેનાપતિ સમક્ષ એને પેશ કર્યો. તે પછી એ અહેવાલ તેઓ ડીફેન્સ કન્સલ્ટેટિવ કમિટી સમક્ષ રજૂ કરે અને તેને પ્રસિદ્ધ કરવાનું યોગ્ય જણાય તો પ્રસિદ્ધ કરે. એવી ગોઠવણ થઈ હતી એમ મનાય છે.

તપાસ-સમિતિનો અહેવાલ રજૂ થાય, નાવિકોને બળવાની હદે જવું પડે તેવી પરિસ્થિતિ પેદા કરવા માટે ચોક્કસ ઉચ્ચ અધિકારીઓ જવાબદાર ઠરે, અને સરકાર એમની ઉપર કાંઈ પગલાં લે

ચારની વાત તો ત્યારે, પણ હજી તો તપાસ-સમિતિનું કાર્ય શરૂ પણ નહોતું થયું ત્યાં છાપાંમાં જાહેરાત આવી કે 'શાહી હિંદી નૌકાદળના ફ્લૅગ ઑફિસર તરીકેની વાઇસ-એડમિરલ ગૉડફ્રેની ત્રણ વર્ષની મુદત પૂરી થતી હોઇને ૨૨-૩-'૪૬ને દિવસે વાઇસ-એડમિરલ સર જ્યૉફ્રે માર્ઈલ્સે એમનું સ્થાન સંભાળી લીધું છે.'

આ એ જ ગૉડફ્રે કે જેમણે નાવિકોનો બળવો દાબી દેવા માટે સમગ્ર હિંદી નૌકાદળનો વિનાશ કરવાની ધમકી આપી હતી.

તે પછી મુંબઈના 'તલવાર' મથકના ગોરા કમાન્ડર કિંગ ઉપર પણ લશ્કરી અદાલતમાં કામ ચાલ્યું. નાવિકોને બિભત્સ ગાળો દેવાના અને નાવિકોની ફરિયાદો પ્રત્યે દુર્લક્ષ કરવાના બે જુદા જુદા આરોપો એમને શિરે મુકાયા. એમાંથી પહેલો આરોપ સાબિત ન થઈ શક્યો. પણ બીજા અંગે એ ગુનેગાર ઠર્યા અને એમના હોદ્દા ઉપરથી ઉતારી પાડવામાં આવ્યા, અદાલતે આકરા શબ્દોમાં એમની ઉપર ટીકા કરી.

આવા તુંડમિજાજી ગોરા અફસરોને હિંદી નૌકાદળમાંથી તાબડતોબ રુખસદ આપીને વડા સેનાપતિ ઑકિનલેકે એ નૌકાદળના નવસંસ્કરણની ભલી શરૂઆત કરી છે. જુદી જુદી શકલવાળા, પણ અંદરખાનેથી તો એવા જ બીજા અનેક કિંગ અને ગૉડફ્રેઓના ઘમંડી અમલનું વિષ આપણા નૌકાદળની નસોમાં વ્યાપેલું છે. એને દૂર કરવામાં ઘડીનો વિલંબ થાય તે નવા હિંદુસ્તાનને પાલવે તેમ નથી.



૧. વિફરેલાં સાગર-સંતાન
૨. 'કેસલ' બરાકના કિલ્લામાં
૩. દરિયો આઝાદ બન્યો!
૪. 'ફિર તો ચકાચક....'
૫. છાપાંવાળો અને છાપાવાળો

## ૧. વિફરેલાં સાગર–સંતાન

**ના**વિકોની હડતાલ જોઈને મને નાનપણ સાંભરી આવ્યું.

*

નાનપણમાં એક દિવસ નાવિક–જીવનનો નેહ લાગ્યો હતો. મુંબઈના દરિયામાં 'ડફરિન' નામનું એક નૌકા–તાલીમી જહાજ રહે છે. પ્રાંતપ્રાંતમાંથી નાના નાના કિશોરો આવીને આ તરતી–ફરતી નાવિક-શાળામાં દર વર્ષે દાખલ થાય છે. પહેલી–બીજી અંગ્રેજી ભણતો હતો ત્યારે નિશાળમાંથી અમને 'સ્કાઉટો'ને એ જહાજ જોવા લઈ જવામાં આવેલાં.

કોઈ મહારાજાની ધોળા દૂધ જેવી તરતી મહેલાત લાગતી હતી એ 'ડફરિન' ૧૦–૧૨ વર્ષના કિશોરોથી લઈને ૧૭–૧૮ સુધીના જુવાનો સુંદર, સ્વચ્છ, બગલાની પાંખ જેવા ગણવેષ પહેરી પહેરીને આમથી તેમ ફરતા હતા. બાબરીઓ બરાબર પાડેલી હતી. બૂટની વાધરી પણ બાંધેલી હતી. કોઈ લડતું–ઝઘડતું નહોતું. એક જ 'ડફરિન' માતાના સૌ સંતાન હળીમળીને રહેતા હતા. ઊંચે સાદે કોઈ વાત પણ નહોતું કરતું. એકેએકનો જીવ પોતાના કામમાં પરોવાયેલો હતો.

રાત ને દિવસ, અઠવાડિયા ને મહિના, ઋતુઓ ને વર્ષો એમણે ચોપાસ ઘૂઘવતા સાગર વચ્ચે જ કાઢવાના હતા. દૂર દુર દેખાતા

ભૂમિના કિનારાને સંભારવાનો નહોતો. મા-બાપ, ભાઈ-ભાંડુ, સગાં, ગોઠિયા—એ બધા વિસારવાના હતા. લૂગડાં ધોવાના, કવાયત કરવાની, ભોજન પીરસવાનું, વાસણ માંજવાના, અધરી અધરી નિદ્રાઓને નાજુક ખોપરીઓમાં સમાડવાની, બરડો ફાટી જાય તો પણ આખા જહાજનો તૂતક ઘસી ઘસીને સાફ, ચકચકિત બનાવવાનો, કલાકો સુધી હલેસાં મારવાની તાલીમ લેવા નાની હોડીમાં બેસીને જહાજની ચોપાસ માઇલેકના ઘેરાવામાં ચક્કર લગાવ્યા કરવાનાં, બાવડાં દુઃખે બરડો ફાટે, છાતીમાં સબાકા આવે, આંતરડાં વલોવાઈ જાય, તો પણ બસ, હલેસાં સાથે જ રાખવાનાં. રોજ કિનારેથી તાજાં શાકભાજી ને દાણોદૂણી દઈ જનારી લોંચ આવે તેને પરપોટા ઉડાડતી પાછી જતી જોયા જ કરવાનું. છ-બાર મહિને મા-બાપ દૂર દૂરને ગામડેથી મુલાકાત લેવા આવે અને પાછાં ફરે ત્યારે તો એ જહાજ વિશેષ આકરું લાગતું હશે. ખારા સાગરની ખારાશ એ જહાજમાંથી કેટલાય આંસુડાંએ વધારી મૂકી હશે.

છતાં એ જીવન નેહ લગાડે તેવું હતું. ઘોળી દૂધ જેની મહેલાત, બગલાની પાંખ જેવાં લૂગડાં, બ્રશ કરેલ બાબરી, બૂટની વાધરી, ઘડિયાળના કાંટાની સાથે જ રહીને કરાતાં દરેક કામ, કૂદી કૂદીને દરિયામાં નહાવાની મજા!

સાંજ પડીને એ જહાજ જોઈને પાછા ફરતાં જીવ ન ચાલ્યો. ત્યાં જ રોકાઈ પડવાનું મન થયું. વર્ષે, બે વર્ષે, પાંચ વર્ષે, પણ એ જહાજની પરીક્ષામાં પાસ થઈને નીકળીએ ત્યારે તો પછી કોઈ મોટી સ્ટીમરનો કપ્તાન બનાય ને! આવડી મોટી સ્ટીમર ઉપર બસ એકલા કપ્તાનનો હુકમ ચાલે! દેશવિદેશમાં મન ફાવે ત્યાં સફર કરાય ને!

બીજે દિવસે બાપુજીને વાત કરી: મારે તો હવે 'ડફરિન' ઉપર જઈને જ ભણવું છે. પણ એ વાત સાંભળે પણ કોણ? વિચારવાનું તો બાજુએ રહ્યું. છોકરાં કજિયે ચડે ત્યારે એને વાઘની, બાવાની,

પઠાણની, કાબુલીની, એવી એવી બીક બતાવીને સુવડાવી દેવાય છે, તેમ બાવડાં દુઃખશે, બરડો ફાટશે, આંખો સૂજશે, છાતી હાંફશે, શરીર તૂટશે, ચામડી તતડશે, ત્યાં મરી જઈશ તો દરિયામાં મગર–માછલાંને જ ખવરાવી દેશે, એવી ડરામણીઓ એક સામટી દેખાડાઈ. તે રાતે હું ઊંઘી ગયો ત્યારે મારા હાથ-પગ, વાંસો–છાતી એ બધું જાણે કોઈ આગમાંથી ઉગારી લેવાયું હતું. પણ ભીતરમાં—એક આકાંક્ષાનું બાકોરું પડી ગયું હતું.

*

હડતાલને દિવસે એ નમૂછિયા 'છોકરડાઓ'ને મુંબઈના રસ્તા ઉપર જોયા ત્યારે 'ડફરિન'–યાત્રાએ ગયેલો તે દિવસ સાંભર્યો. કિસ્મતે યારી આપી હોત તો હું પણ એમાંનો જ એક બનીને આજ વિહરતો હોત ને? પિતાની મતિ 'ના' ને બદલે ''હા'ની ગલીમાં જો જરાક વળી ગઈ હોત તો હું પણ આજે આ વિફરેલા સાગર–સંતાનો વચ્ચે ઊભો હોત ને! બરાબર મારી ઉમ્મરના જ હતા એ. તે દિવસે પણ મારી જેવડા જ હશે, જ્યારે 'ડફરિન' ઉપર હું ગયો હતો. અને કોને ખબર છે, આજે ઊંચી ગરદને ચાલે છે એમાંના કેટલાયે એ જ 'ડફરિન'માં કેટલાંય વર્ષો સુધી નીચી મૂંડીએ, હોઠ પણ હલાવ્યા વિના આકરાં અણગમતાં ફરમાનો ઉઠાવ્યે રાખ્યાં હશે! આ તો કેવળ એક અકસ્માત જ છે કે આજે એ નાવિકો છે અને હું હાથમાં ઝોળી લઈને ભટકતો છાપાવાળો છું. હું એમની વચ્ચે જતો અપહરાઈ ગયેલો એક નાવિક છું એવું લાગ્યું.

*

હડતાલને બીજે દિવસે મોટું સરઘસ કાઢીને ખલાસીઓ કોટ–વિસ્તારમાંથી નીકળ્યા. 'જય હિંદ' અને 'આઝાદ હિંદ ઝિંદાબાદ'ના પોકારો કરતા એ ફલોરા ફાઉન્ટન તરફ આગળ વધ્યા, રસ્તામાં

અમુક હડતાલિયાઓએ સામે મળેલા ગોરા સૈનિકો અને ગોરા શહેરીઓ ઉપર હુમલો કર્યો. થોડાકને માર પડયો, ઘણા આસપાસના મકાનોમાં સંતાઈ ગયા. મોટરમાં નીકળેલા ગોરાઓને ઊભા રખાવીને એમની પાસેથી 'જય હિંદ' બોલાવવામાં આવતું તે પછી જ એ જઈ શકતા. કોટમાંથી અમુક ગોરી પેઢીઓ ઉપર પણ નાના હુમલા થયા. થોડુંઘણું નુકસાન થયું. કોટવિસ્તારમાં રાડ બોલી ગઈ. ટપોટપ ગોરી પેઢીઓ બંધ થઈ. એક અમેરિકન પુસ્તકાલય બહાર ફરકતો અમેરિકન વાવટો પણ ખેંચી કાઢીને ખલાસીઓએ સળગાવી દીધો. લશ્કરી ટપાલના થેલા બાળી મૂકયા. રસ્તા ઉપર પેટ્રોલ છાંટીને તેમાં દીવાસળી ચાંપી, ભડકાની દીવાલો રચી.

સામાન્ય રીતે નાગરિક પોલીસને લશ્કરી કે નૌકાદળના માણસો ઉપર કાંઈ અધિકાર નથી હોતા, પણ મામલો આમ તોફાને ચઢયો એટલે એક ગોરા પોલીસ-સુપરિન્ટેન્ડન્ટ તે અટકાવવા બહાર પડયા. સુપરિન્ટેન્ડન્ટને ખલાસીઓએ માર માર્યો-એમને ઇસ્પિતાલે લઈ જવા પડયા.

બીજે એક સ્થળે બંદૂકધારી હિંદી પોલીસ આવી પહોંચી. ખલાસીઓએ એમને કહી દીધું : 'હમ તો જાપાનકે બંબમારા ઓર તોપગોલાકે બીચમેંસે ચલે આતે હૈ. મૌત હમારી હથેલીમેં લેકર હમ દરિયા પર ઘૂમતે હૈ. તુમારી ગોલિયાં ઔર ખિલૌના જેસી તુમારી બંદૂકે હમે કુછ નહિ કર સકતી. તુમ દુર હટો—નહીં તો છીન લેંગે ઉસે હમ. તુમસે હમે કોઈ ઝગડા નહિ હૈ.'

હડતાલિયાઓમાં ખલાસીઓ, અફસરો, સંત્રીઓ, રસોઇયા, નૌકાદળની લોરીઓના ડ્રાઇવરો વગેરે પોતાના સરકારી બિલ્લાપટા, બંદૂકો, સંગીનો વિ૦ ફગાવી દઈને પોતપોતાની બેરેકોમાંથી નીકળી પડયા હતા. એમના સરકારી રસોડામાંથી ખાવાનું પણ

એમણે છોડયું હતું. પોતાના જહાજો પરથી એમણે યુનિયન જેક ઉતારી લઈને રાષ્ટ્રધ્વજ ચઢાવ્યો હતો. પોતાની બેરેકોની ૫-૭ માળની ઊંચી ઇમારતો ઉપર ફરકતા નૌકાદળના વાવટાની ઉપર રાષ્ટ્રધ્વજ ચઢાવ્યો હતો. બેરેકના દરવાજા ઉપર નાના રાષ્ટ્રધ્વજો નીચે નેતાજીની અને કેપ્ટન લક્ષ્મીની તસ્વીરો મૂકી હતી. નૌકાદળનાં નામવાળાં પાટિયાં ઉપર એમણે લખ્યું હતું :

ઇન્ડિયન નેશનલ નેવી

આઝાદ હિંદ નૌકાદળ

બપોર પછી કોટમાં ખલાસીઓની નાની નાની ટોળીઓ છૂટી-છવાઈ ફરતી હતી. સામે મળતા ખલાસીઓને અને રસ્તે ચાલતા માણસોને એ કહેતા 'જય હિંદ!' કોઈ હોટલમાં ખાવા જતા. પોતાના બીજા સાથીઓને એ બોલાવતા, તો વળી સાથીઓ જવાબ દેતા : 'અબ તો ખાના ખાયંગે આઝાદ હિંદુસ્તાનમેં ! જય હિંદ !'

*

એક જુવાન પંજાબી ખલાસી મળ્યો. કહે કે, 'જય હિંદ!'

'જય હિંદ મેરે ભાઈ, જય હિંદ! કિધર ચલે?'

'બસ યુંહી—કહો કે ચલે આઝાદીકી તલાશમેં.'

'આજ તુમ્હારી મીટિંગ (સભા) હોનેવાલી થી ના? કયા હુઆ ઉસકા?'

'અરુણા અસફઅલી આનેવાલી થી, મગર ન જાને બાદમેં કયું ન આઈ!'

'અબ કબ હોગી સભા?'

'અબ તો કહતે હૈ કી કલ સુબહ હોગી.'

'તો અબ તુમ લોગ કયા કરનેવાલે હો?'

'બસ જબ તક હમારી માંગે પૂરી નહીં કિયી જાયગી તબ તક હમ કામ નહીં કરેંગે.'

'તો તુમ બૅરેકમેં ખાના ભી નહિ ખાતે હો?'

'નહિ. જીસકા દિલ ચાહે વો ઇધરઉધર ખા લેતે હૈ હોટલમેં. ઔર વહાં ખાના ભી કૌન પકાતા હૈ? પકાનેવાલે ભી સબ હમારે સાથ હૈ.'

'તો જબ તક તુમ હડતાલ પર હો તબ તક તુમ્હે બૅરેકમેં આને દેતે હૈ?'

'નહિ કૈસે આને દેંગે? ઉસકા બાપકી ભી તાકાત નહિ હૈ કી રોક સકે. ઔર આખિર રોકનેવાલે ભી કૌન હૈ? જો સંત્રી હૈ વો સબ હમારે સાથ હૈ. અરે, ખુદ યહાં કે અફસર ભી હમારે સાથ હૈ. મૈં ભી નેવી (નૌકાદળ)કી જેલકા જેલર થા. મગર મેરા પટ્ટાબટ્ટા ફેંક કર ચલા આયા. મેરે કેદીયોંકો ભી મૈં તો છોડ દેનેવાલા થા.'

'પોલીસને તુમ્હારે પર લાઠીચાર્જ કિયા વો સચ હૈ?'

'બિલકુલ જૂઠ. પોલીસકો હમકો હાથ લગાનેકા ભી ઓર્ડર નહિ હૈ. હમ કુછ સિવિલિયન [ શહેરીઓ ] નહિ હૈ, કિ જી ચાહે તબ વો હમારે પર લાઠી યા ગોલિયાં ચલા સકે તબ તો મામલા કૈસા બિગડ જાયગા, માલૂમ હૈ?'

'તુમ્હારા લીડર [ નેતા ] કૌન હૈ?'

'વહી-તો બાત હૈ. હમમેંસે કોઈ કિસીકા લીડર નહિ હૈ. લીડર હોવે તો ઉસકો યે લોગ ફસા કર મના સકતે હૈ, હમ તો કહેતે હૈ, યહ હય હમારી માંગે. ઉસકી બાત હમ સબકો એકી સાથ સુનાવ-

દો-ચાર લીડરોંકો અલગ અલગ ખુલ્લા કર દી વો સારી બાજી બિગાડ દેતે હૈ.'

'મગર આપ ગાંધીજીકે પાસ ગયે થે ના? ઉન્હોંને ક્યા કહા?'

'મહાત્માજીને હમકો કહા કી શાંત રહેના ઔર અપની 'યુનિટી' (એકતા) બઢાના. મગર હમમેં તો પૂરી એકતા હૈ હી. હમ તુમ્હારે સિવિલિયન જૈસે નહિ હૈ. હમારેમેં તો હિંદુ-મુસલમાન-ભંગી, સબ એકહી થાલીમેં બેઠ કર ખાતે હૈં...ઔર હાં, તુમ સિવિલિયનો કુછ નહિ કર સકતે હો. આખિરમેં દેખોની તુમ્હારે નારે (પોકારો) કૈસે હૈં! 'ક્વિટ ઇન્ડિયા' (ચલે જાવ) તુમ કહેતે હો. અરે ભાઈ 'ક્વિટ ઇન્ડીઆ' કયું કહેતે હો? ક્વિટ કૈસે કરને દેંગે હમ ઇન લોગો કો? અહમદનગરકા કિલ્લા ઔર લાલ કિલ્લાકે જેલખાનેમેં ફિર કોન રહેગા?'

ચાલતાં ચાલતાં હડતાલિયા વટેમાર્ગુઓના એક ટોળા પાસે પહોંચ્યા. એમાં વાત ચાલતી હતી.

'કોન હય યે અરુણા?'

'અસફઅલીકી ઓરત. અબતક અમરિકામેં થી. અભી વાપસ આઇ હૈ. ઉસકી તસ્વીર ન દેખી પેપરમેં?'

'નહિ ભાઈ, અમરિકા વો નહિ ગઈ થી. વો તો થી વિજ્યાલક્ષ્મીઃ જવાહરલાલકી બહન. અરુણા તો યહીં છીપી હુઈથી કહીં.'

'નહિ નહિ, હાલહી હાલ વો અમરિકા સે વાપિસ લૌટી. મૈંને પેપરસેં પઢા ને!'

'જાડ સબ. પેપરવાલે ક્યા સચ્ચી બાત કભી દેતે હૈ?'

ત્યાં રાષ્ટ્રધ્વજ ફરકાવતી અને '......ઝિંદાબાદ'ના પોકારો

કરતી નૌકાદળની એક લોરી આવી. ખલાસીઓને એમાં ચઢી જવાનું કહેવામાં આવ્યું :

'ચલો ભાઈ, અપની અપની બેરેકોમે : વહાં મીટિંગ હોનેવાલી હૈ.'

થોડા ખલાસીઓ કૂદકો મારીને એમાં ચડી ગયા. બીજા થોડાકે કહ્યું કે, 'હમ અભી જરા ખાના ખાકે આ રહે હૈ.'

લોરીમાંથી જવાબ આવ્યો. 'જલદી આના ભાઈ......ઔર દેખો પોલીસને હમ પર લાઠી ચલાઈ યા ગોલી ચલાઈ ઐસે ગપગોલે કો સુનના નહિ. પોલીસ બિચારી હમકો કુછ નહિ કર સકતી હૈ. ઔર જહાં ભી જાવ, શાંત રહેના. અગર પોલીસકે સાથ તુમ્હારા કુછ ગરબડ હો ગયા તો સાલે મવાલી લોક તૈયાર હી બૈઠે હૈ કિ વો દુકાને સબ લૂંટ લેવે. ઐસા હોગા તો હમારા નામ બિગડ જાયગા...ખ્યાલ રખના...જય હિંદ !'

ધસમસાટ કરતી લોરી ચાલી નીકળી.

## ૨. 'કેસલ' બરાકના કિલ્લામાં

મુંબઈ આવ્યો હતો તો અમેરિકન પુસ્તકાલયમાં બેસીને થોડી ચોપડીઓ વાંચવા, પણ નાવિકોના પહેલા દિવસનાં તોફાનમાં એનો બહારનો અમેરિકન વાવટો પણ સળગાવી દેવાયો તેથી પુસ્તકાલય બીજા બે દિવસ સુધી રિસામણે ગયું હતું. એને બંધ બારણે અફળાઈને પાછો ફર્યો. બંદર તરફ પગ એની ગેળે વળ્યા. ગલી વીંધીને

હું પહોંચ્યો ટાઉન હોલ પાસે. હવામાં ઉશ્કેરણી ગંધાતી હતી. ટાઉન હોલની પાછળથી માણસો દોડ્યા દોડ્યા આવતા હતા. બે-ત્રણ હિંદી નૌકાઅફસરો હાંફળાફાંફળા ચાલ્યા જતા હતા. 'કેસલ બેરેક' નામની એક ઇમારત ત્યાં હતી. હિંદી નાવિકોનું એ રહેઠાણ અને તાલીમસ્થાન હતું. ઇમારતની બહાર લાંબું ચોગાન હતું. ચોગાનને છેડે હિંદી સિપાહીઓ હથિયાર સજીને ઊભા હતા. ચોગાનમાં થઈને ઇમારત સુધી જતા રસ્તાની કિનારીએ ભરી બંદૂકે ને ઉઘાડી સંગીને મરાઠા સિપાહીઓ ખડા હતા. બગીચામાં પણ ઠેર ઠેર બીજા સિપાહીઓ ઊભા હતા. અંદરથી તડાફડી સંભળાતી હતી. રીડિયા થતા હતા. દોડાદોડ થતી હતી.

*

'અંદર નહિ જાને દેતે હો કિસીકો ?' દરવાજા પરના સિપાહીને મેં પૂછ્યું.

'અરે ભાઈ, ખાલી જાન-ક્યોં ખતરેમેં ડાલતે હો ?'

'તો ક્યા અંદર ગોલી ચલ રહી હૈ ?' તડાફડીના ચાલુ અવાજો પરથી મેં એને પૂછ્યું.

'નહિ નહિ, ગોલી કૌન ચલાનેવાલા હય...'

'જરૂર ચલતી હોગી. દેખો..... સુનતે હો ? કૌન ચલાતે હૈ ગોલી ? વો લોગ, યા તુમ્હારા આદમી ?'

'કુછ પતા નહિ ચલતા.'

ડોક ઊંચી કરીને હું જોતો ઊભો હતો. મારા મોઢા ઉપર એણે ઇંતેજારી વાંચી હશે. 'અચ્છા તુમકો જાના હય અંદર ? જાઓ.' એણે કહ્યું.

કરશું ? બસ ! મારી વાત તો સાંભળો. અમે તમારી બધી માગણીઓ સાહેબ પાસે રજૂ કરી છે. પણ એને કાંઈ થોડી જ સત્તા છે એ મંજૂર રાખવાની ? બધું દિલ્હી પુછાવે ત્યારે થાય. ત્યારે એમાં કોઈક વાર તો લાગે કે નહિ ? દિલ્હીનો જવાબ આવે એટલી વાર તો તમારે ધીરજ રાખવી જોઈએ ને ?'

એક જુવાન નાવિક ધગી ઊઠયો હતો. મરાઠા સિપાહીઓની પાંચ-પાંચની બે કતાર ઊભી હતી. ત્યાં જઈને પોતાના બાંડિયાના પહોળા ગળામાંથી બદન કાઢીને એની સામે ધર્યું: 'લો ચલાવ ગોલી તુમ્હારે હી ભાઈ કે પર તુમ ગોલી ચલાઓગે ? ઔર તુમ્હારી ગોલીમે હમ કભી ડર સકતે હૈં ? હમ મરનેસે કુછ થોડે હી ડરતે હૈં ? અરે, મરને કે લિયે તો હમ ભરતી હુવે થે યે નેવીમેં ! મગર જાપાન ભી હમકો નહિ માર સકા. ઔર અબ તુમહી હમે માર ડાલો આજ......' મને થયું કે સિપાહીની બંદૂક ઝૂંટવીને ક્યાંક એ પોતાની જ છાતીમાં સંગીન હુલાવી દેશે.

ત્યાં તો સ્મિતભર્યું મુખ લઈને મરાઠો જમાદાર આવ્યો. એની કમર ઉપર બેઉ બાજુ પિસ્તોલો લટકતી હતી. પેલા નાવિકને ખભે હાથ મૂકીને એણે શાંત પાડયો: 'તુમ ક્યોં ખાલી ચિલ્લાતે હો મેરે ભાઈ ! આખિર ઈતના તો સોચો કી હમભી તુમ્હારે ભાઈ હય. હમ કયા તુમ્હારે પર ગોલી ચલાયેંગે કભી ? યે તો ખાલી ડરાને કે લિયે હય સબ તમાશા. ઐસી કુછ થોડી હી ચલતી હૈ ગોલિયાં !'

નાવિક કાંઈક શાંત પડયો. સિપાહીઓએ નિરાંતે શ્વાસ લીધો. જમાદારનો અવાજ સાત કદમ પર ઊભેલા એના ગોરા કૅપ્ટન સુધી પહોંચતો હતો. પણ એના મોઢામાંની સિગારેટમાંથી ધૂમ્રરેખા જરાય અરડાયા વિના, અસલની લહરથી નીકળ્યે જતી હતી.

બહારથી બે-ચાર નાવિકો અને હિંદી અફસરો મળીને હાથ

ઊંચે ફરકાવતા ફરકાવતા, કોઈને ઘા ન કરવાનું સૂચવતા, લોખંડી દરવાજા પાસે પહોંચ્યા. સમજાવટ સફળ નીવડી અને દરવાજા ઊઘડયા. અંદરથી એક બે નેતા જેવા જુવાનો બહાર આવતાં વેંત જ લશ્કરના ગોરા કેપ્ટને નૌકા-અફસરને ટાંઈક કહ્યું. નૌકા-અફસરે શાંતિથી નેતાને કહ્યું કે, 'ત્રણ રાયફલો અને એક સંગીન હજી ખૂટે છે.'

મારા આવ્યાં અગાઉ દરવાજે પહેરો ભરવા ગયેલા ચ બરાકો સિપાહીઓની રાયફલો ઝૂંટવીને નાવિકો બરાકમાં લઈ ગયા હોય એવું લાગ્યું.

નેતાએ જવાબ આપ્યો: 'તમે જરા ય મૂંઝાશો નહિ સાહેબ, અમારે તમારી રાયફલોની જરૂર નથી. હું તમને ખાતરી આપું છું કે હમણાં જ એ હું ગમે ત્યાંથી ગોતીને હાજર કરીશ.'

થોડી વારમાં જ એ ત્રણ રાયફલો લઈ આવ્યો. અફસરે આભાર માનીને એ લીધી અને લશ્કરી કેપ્ટનને સોંપી. 'હજી એક સંગીન બાકી રહી ગઈ,' એણે નેતાને કહ્યું.

બરાકની અંદર ચારે કોર શોધ કરાવીને નેતા આખરે એ સંગીન પણ ગૌરવભેર આપી ગયો ત્યારે મને વારતાવાળા સોનબાઈનાં ગાંસડીએક લૂગડાં ધોઈ આપનાર બગલામાંના એક બુઢિયાની પાંખમાં રહી ગયેલું લૂગડું યાદ આવ્યું. પણ અંતે જેમ ભોજાઈઓ પાસે સોનબાઈની લાજ રહી હતી તેમ અહીં પણ બન્યું.

*

બરાકના ઊઘડેલા દરવાજા આડી કતાર બાંધીને નાવિકો ખડા હતા. અંદરનો ઊભરો બહાર આવીને ઠલવાઈ ન જાય તે માટે એ જીવતું ઢાંકણુ બન્યા હતા. હજુ બહાર રહી ગયેલા પાંચસાત પોતાના

'મહેરબાની!' કહીને હું ઉતાવળે ડગલે આગળ વધ્યો. ક્યાંકથી દોડતો આવ્યો હોઉં એમ મારી છાતી હાંફતી હતી. અવાજો જરા બંધ પડ્યા હતા. મોરચા ગોઠવાતા હશે? કોઈ નિશાન લેતું હશે? રણમોરચા પરના શેકડા અહેવાલ મેળવવા જતો હોઉં તેવી બીતિ, અને તેવી ખુમારી સાથે હું સાવચેતીથી ચાલ્યો જતો હતો. ડાબી બાજુની ટંકશાળની દીવાલને ઘસાઈ ઘસાઈ ચાલતો હતો.

*

ઇમારતના લોખંડનો દરવાજો બંધ હતો. ઊંચે ગઢની રાંગ ઉપર નાવિકોનાં ટોળાં વળ્યાં હતાં. દેકારો કરતા હતા. હવામાં પંજા વીંઝતા હતા. કોઈ કોઈ બંડિયું ઉતારીને છાતીઓ ખુલ્લી કરતા હતા. બંધ દરવાજાથી ત્રીસ કદમનો વિસ્તાર 'નો મેન્સ લેન્ડ' (નધણિયાતી ભૂમિ) બની ગયો હતો. આ બાજુ લશ્કરના સિપાહી બનેલા મરાઠા ખેડુપુત્રોનું જૂથ ઊભું હતું. હાથમાં બંદૂકો હતી, પણ શોભતી નહોતી. મોં પર તેજ નહોતું. નાટકમાં અણગમતો પાઠ ભજવતા હોય તેમ સૂમસામ ઊભા હતા. આગળપાછળ બીજા સિપાહીઓ પણ ભરીબંદૂકે ખડા હતા. કોઈ કોઈ ઘેનગન અને મશીનગ દેખાતી હતી. એમના મરાઠા જમાદારને ગોરો કેપ્ટન સિગારેટ ધરતો હતો. જમાદાર જુવાન હતો નકામી ગંભીરતાથી પોતાનું સુંદર મુખડું એ બગાડતો નહોતો.

બે-ત્રણ ગોરા નૌકાઅફસરો હતા. એમાંના એક એકવડિયા બાંધાના, દૂબળા, પાકી ઉમ્મરના ઠીંચકા સાથે અન્ય સૌ અફસરો અદબથી વાતો કરતા હતા. ચાર-પાંચ હિંદી નૌકાઅફસરો પણ હતા. એમાંનો એક શીખ હતો. એક એંગ્લો-ઇંડિયન લાગ્યો. બરાકની ભોગળો ભિડાઈ ગઈ તે પછી શહેરમાંથી આવી પહોંચેલા સાત-આઠ હિંદી નાવિકો ઉઘાડે માથે અને ચોળાયેલ લૂગડે ઊભા હતા.

*

ગોરો વડો અફસર પોતાની ઉમ્મરને છાજતી શાંતિથી, નરમાશથી બીજા અફસરો સાથે હળવા સાદે વાતો કરતો હતો: 'સી. ઓ. બી.' (મુખ્ય કમાન્ડિંગ અફસર) પાસે મેં એમની માગણી રજૂ કરી છે. અને 'સી. ઓ. બી.'એ એમના પ્રતિનિધિઓને મળવા બોલાવ્યા છે. એટલે એમને સમજાવો કે એમના પ્રતિનિધિઓને બહાર મોકલે, દરવાજા ઉઘાડી નાખે અને શાંત રહે. નાહક તપી જવાથી શો ફાયદો થાય છે! આ લશ્કરી ટુકડી તો અહીં અમસ્તી ચોકી કરવા રાખી છે. એમની ઉપર કોઈ ગોળી ચલાવવાનું નથી. માત્ર વાટાઘાટો ચાલતી હોય ત્યાં સુધી એમાંના કોઈ શહેરમાં જઈ ને તોફાન ન કરે, કે પોલીસ કે બીજાત્રીજા સાથે બાખડી ન પડે માટે અહીં પહેરો મુકાવ્યો છે. અને તે પણ સાહેબને કહીશ કે આ લશ્કરી પહેરા સામે છોકરાઓને ભારે નફરત છે માટે એને ઉઠાવી લેવો જોઈએ.

'છોકરાઓની નફરત'નો એમણે આપેલો પરચો ત્યાં મોજૂદ જ હતો. પેલો ત્રીસ કદમનો 'નો મેન્સ લેન્ડ'નો કટકો ખાલી ડબલાં, ઈંટાળા, પાણા, ફૂલકૂંડા, લોઢાના કટકા વિ૰ થી છવાયેલો હતો. બહાર જે તડાફડી સંભળાતી હતી તે બંદૂકોની નહિ, પણ બરાકની રાંગ ઉપરથી આ ડબલાં ઈત્યાદિના વરસેલા વરસાદની હતી. એ વરસાદ વરસ્યા પૂર્વે સિપાહીઓની ટુકડી લોખંડી દરવાજાની લગોલગ હતી. ત્યાંથી એણે પાછા હટીને આ સ્થાન લીધું હતું. સામી ગોળી એમણે ચલાવી નહોતી.

દેશી નૌકા–અફસરો પેલા સાત–આઠ નાવિકોને સમજાવવા મથતા હતા. એંગ્લો–ઇંડિયન કહેતો હતો : 'તમારી ઉપર એ ગોળી ચલાવી શકે જ નહિ. અમારામાં તમને વિશ્વાસ નથી? એટલું નથી સમજતા કે અમે અહીં છીએ ત્યાં સુધી એમનાથી કાંઈ જ કરી શકાય નહિ. અમારા છોકરાઓ ઉપર ગોળી ચાલશે ને અમે જોયા

કરશું ? બસ ! મારી વાત તો સાંભળો. અમે તમારી બધી માગ-ણીઓ સાહેબ પાસે રજૂ કરી છે. પણ એને 'કાંઈ થોડી જ સત્તા છે એ મંજૂર રાખવાની? બધું દિલ્હી પુછાવે ત્યારે થાય. ત્યારે એમાં કાંઈક વાર તો લાગે કે નહિ ? દિલ્હીના જવાબ આવે એટલી વાર તો તમારે ધીરજ રાખવી જોઈએ ને ?'

એક જુવાન નાવિક ધગી ઊઠયો હતો: મરાઠા સિપાહીઓની પાંચ-પાંચની બે કતાર ઊભી હતી. ત્યાં જઈને પોતાના બાંડિયાના પહોળા ગળામાંથી બદન કાઢીને એની સામે ધર્યું: 'લો ચલાવ ગોલી તુમ્હારે હી ભાઈ કે પર તુમ ગોલી ચલાઓગે ? ઔર તુમ્હારી ગોલીસે હમ કભી ડર સકતે હૈં ? હમ મરનેસે કુછ થોડે હી ડરતે હૈં ? અરે, મરને કે લિયે તો હમ ભરતી હુવે થે યે નેવીમેં ! મગર જાપાન બી હમકો નહિ માર સકા. ઔર અબ તુમહી હમે માર ડાલો આજ......' મને થયું કે સિપાહીની બંદૂક ઝૂંટવીને કયાંક એ પોતાની જ છાતીમાં સંગીન હુલાવી દેશે.

ત્યાં તો સ્મિતભર્યું મુખ લઈને મરાઠો જમાદાર આવ્યો. એની કમર ઉપર બેઉ બાજુ પિસ્તોલો લટકતી હતી. પેલા નાવિકને ખભે હાથ મૂકીને એણે શાંત પાડયો: 'તુમ કયોં ખાલી ચિલ્લાતે હો મેરે ભાઈ ! આખિર ઈતના તો સોચો કી હમભી તુમ્હારે ભાઈ હય. હમ કયા તુમ્હારેપર ગોલી ચલાયેંગે કભી ? યે તો ખાલી ડરાને કે લિયે હય સબ તમાશા. ઐસી કુછ થોડી હી ચલતી હૈ ગોલિયાં !'

નાવિક કાંઈક શાંત પડયો. સિપાહીઓએ નિરાંતે શ્વાસ લીધો. જમાદારનો અવાજ સાત કદમ પર ઊભેલા એના ગોરા કેપ્ટન સુધી પહોંચતો હતો. પણ એના મોઢામાંની સિગારેટમાંથી ધૂમ્રરેખા જરાય મરકાયા વિના, અસલની લહરથી નીકળ્યે જતી હતી.

બહારથી બે-ચાર નાવિકો અને હિંદી અફસરો મળીને હાથ

ઊંચે ફરકાવતા ફરકાવતા, કોઈને ઘા ન કરવાનું સૂચવતા, લોખંડી દરવાજા પાસે પહોંચ્યા. સમજાવટ સફળ નીવડી અને દરવાજા ઊઘડ્યા. અંદરથી એક બે નેતા જેવા જુવાનો બહાર આવતાં વેંત જ લશ્કરના ગોરા કેપ્ટને નૌકા–અફસરને કાંઈક કહ્યું. નૌકા–અફસરે શાંતિથી નેતાને કહ્યું કે, ' ત્રણ રાયફલો અને એક સંગીન હજી ખૂટે છે. '

મારા આવ્યા અગાઉ દરવાજે પહેરો ભરવા ગયેલા ચ મરાઠા સિપાહીઓની રાયફલો ઝૂંટવીને નાવિકો બરાકમાં લઈ ગયા હોય એવું લાગ્યું.

નેતાએ જવાબ આપ્યો: 'તમે જરા ય મૂંઝાશો નહિ સાહેબ, અમારે તમારી રાયફલોની જરૂર નથી. હું તમને ખાતરી આપું છું કે હમણાં જ એ હું ગમે ત્યાંથી ગોતીને હાજર કરીશ.'

થોડી વારમાં જ એ ત્રણ રાયફલો લઈ આવ્યો. અફસરે આભાર માનીને એ લીધી અને લશ્કરી કેપ્ટનને સોંપી. 'હજી એક સંગીન બાકી રહી ગઈ,' એણે નેતાને કહ્યું.

બરાકની અંદર ચારે કોર શોધ કરાવીને નેતા આખરે એ સંગીન પણ ગૌરવભેર આપી ગયો ત્યારે મને વારતાવાળા સોનબાઈનાં ગાંસડીએક લૂગડાં ધોઈ આપનાર બગલામાંના એક બુઢિયાની પાંખમાં રહી ગયેલું લૂગડું યાદ આવ્યું. પણ અંતે જેમ ભોજાઈઓ પાસે સોનબાઈની લાજ રહી હતી તેમ અહીં પણ બન્યું.

*

બરાકના ઊઘડેલા દરવાજા આડી કતાર બાંધીને નાવિકો ખડા હતા. અંદરનો ઊભરો બહાર આવીને ફલવાઈ ન જાય તે માટે એ જીવતું ઢાંકણુ બન્યા હતા. હજુ બહાર રહી ગયેલા પાંચસાત પોતાના

સાથીઓને અંદર આવતા રહેવાના સાદ પાડતા હતા. એ થોડી અવરજવર સિવાય સહુ પોતપોતાને સ્થાને શાંત ઊભા હતા. ઉઘાડા દરવાજામાંથી અંદરના વિશાળ ચકદામાં ટોળે વળેલા સેંકડો નાવિકો દેખાતા હતા.

'નો મેન્સ લેન્ડ' પસાર કરીને હું દરવાજા પરના પેલા માનવ-ઢાંકણ પાસે પહોંચ્યો.

'તુમ 'સિવિલિયન' (શહેરી) હો ? તો બહાર રહેના !'

'મૈં તો 'જર્નાલિસ્ટ' હું ભાઈ, અખબારવાલા.'

'જર્નાલિસ્ટ ! અચ્છા તબ તો જરૂર જાવ અંદર. ખુશીસે ચલે જાવ. કહે દેના ભાઈ ઇસકો કોઈ ન રોકે—અખબારવાલા હૈ યહ તો.'

એક બાજુના ઉઘાડા ઊંચા લોખંડી બારણાં જોતો જોતો હું આગળ વધ્યો. 'જર્નાલિસ્ટ!' 'ખુલ જાવ સીસમ !' જેવા આ એક જ બોલથી એ અલીબાબાની ગુફાના દ્વાર ઊઘડયાં હતાં તો ખરાં, પણ મને એ પાછો બહાર નીકળવા દેશે ? ક્યાંક ભિડાઈ જશે તો ? બહાર નીકળવાનો મંત્ર વિસરાઈ જશે તો ?

*

અંદર વળી એક કતાર આડી ઊભી હતી. એની આરપાર મને માર્ગ કરી દીધો. સામે સેંકડો જુવાનો ગણગણાટ કરતા હતા. બાજુમાં એક નાની બારી ઉપર ચડીને એક માણસ હાથમાં માઇક્રોફોન રાખીને ભાષણ કરતો હતો : 'આપણા નેતાઓ 'રૉ. આઈ. એ.'ને મળવા ગયા છે. આપણી માગણીઓ વિચારાઈ રહી છે. આપણે શાંતિ રાખવી જોઈએ. આપણો ફેંસલો કર્યા વિના ગવર્નમેન્ટને છૂટકો નથી. પબ્લિક બધી આપણી પાછળ છે. કોંગ્રેસ

આપણી પડખે છે. મુસ્લિમ લીગ, કોમ્યુનિસ્ટો અને બીજા બધાએ આપણને ટેકો આપ્યો છે. આપણી માગણીઓ વાજબી છે. તમે બધા અરધો કલાક સુધી પોતપોતાની ખોલીઓમાં જઈ ને આરામથી બેસો. 'આઇ રીક્વેસ્ટ યુ, પ્લીઝ, ગો ટુ યોર રૂમ્સ ફોર હાફ......' (હું અરજ કરું છું કે મહેરબાની કરીને તમે તમારી, ખોલીઓમાં અરધા......)

ત્યાં શ્રોતાઓમાંથી પોકારો ઊઠ્યા : 'અંગ્રેજી મત બોલો ! બંધ કરો !'

પેલાએ એની એ વાત હિંદુસ્તાનીમાં કહેવી ચાલુ રાખી. શિસ્ત વિના આપણે નહિ લડી શકીએ વિ૦ શિખામણ એ આપતો હતો ત્યાં એક નાવિકે આવીને એને સંદેશો કહ્યો. એટલે એણે માઇક્રોફોન ઉપરથી કહ્યું કે, 'કોંગ્રેસના એક આગેવાન આબિદઅલી જાફરભાઈ અહીં આવવા માટે નીકળી ગયા છે અને થોડી જ વારમાં એ આવીને તમારી સમક્ષ ભાષણ કરશે. જય હિંદ !'

ઉત્સાહમાં આવીને નાવિકોએ ઉત્તર વાળ્યો : 'જય હિંદ !'

*

પાછો ફર્યો. ફરી એ જ માનવમોગળો. ફરી એ જ 'ખુલ જાવ સીસમ !' અને હું હેમખેમ બહાર નીકળ્યો. થોડી વારે ધોળું લાંબુ પાટલુન ને ધોળો કોટ પહેરેલો એક બેઠા ઘાટનો ચશ્માધારી માનવી શાંત પણ ઝડપી પગલે ત્યાં આવી પહોંચ્યો. એની ધોળી ટોપી નીચેથી ધોળા વાળ ડોકિયું કરતા હતા. એક હિંદી અફસરે ત્યાં હાજર હતા તે વડા ગોરા નૌકાઅફસરને એમની પિછાન કરાવી, 'આ છે મિ. આબિદઅલી જાફરભાઈ, અહીંની કોંગ્રેસના એક કાર્યકર છે.' ગોરાએ સસ્મિત વદને હાથ મિલાવ્યા. આબિદઅલીએ સમજાવ્યું કે, 'મને કોઈએ ટેલીફોન કર્યો કે અહીં મામલો બહુ

ગંભીર છે એટલે હું અમસ્થો જરા આવ્યો છું. નાવિકોના નેતા જો અહીં હોય તો એની સાથે બે વાત કરી લઉં.'

'સી. ઓ. બી.'ને મળવા જવા બે નાવિક–નેતા બહાર આવ્યા હતા. એમની સાથે એક બાજુએ જઈને આબિદઅલીએ થોડી મિનિટ વાત કરી. અને પછી પેલા ઊપડયા નૌકાદળના ખટારામાં બેસીને 'સી. ઓ. બી'ની મુલાકાતે. 'આપણે પછી પાછા મળશું' એમ એ કહેતા ગયા. આબિદઅલીએ કહ્યું કે, 'મુલાકાત પછી મારી કાંઈ જરૂર લાગે તો મને અહીં બોલાવજો. કદાચ હું જ અરધો–પોણો કલાક પછી અહીં એક આંટો મારતો જઈશ.' અને એ પાછા ફર્યા.

*

આબિદઅલીને જુઓ તો તમને એ ખ્યાલ ન આવે કે 'મુકુંદ આયર્ન ઍન્ડ સ્ટીલ વર્કસ' અને એવી બે–પાંચ લિમિટેડ પેઢીઓના એ મંત્રી છે, ધારાશાસ્ત્રી છે અને મુંબઈ પ્રાંતિક કોંગ્રેસ સમિતિના માજી મંત્રી છે. ભાષણ કરવાનો એમણે લેશમાત્ર ઉમળકો દેખાડ્યો નહિ. પોતાની આગેવાની એ નાવિકો ઉપર લાદવાનો જરા ય તનમનાટ એમના મોઢા ઉપર નહોતો. નાવિક–નેતાઓને એમણે શું કહ્યું તે જાણતો નથી. પણ મને લાગે છે કે એમની આગેવાની એમનામાંથી જ કોઈ સંભાળે એ એમને વધુ શ્રેયસ્કર લાગ્યું હશે. મુંબઈના ટ્રામ–બસ–કામદારોના યુનિયનમાં જે શાંત શક્તિ છે તેનું એમના મંત્ર આબિદઅલીમાં પ્રતિબિંબ દેખાય છે.

*

આગલે દિવસે મને રસ્તા ઉપર જે પંજાબી નાવિક મળી ગયેલો. એની પાસેથી છૂટા પડતી વખતે એને ફરી મળવાની તો કલ્પના પણ કર્યાથી હોય ? પણ એકાએક અંદરના ચકદામાંથી મને એણે જોયો. સામસામા અમે હાથ ફરકાવ્યા.

એ મને પાછો દરવાજાની અંદર લઈ ગયો. મને કહે કે, 'ચાલો ઉપર, ઓલીમાં બેસીએ. અને હમણાં અહીં બે-ચાર દિવસ રહીને બધું જુઓ બરાબર. રીપોર્ટ તો પછી લખવા જ છે ને !'

મને ઘણું ય મન થઈ ગયું ત્યાં રહી જવાનું. પણ કોણ જાણે કેમ, હું ન રોકાયો. બીજે દિવસે એને ત્યાં જ મળવાનું વચન આપીને હું છૂટો પડયો. આજ સુધી મને સમજાયું નથી કે તે દિવસે હું કેમ ન રોકાઈ ગયો.

*

## ૩. દરિયો આઝાદ બન્યો !

**અને** બીજે જ દિવસે......

બીજે દિવસે બોરીબંદરથી ફ્લોરા ફાઉન્ટન ભણી ચાલ્યો જતો હતો ત્યાં કોટની ઊંચી ઊંચી ઇમારતો વચ્ચે થઈને આવતા ગોળીબારોના અમણિત પડઘા કાન ઉપર અફળાયા. હૈયામાં ફાળ પડી. અને હુ દોડયો. કોની ગોળીઓ ચાલતી હશે ? કોનું લોહી રેડાતું હશે ? 'છોકરાઓ'નું ? અરેરે...દોડતાં દોડતાં મને થયું...બે ઘડી માટે જ મને કોઈ વિશ્વકર્માની ગાદીએ બેસાડે તો આ બધું ગાંડપણ બંધ કરાવી દઉં !

પણ હાય છાપાવાળા ! તારા કિસ્મતમાં તો પાદશાહના તખ્ત ઉપર ચડનારા જમેના નદીના ભિસ્તી જેટલી યારી પણ કયાંથી હોય !

*

આગલે દિવસે જ્યાં જઈ આવ્યો હતો એ 'કેસલ' બરાકના ચોગાનથી સોએક કદમ દૂર રહી હઈશ ત્યા બંદૂકબાજીના પડઘા એટલા બધા તીણા બની ગયા કે ગોળીઓ બે-ચાર હાથ છેટેથી સુસવતી જતી હોય એવો આભાસ થતો. પડઘાબાજી મિનિટ-અડધી મિનિટ ચાલે. વળી પાછી પાંચ મિનિટ શાંત થઈ જાય. ફરી ભડાકા સંભળાય અને લોકો નાસભાગ કરે. બેત્રણ વાર તો જાણે કે ગોળાથી બચવા માટે મારાથી રસ્તા ઉપર બેસી જવાયું. હાથ આપોઆપ માથાના રક્ષણે ધસી ગયા. બીજાનું 'રીપોર્ટિંગ' કરવા હું આવેલો પણ એ બેત્રણ વાર તો મારો દેખાવ પણ કોઈના 'રીપોર્ટિંગ'નો વિષય બની બેઠો હતો.

ફરીફરીને લોકો નાસતા. એમનો ભય સાવ ખોટો નહોતો. અમારી સામે તાકીને કોઈ ગોળીઓ છોડતું નહોતું એ ખરું. પણ નિશાન ચૂકેલી આડીઅવળી ગોળીઓ આવીને આટલે દૂર રસ્તા ઉપરના કે મકાનમાંના માણસોને ઘાયલ કરે તેવો પૂરતો સંભવ હતો, અને એમ બનેલું પણ ખરુ. રીઝર્વ બેંકની સપાટ પથ્થરોની ભવ્ય સાદી ઇમારત ને ત્રીજે માળે ઝરુખામાં ઊભેલા એક માણસને કેસલ બરાકમાંથી છૂટેલી ગોળીએ જાન લીધો હતો. કોઈ એમ પણ કહે છે કે એ ગોળી અજાણતાં જ એ દિશામાં નહિ જતી રહેલી, પણ પોતાનું ધાર્યું નિશાન પાડવા મોકલાઈ હતી—કારણ કે મરનાર નૌકાદળનો એક ગોરો અફસર હતો.

બરાકના ચોગાનમાંથી નીચા લળી લળીને, લપાતા, ધસાતા ગોરા સિપાહીઓ પોતાની વિવિધ ભારેખમ બંદૂકો લઈને નાસતા આવતા હતાં. એક ટુકડી બહાર આવતી ને તેનું સ્થાન. લેવા બીજી ગોરી ટુકડી અંદર જતી. અરધો-અરધો ને એક એક કલાકને અંતરે આ ફેરબદલી ચાલ્યા કરતી. 'મોરચા' પરથી પાછી, ફરતી ટુકડીના રાતા-ચોળ અને પરસેવે રેબઝેબ સૈનિકો ટાઉન હોલનાં લાંબા પગથિયાં

દોડાદોડ ચડી જતા. ઉપર યુદ્ધફંડોમાંથી ચાલતી એક સૈનિક-હોટેલ હતી—સર એલવિન ઈઝરા કેન્ટીન એનું નામ. ત્યાં એમને માટે ઠંડાં ને ગરમ પીણાં તૈયાર હતાં. નાસ્તાની રકાબીઓ એમની વાટ જોતી હતી. ટાઉન હોલ પાસેના રસ્તા ઉપર 'રેડ ક્રોસ'નો ખટારો આવીને ઊભો રહેલો. એમાંથી ગોરી લલનાઓ જાતભાઈઓને પીણાં પાતી. અને એ મકાનની પાછળ ગોળીઓની રમઝટ બોલતી હતી. નવલોહિયા હિંદીઓનાં રુધિર રેડાતાં હતાં. નિઃસહાય મુંબઈનાં પ્રજાજનો માળામાંનાં કબૂતરોની જેમ કંપતાં હતાં.

અલબત્ત, દરેક લડાઈમાં આવું બનતું હોય છે. સામસામા પક્ષો લડાઈના મોરચે માટીમાં લોહી મિલાવીને કાદવ બનાવતા હોય ત્યારે એમાંના દરેકની છાવણીમાં નાસ્તાપાણી ચાલતા હોય છે. પછી તો જેની જેટલી ત્રેવડ. ગોરા સૈનિકોને એ કાળું કામ પસંદ હતું કે નહિ તેનો આ સવાલ નહોતો. તેમને તો મળેલું ફરમાન ઉઠાવવાનું હતું. પોતાના પેટની આગ ઠારવા એમણે ખાણીપીણાં પણ લેવાનાં હતાં. એ સૈનિકોની કોઈથી ઈર્ષા થઈ શકે નહિ.

છતાંય મને થયા કરે છે કે સરકારનાં યુદ્ધફંડોમાં નાણાં છલકાવનારા હિંદીઓએ એક વાર એ દશ્ય જોવાની જરૂર હતી.

બરાકમાંથી આડેધડ વછૂટી ગયેલી ગોળીઓએ બહારના એકાદ બે રાહદારીઓના જાન લીધા પછી પોલીસ જાગી ખરી. કોર્ડન કરીને એણે લોકોને દૂર કાઢવા માંડયા. દૂર ખસેલા લોકો ટોળે વળીને વાતોએ ચઢયા હતા. એક બાજુ એક નાવિક પણ ૫-૭ માણસો વચ્ચે ઊભો હતો. તમામ હડતાલિયા નાવિકોએ 'એચ. એમ. આઈ. એસ.' (હિઝ મેજેસ્ટીઝ ઇન્ડિયન શિપ)ના સોનેરી અક્ષરે લખેલી કાળી પટ્ટીવાળી સફેદ ટોપી ઉતારી નાખી હતી. હાથમાં ટોપી લઈને ફરતો નાવિક હડતાલિયો મનાતો. પણ ટોળામાંના આ નાવિકે તો પોતાનું જુદી જ જાતનું ખલાસી ઢબનું બાંડિયું પણ ફગાવી દીધું

વિમાનો તો પોતાના ચક્કરમાં દૂરદૂર નીકળી ગયાં હતાં. પાછળથી સરકારે જાહેર કરેલું કે કોઈની ઉપર બૉંબ ફેંકાયા નહોતા. એ તો માત્ર બંડખોર નાવિકોને સરકારની પ્રચંડ શક્તિનો ખ્યાલ આપવા પૂરતું એક 'રીહર્સલ' હતું. થોડી વારે કોઈએ બરાકના ઊંચા ગઢ-કાંગરા પરથી હાથ વડે વિખેરાઈ જવાની ઇશારત કરતા ત્રણચાર ખલાસીઓ સામે બીજાઓનું ધ્યાન દોર્યું. લોકોને દરિયાકિનારે ટોળે ન વળવાનું અને વિખેરાઈ જવાનું એ કહેતા હતા.

નિરીક્ષકોએ તરત જ જહાજો ઉપરથી મોકલાતા ઝંડી અને બત્તીના સંજ્ઞાસંદેશા ભણી બધાનું ધ્યાન દોર્યું. ફ્રોફ્ટ નિષ્ણાતો એનો અર્થ ઉકેલવા માંડયા—

'કહતે હૈં ચલે જાવ યહાંસે.'

'હાં, ઉસકો અબ ગોલંદાજી ચલાની હૈ.'

'દેખો તોપો લગા કર રખ્ખી હૈ ઈસ તરફ.'

'હાં ઉનકો પહીલા નિશાના યે કસ્ટમ હાઉસકો બનાના હૈ.'

'અરે ભાઈ અપની પબ્લિક ભી—હૈ. દેઠ બજેસે કહેતે હૈ બિચારે કિ ચલે જાવ, જમા મત હો. મગર માનતા હૈ કોન ?'

'બિલકુલ સહી બાત હૈ. નિશાના તો બારા બજેસે લગા કર રખ્ખા હૈ. મગર પબ્લિક યહાં ખડી હોવે તો ગોલા કૈસે ચલાવે ?'

'પબ્લિક તો મેરી કસમ બિલકુલ—બન ગઈ હૈ.'

'મરને કે લિયે ખડે રહેતે હૈ યહાં, ઔર ખાલી ખાલી ઉનકા પ્રોગ્રામ સબ બિગાડ દેતે હૈં. ઉનકા ઇરાદા તો દુપેરસે ગોલાબાજી શુરૂ કર દેનેકા થા. મગર અબ તો રાત કો હોગા જો કુછ હોનેવાલા હૈ.'

તરત જ મવાલીઓ એક છેડેથી બીજા છેડા સુધી 'વ્હિસપરિંગ કેમ્પેઇન'(કાનફૂંકણી) શરૂ કરી દીધી. અને જાણે યોજનાબદ્ધ બધું થતું હોય તેમ બે જ મિનિટમાં આખી દડમાંથી 'ભાગો !' 'ભાગો !'ના રીડિયા ઊડયા. લોકો બધા અહીંતહીં ભાગ્યા. કિનારા પરની પગથી સાવ ખાલી થઈ ગઈ. પણ બે મિનિટ જ. ફરી પાછા, સામેની પગથી પરથી, રસ્તાને છેડેથી, ખૂણા પરના મકાનમાંથી લોકો આવી આવીને ભેગા થવા માંડયા.

મવાલીઓને તો તમાશાનું એક સાધન મળી ગયું. થોડી થોડી વારે એ 'ભાગો !' ભાગો !'ની ચીસો પાડતા, અને દડબડ દડબડ દોડી જતી બાયલી 'પબ્લિક'ની પાછળ ખડખડ હસતા.

*

પણ માત્ર તમાશાથી તોફાનીઓને સંતોષ વળે તેમ નહોતું. એમને તો લાંબે નજર દોડાવાની હતી. એમના મગજમાં મોટી મહત્ત્વાકાંક્ષાઓ ભરી હતી. એમનું સ્વપ્ન સાચું પડવાને હવે ઝાઝું છેટું નહોતું.

'અરે ઓ ચીના !' ચીબા નાકવાળા એક મિંયાને ઉદ્દેશીને બીજાને કહ્યું: 'આખિર યહ તમાશાસે અપનેકુ કયા મિલેગા ?'

ચીનો વિચારમાં પડયો પડયો લૂંગીવાળા સાથળ ઉપર ખંજવાળતો હતો. એ કાંઈ બોલ્યો નહિ એટલે પેલાએ ફરી કહ્યું:

'અરે વો કોંગ્રેસવાલા પટેલને કહા થા ના કિ નાવ અબ કિનારે કે પાસ પહુંચ કર કહીં ડૂબ ન જાય ! તો ફિર હમારી નાવકા ભી ઐસા હાલ ન હોવે !'

ચીનાને એકાએક જ્ઞાનજ્યોતિ લાધ્યો હોય તેમ એણે ખજવાળવું બંધ કર્યું.

તીના કાંકરા પોતાની મહોબ્બતમાં મશગૂલ હતા. એમની ગોષ્ટિ ગુલામી ને આઝાદીની વાતોથી ન્યારી હતી.

*

## ૪. 'ફિર તો ચકાચક....'

કિનારા પરના ટોળામાં સુશિક્ષિત કે સદ્‌ગૃહસ્થોનું પ્રમાણ દસમાં એકનું હતું. એમાંનો મોટો ભાગ તો મૂંગો મૂંગો બધું જોઈને રસ્તે પડતો. બાકીના ત્યાં લાંબો મુકામ નાખીને ગૂઢ ચર્ચાઓ કરતા. એમાં કોર્ટની ઑફિસોના ચપરાસી–પટાવાળા, ટપાલીઓ, ટ્રામના કંડક્ટરો, હેલપાટીવાળા ભૈયાઓ; ચંપીવાળાઓ, કાનનો મેલ કાઢનારાઓ, ચણા–શીંગના ફેરીઆઓનો પચાસરંગી મેળો હતો. તોફાનીઓ, મવાલીઓ ને ગૂંડાઓ શામિલ હતા. એમાંનું કોઈક જ અઠવાડિયે એકથી વધારે છાપું વાંચતું હશે. પણ ઠેર ઠેર એ નિષ્ણાતો અને નૌકાદળના અઠંગ અભ્યાસીઓ લેખે વાતો કરતા હતા, પોતાના મત બેધડક જણાવતા હતા, સામે ઊભેલા જહાજોમાંથી કયું 'નર્મદા', કયું 'જમના', કયું 'સતલજ' એ બધું સંપૂર્ણ આત્મવિશ્વાસથી ચીંધતા હતા. કોની પાસે ચાર ઈંચની તોપો છે ને કોની પાસે સોળ ઈંચની, કોની પાસે ખોરાકની તંગી છે તો વળી બીજા કોના ભંડારમાં ૭ મહિનાનું રેશન સંઘરેલું પડ્યું છે, કોણે બંગાળના ઉપસાગરમાં જાપાની સબમરીનને ડુબાડી હતી અને કોણ આકયાબ પરની ધુંવાધાર જાપાની તોપવર્ષા વચ્ચેથી જીવતું આવ્યું છે, એ બધી ઝીણીથી મોટી તમામ વિગતો ત્યાં ચર્ચાતી હતી.

આ જમાનો આત્મવિશ્વાસનો છે. સાચું કહો કે ખોટું, સારું આચરો કે નરસું, માણસમાં આત્મવિશ્વાસ હોય તો સફળતા એને વરે છે. એ એક જ ગુણને કારણે એમાંના કેટલાક તો જરૂર સફળ અને સમૃદ્ધિવાન વર્તમાનપત્રકારો થઈ શકયા હોત. પણ આ બાબત દરેક વાચકે ખાનગી રાખવાની છે. દરિયાકાંઠે ફરવા જતી વખતે બિનઅધિકારી કાનો એ સાંભળી ન જાય એની ખાસ સાવચેતી રાખવાની છે. આ ગરીબ છાપાવાળાના હરીફો ઊભા કરીને કોઈ એના પેટ પર રખેને પાટુ મારતા!

*

મેદનીએ થોડી વારમાં આકાશમાં દસેક વિમાનોને ઊડતાં જોયાં. એક શ્વાસે સહુ ઊંચે જોઈ રહ્યા. અંતરના તાર તંગ બની ગયા.

'દેખના અબ બોમ્બ ડાલેંગે ઈસકે પર.' એક બોલ્યો.

'નહિ. નહિ.' બીજા અભ્યાસીએ યુદ્ધના એ વ્યૂહનું નિદાન કર્યું.

'નહિ, કયોં ? કલ હી કહા નહિ ઉસકા બડા ગોરા અફસરને ફી સારી નેવીકો ખલાસ કર દુંગા ?'

'ગોરેકો ઉસકી માકી—સે ફિર જનમ લેના પડેગા નેવીકો ખલાસ કરનેકે લિયે !'

'અરે કરને દો ખલાસ. ફિર હમ બી જા કર ઉનકી નેવીકો ખલાસ કરેંગે ! છોડેંગે થોડેહી ઉસકો ?' એ બોલનારના મગજમાં બ્રિટિશ નૌકાદળને ખલાસ કરવાની શી શી યોજનાઓ રમતી હશે તે તો હું ન જાણી શકયો. પણ એ મજાક તો નહોતો જ કરતો એટલું સ્પષ્ટ હતું. એનો મિજાજ એવો હતો કે ખુદ એડમિરલ ગોડફ્રેને મોઢે પણ એણે એ જ શબ્દો ચોડયા હોત. ફેરફારમાં કદાચ એક ઉમેરો કર્યો હોત – કોઈ સારી ટેસદાર ભૂંડી ગાળનો !

વિમાનો તો પોતાના ચક્કરમાં દૂરદૂર નીકળી ગયાં હતાં. પાછળથી સરકારે જાહેર કરેલું કે કોઈની ઉપર બૉમ્બ ફેંકાયા નહોતા. એ તો માત્ર બંડખોર નાવિકોને સરકારની પ્રચંડ શક્તિનો ખ્યાલ આપવા પૂરતું એક 'રીહર્સલ' હતું. થોડી વારે કોઈએ બરાકના ઊંચા ગઢકાંગરા પરથી હાથ વડે વિખેરાઈ જવાની ઇશારત કરતા ત્રણચાર ખલાસીઓ સામે બીજાઓનું ધ્યાન દોર્યું. લોકોને દરિયાકિનારે ટોળે ન વળવાનું અને વિખેરાઈ જવાનું એ કહેતા હતા.

નિરીક્ષકોએ તરત જ જહાજો ઉપરથી મોકલાતા ઝંડી અને બત્તીના સંજ્ઞાસંદેશા ભણી બધાનું ધ્યાન દોર્યું. ફટોફટ નિષ્ણાતો એનો અર્થ ઉકેલવા માંડયા—

'કહતે હૈં ચલે જાવ યહાંસે.'

'હાં, ઉનકો અબ ગોલંદાજી ચલાની હૈ.'

'દેખો તોપો લગા કર રખ્ખી હૈ ઇસ તરફ.'

'હાં ઉનકો પહીલા નિશાનાં યે કસ્ટમ હાઉસકો બનાના હૈ.'

'અરે ભાઈ અપની પબ્લિક ભી—હૈ. દેઢ બજેસે કહેતે હૈ બિચારે કિ ચલે જાવ, જમા મત હો. મગર માનતા હૈ કોન ?'

'બિલકુલ સહી બાત હૈ. નિશાના તો બારા બજેસે લગા કર રખ્ખા હૈ. મગર પબ્લિક યહાં ખડી હોવે તો ગોલા કૈસે ચલાવે ?'

'પબ્લિક તો મેરી કસમ બિલકુલ—બન ગઈ હૈ.'

'મરને કે લિયે ખડે રહેતે હૈ યહાં, ઔર ખાલી ખાલી ઉનકા પ્રોગ્રામ સબ બિગાડ દેતે હૈં. ઉનકા ઇરાદા તો દુપેરસે ગોલાબાજી શરૂ કર દેનેકા થા. મગર અબ તો રાત કો હોગા જો કુછ હોનેવાલા હૈ.'

તરત જ મવાલીઓ એક છેડેથી બીજા છેડા સુધી 'વ્હિસપરિંગ કૅમ્પેઈન '(કાનફૂંકણી) શરૂ કરી દીધી. અને જાણે યોજનાબદ્ધ બધું થતું હોય તેમ બે જ મિનિટમાં આખી ટકમાંથી 'ભાગો !' 'ભાગો !'ના રીડિયા ઊડયા. લોકો બધા અહીંતહીં ભાગ્યા. કિનારા પરની પગથી સાવ ખાલી થઈ ગઈ. પણ બે મિનિટ જ. ફરી પાછા, સામેની પગથી પરથી, રસ્તાને છેડેથી, ખૂણા પરના મકાનમાંથી લોકો આવી આવીને ભેગા થવા માંડયા.

મવાલીઓને તો તમાશાનું એક સાધન મળી ગયું. થોડી થોડી વારે એ 'ભાગો !' ભાગો !'ની ચીસો પાડતા, અને દડબડ દડબડ દોડી જતી બાયલી 'પબ્લિક'ની પાછળ ખડખડ હસતા.

*

પણ માત્ર તમાશાથી તોફાનીઓને સંતોષ વળે તેમ નહોતું. એમને તો લાંબે નજર દોડાવાની હતી. એમના મગજમાં મોટી મહત્ત્વાકાંક્ષાઓ ભરી હતી. એમનું સ્વપ્ન સાચું પડવાને હવે ઝાઝું છેટું નહોતું.

'અરે ઓ ચીના !' ચીબા નાકવાળા એક મિંયાને ઉદ્દેશીને બીજાને કહ્યું: 'આખિર યહ તમાશાસે અપનેકુ કયા મિલેગા ?'

ચીનો વિચારમાં પડયો પડયો લુંગીવાળા સાથળ ઉપર ખંજવાળતો હતો. એ કાંઈ બોલ્યો નહિ એટલે પેલાએ ફરી કહ્યું:

'અરે વો કોંગ્રેસવાલા પટેલને કહા થા ના કિ નાવ અબ કિનારે કે પાસ પહુંચ કર કહીં ડૂબ ન જાય ! તો ફિર હમારી નાવકા ભી ઐસા હાલ ન હોવે !'

ચીનાને એકાએક જ્ઞાનજ્યોતિ લાધ્યો હોય તેમ એણે ખજવાળવું બંધ કર્યું.

'બસ યાર એક સાલી કોંગ્રેસ બિગડ જાય તો ફિર ચકાચક......હાં ખુદાકી કસમ, ફિર તો ચકાચક હો જાય!'

*

અને બીજે જ દિવસે ચકાચક મચી ગઈ. ત્રીજે દિવસે ઓર વધી. લૂંટ. આગ, ભાંગફોડ, ગોળીબાર, લોહી: લૂંટ, આગ...ચકાચકનો ફજેતફાળકો ઘૂમતો હતો. નિર્દોષોની ચીસો, બાળકોની ફરિયાદીઓ, ગોળીઓની ગડેડાટી, એ બધાનું એક મિશ્રણ હવામાં વ્યાપી ગયું હતું. ઠેરઠેર આગના ભડકા લબકારા કરતા હતા. ધોળે દિવસે નિરાંતની લૂંટો ચાલતી હતી. હરિપિતાલમાં લાશો ખડકાતી જતી હતી.

એ બધાની વચ્ચેથી મને 'ચકાચક'ના પડઘા સંભળાતા હતા. મૂરખ મનને વિચાર આવ્યો કે મુંબઈની છૂપી પોલિસે ૧૯૪૨ના બળવાખોર ભાંગફોડિયા અને છૂપા કાર્યકરોને તો આસાનીથી પકડી લીધા હતા. આ 'ચકાચક' શબ્દ એને કયાંય સાંભળવા નહિ મળ્યો હોય આ દિવસોમાં?

રે માનવીનાં મન!

*

'ચકાચક'નો વળતો દિવસ હતો. બપોરનો દોઢ વાગેલો. સખ્ત હડતાલ હતી. પણ ભૂખ હડતાલને ગણકારતી નથી. ઓપેરા હાઉસથી ઓરીબંદર જતા ગિરગામને માર્ગે ફક્ત એક 'કેના' નામની હોટલ ઉઘાડી હતી. અમે ઝટ ઝટ ખાતા હતા. હોટલની બારીના કાચ ફૂટેલા પડયા હતા. ઉપરથી નીચે વસાતું એનું પતરાનું ફોલ્ડિંગ બારણું અધબીડયું હતું. ગલ્લાવાળાની આંખો ચકળવકળ થતી હતી. અમારા સિવાય ચાર-પાંચ બીજા ઘરાકો પણ બેઠા હતા.

ત્યાં રાષ્ટ્રધ્વજ સાથે છોકરાઓની એક ટોળી 'ઝિંદાબાદ' બોલા-

વતી નીકળી. એની પાછળ ગૂંડા–ટોળી એના પોકારો કરતી નીકળી. હાથમાં ડંડા, લાકડાનાં પાટિયાં, લોઢાના સળિયા ઇત્યાદિ શસ્ત્રો હતાં. હોટલના બારણા પાસે આવીને એમણે ત્રાડો પાડીઃ 'બંધ કરો!' 'જલા દો!' 'તોડ ડાલો!' 'બંધ કરો!' 'જલા દો!'

ગલ્લાવાળો હાંફળોહાંફળો થઈ ગયો. હાથ જોડતો એ દોડતો આવ્યો. પતરાનું બારણું ઉપરથી ખેંચીને એ બંધ કરવા માંડયો. બ્રેટા–વડું અરધું મૂકીને હું મારી જગ્યાએથી ઊઠયો. 'ઠહેરો', મેં એને કહ્યું. ડંડા–પાટિયાવાળા ભણી ફરીને હું બોલ્યો :

'દેખો ભાઈ, અગર તુમ ચાહો તો ઇસકો બંધ કરા સકતે હો, ક્યોં કિ તુમ્હારે હાથમેં ડંડા–પથ્થર હૈ. મગર ઇસસે તુમકો ક્યા ફાયદા? ઇસમેં ગવરમેન્ટકો ક્યા નુકસાન હૈ? હમારે હી ભાઈ યહાં આ કર ખાતે હૈ વો ભૂખે રહેંગે.'

વીસેક સેકંડ કોઈ કાંઈ બોલ્યું નહિ. અને મારી ઉપર એમાંની કઈ સેકંડે ડંડો ફટકારશે કે પથ્થર ફેંકાશે એની ગણતરીઓ મારા મનમાં જર્મન ઊડતા બૉંબની ગતિએ ચાલતી હતી.

પણ 'તુમ ચાહો તો બંધ કરા સકતે હો' એવું માન મળવાથી એ ટોળામાંના એક લોખંડના સળિયાધારી સુભટે ગૌરવ અનુભવ્યું. એણે તરત જ કહ્યું:

'હાં, ઠીક કહેતા હૈ વો. ચલો ભાઈ આગે ચલો!' અને ટોળી ચાલી નીકળી. સૌ આગળ ગયા. તો પણ, હાથમાં સોડાની બાટલી ઉછાળતો એક જણ પોતાનો રોષ શમાવી ન શક્યો. જતાં જતાં એ એટલું કહેતો ગયો, 'ઇતને આદમી ગોલિયોંસે મર રહે હૈં, ઔર તુમ એક દિન ભૂખે ભી નહિ રહે સકતે હો!'

સારું થયું કે હું 'દીવાર' નાટક જોઇને રંગભૂમિમાંથી ચાલ્યો આવતો હતો એ ખબર એને પડી નહિ.

*

એ મંડળી પોકારો કરતી કરતી હજી તો પચાસ ડગલાં પણ આગળ નહિ ગઈ હોય ત્યાં ડામરની સડકો ગજાવતી ઘણેણાટી સંભળાઈ. જર્મનીને મોરચેથી આવતી હોય તેવી લાંબડી બખ્તરિયા ગાડીઓ ઑપેરા હાઉસ બાજુથી ધમધમાટ કરતી આવી. એનાં પોલાદી બખ્તરોની પાછળ લપાયેલા ગોરા સનિકોએ એ દીવાલોનાં બાંકારાંમાંથી રસ્તાની ચારેય દિશામાં મશીનગનો અને બંદૂકો તાકેલી રાખી હતી. એના ટોપકાના ઉઘાડા ઢાંકણામાં એક માણસનું ડોકું બહાર દેખાતું હતું. એના બેય હાથમાં બેઉ બાજુના મકાનો સામે - તાકેલી રિવોલ્વરો હતી. એના કાન ઉપર બે ભૂંગળાં હતા. મોઢા સામે ત્રીજું એક ભૂંગળું બાંધેલું હતું. વાયરલેસથી એ પોતાના વડા મથક સાથે વાતચીત કરતો હતો: પોતે કયા રસ્તા ઉપર છે, મામલો કેવો છે, વધુ મદદની કાંઈ જરૂર છે કે નહિ, તોફાનીઓ શાંત છે કે નહિ—એ બધી વિગતો એ ગાડી સાથે જડેલા વાયરલેસ-યંત્ર દ્વારા હવા વાટે જ એ પોતાના વડા લશ્કરી મથકને પહોંચાડતો હતો. સામેથી સૂચનાઓ આવી આવીને આપોઆપ એના કાન ઉપર પડતી. બે હાથ રિવોલ્વરો સાચવતા હતા, જીભ જીભનું કામ કરતી હતી; અને આંખ આંખનું કામ કરતી હતી. સંદેશા-વ્યવહારની આવી સગવડવાળી ટેન્ક તો આફ્રિકાને મોરચે જર્મન સેનાપતિ રોમેલે પહેલવહેલી ઉતારી ત્યારે એને વિશે છાપામાં વાંચેલું. જર્મનોની નહિ તો અંગ્રેજોની પણ એવી ગાડીઓ અંતે જોવા મળી એ જ મદદભાગ્ય.

*

એ ગાડી એકલી નહોતી. એની પાછળ એની બહેન હતી. અને ત્રીજી હતી એની બહેનપણી—એવાં જ લડાયક શસ્ત્રોથી સુસજ્જ ગોરા સૈનિકોથી ભરેલી એક છાપરાવાળી લૉરી. એના પાછલા ઉઘાડા ભાગમાંથી રસ્તા અને મકાનો સામે મશીનગનો ને બંદૂકો તાકીને

ગોરાઓ બેઠા હતા. રસ્તા ઉપર સોપો બોલી ગયો હતો. ગલીઓમાં ખૂણા પછવાડે, મકાનોના દાદર નીચે, દીવાલ સરસા—જ્યાં પહોંચાય ત્યાં જઈને લોકો લપાઈ ગયા હતા. બેઉ બાજુ ઊંચે અટારીઓ ઉપરના નરનારીઓના શ્વાસ થંભી ગયા હતા. નગ્ગવા નગરીમાં જાણે ત્રણ ઢૂંઢા રાક્ષસો ભક્ષ શોધવા નીકળી પડયા હતા.

મારી નજર સામે 'મૂન ઇઝ ડાઉન' નામની અંગ્રેજી ફિલ્મનું એક ઝાંખું દૃશ્ય હતું: કબજે કરેલા નોરવેનાં શહેરો–ગામોમાં પોતાનો છાકો બેસાડવા વિજેતા જર્મનોએ પોતાની અસંખ્ય ટેન્કો અને બખ્તરિયા ગાડીઓનું સરઘસ કાઢયું હતું. લોકો એ જોઈને થરથર કંપતા હતા. પણ ના ના, કયાં નોરવે ને કયાં હિંદુસ્તાન !

એમ હું વિચારું ત્યાં તો મેં જીવતી ફિલ્મનું દૃશ્ય જોયું. પેલા સોડાની બાટલીવાળાએ પોતાનું શસ્ત્ર ઉગામ્યું...... ઉગામ્યું ને ત્યાં તો એ ત્રીજી લોરીમાંના એક ગોરાના મોઢા ઉપર જઈ પડયું. ધડાધડ ધડાધડ પાંચ–સાત ગોળીઓ વછૂટી, પણ 'ગેરિલો' બચી ગયો. ગાડીઓ આગળ ચાલી ગઈ. નોરવે અને હિંદ વચ્ચેનું સામ્ય મારા મનમાં સંપૂર્ણ બન્યું.

રકાબીઓ પડતી મૂકીને અમે હાથ ધોયા.

*

ગિરગામના આખા રસ્તા ઉપર જે જે બન્યું તેનાં વર્ણનો, અને તેથી ય વિશેષ જે કાંઈ અન્ય સ્થળે બન્યું તેનાં વર્ણનો છાપાંમાં પુષ્કળ આવી ગયાં છે. એની છબીઓ પણ પ્રજાને જોવા મળી છે. પણ તોફાનીઓની એકાદ—બે વિશિષ્ટ સિદ્ધિઓ અહીં રજૂ કરવા જેવી છે.

દુકાનો લૂંટાતી હતી, પણ આડેધડ નહિ. એની પણ

યોજના હતી. પહેલું નિશાન ચીરાબજારની વિલાયતી દારૂની દુકાન બની હતી. પરદેશથી આવેલા દારૂનાં શીશાઓના શીશાઓ અને પેકબંધ પડેલી પેટીઓની પેટીઓ એ દુકાનમાં હતી. એનાં બારણાં તોડીને માલ બધો બહાર કાઢયો. અને ઘડીભર તો ગુંડાઓમાં અંદરો-અંદરની અંધાધૂંધી વ્યાપી. દરેક માણસ પોતાનાથી ઊપડે તેટલી બાટલીઓ લઈને ભાગવા માંડયો—ભાગવાનું કારણ પોલીસ આવવાની બીક નહોતી, પણ એને ઠેકાણાસર મૂકીને વળી બીજી ખેપ કરવાની ઉતાવળ હતી. એમાંથી તકરાર થવા માંડી. વધારે બાટલીઓ લઈ જનાર ઉપર બીજા બે-ચાર તૂટી પડતા, બાટલીઓ ફૂટતી, દારૂ ઢોળાતો, કોઈના હાથમાં કાંઈ ન આવતું; એટલે પછી મવાલીઓએ નિયમ કર્યો કે કોઈ એક માણસે એક સાથે બેથી વધારે બાટલી લઈ જવી નહિ. મવાલીઓ નિયમ કરીને તે પાળી શકે છે.

*

પછી તો દોડાદોડ મચી ગઈ. સૌ બબ્બે બાટલીઓ ઉપાડી, ઠેકાણે મૂકી, વળી દોટાદોટ પાછા આવે. પોતાનાં, પાડોશીનાં કે રસ્તાનાં છોકરાંને ઉપાડતો આવે; એમને પણ બબ્બે બાટલીઓ વળગાડીને પોતાને મુકામે પહોંચાડાવે. કેટલાક અપરિગ્રહ-વ્રતધારીઓ બાટલીઓ લઈને ભાગવાને બદલે ત્યાં જ એને ઢીંચવા માંડયા. ખાલી કરેલી બાટલીઓની એક ઢગલી કરીને પછી એ ત્યાં ઢળી પડતા. વળી લથડિયાં ખાતાં ખાતાં એમાંના થોડા ઊભા થયા. બાટલી ઉપાડીને તેમનાથી ક્યાંય જવાય તેમ નહોતું, એટલે પેટીઓ ઢસડી ઢસડીને એમણે રસ્તા ઉપર બહાર કાઢી બાટલા ફોડીને ચોપાસ દારૂ છાંટયો અને પછી દીવાસળી ચાંપી દીધી. આંખના પલકારામાં હોળી પ્રગટી ગઈ. પછી તો પેટીઓ તૂટી. એનું ઘાસ, પાટીઆં, શીશા, બધું જુદું જુદું પડીને હોળીમાં હોમાવા માંડયું. બેહોશ બનવાની હદ સુધી નહિ ઢીંચનારાઓએ તે પછીની દુકાનનાં પાટિયાં તોડવા માંડયાં.

લૂંટની યોજના ઘડનારાએ ઘણી ચાલાકી કરી હતી. પહેલે જ ધાએ દારૂ હાથ કરીને એણે તોફાનીઓને પાયો અને એ પશુઓને પોતાને મનફાવે ત્યાં તૂટી પડવા મોકળા મૂકયા. ૧૯૪૨ના બળવા દરમિયાન મહારાષ્ટ્રનાં કે મધ્યપ્રાંતનાં કોઈ ગામડામાં દમનકારોને હાથે ભજવાતી જોયેલી વિદ્યા એણે તે દિવસે આચરણમાં મૂકી હોય તો નવાઈ નહિ.

*

ત્યારે હું ત્યાં ઊભો હતો—નવી રેશમ બજારમાં. રેશમ બજારના ગુરખા-પઠાણ ચોકીદારો અને બીજાઓનું એક ટોળું ગલીને છેડે ઊભું હતું. બીજે છેડે બીજું નાનું ટોળું હતું અને ભોંયતળિયાની એક દુકાન મવાલીઓ તોડી રહ્યા હતા. લોઢાની મોટી કોશ જેવા જાડા ગઠ્ઠા સળિયા, મોટા મોટા પાણા વગેરેના પ્રહાર થયા અને બારણાનાં પાટિયાં તૂટયાં. અંદરથી ગાદી, તકિયા, કાગળિયાં, કબાટનાં બારણાં, ફાઈલો વિ૦ કાઢીને એમણે રસ્તા ઉપર ઢગલો કરી હોળી માંડી. અંદરથી કોઈએ ટેલીફોન ખેંચી કાઢયો અને એને ડામરની સડક ઉપર પછાડી પછાડીને ફૂરચા ઉડાવી દીધા. એક જણે ટાઈપરાઈટર બહાર કાઢીને એને વારંવાર ઉછાળી, પછાડી, ભાંગી નાખ્યું અને પછી આગમાં ફગાવી દીધું. ટાઇપરાઇટર-નો નાશ મારાથી ન જોઈ શકાયો. બે વર્ષોથી હું ટાઇપરાઈટર માટે વલખાં મારતો હતો. બાંધેલા ભાવે તો એ કયાંય મળતું નહોતું. લડાઈ પૂરી થઈ ત્યારે પણ મારે જોઈતું સારું પોર્ટેબલ ટાઈપરાઇટર કાળા બજારમાં સાતસોથી ઓછી કિંમતે મળતું નહોતું. ઘણાય ઓળખીતા, સરકારના કોન્ટ્રેકટરો, લાંચિયા અમલદારોના મિત્રો વિ૦ ને વિનવી જોયા કે ભાઈ એક નવા ટાઈપરાઈટરની પરમીટ મેળવી દો, તો બાંધેલા ભાવ જે હોય તે ખરચીને પણ હું એને ખરીદવા તૈયાર છું.

જેને માટે આટલી ઝંખના હતી તે ટાઇપરાઇટરને આમ નાશ

પામતું જોઈને મારાથી ન રહેવાયું. ઘડીભર તો મને થયું કે ધોળી ટોપી ઉતારીને ચાલ ગૂંડો બની જાઉં ! ટાઈપરાઈટર ઉઠાવી જાઉં !

તોફાનીઓની લીલા શાંત ચિત્તે નીરખતા સામેની પગથી પર ઊભેલા ૫-૭ માણસોને મેં સમજાવ્યા કે આપણે આ દુકાનો ન લૂંટાવા દેવી જોઈએ, આ મવાલીઓને રોકવા જોઈએ. આમાં સરકારને કાંઈ નુકસાન થતું નથી.

એક જણે તપીને જવાબ આપ્યો કે, 'કેમ ન લૂંટે ? જાણો છો એ દુકાન કોની છે ? સાત છોકરાનાં ખૂન કરાવી નાખ્યાં છે એણે ! ઑનરરી મેજિસ્ટ્રેટ છે તે ગામ આખામાં ગોળીબાર કરાવતો ફરે છે સાલો. કેમ ન લૂંટે એની દુકાન ?'

મેં સમજાવવા પ્રયાસ કર્યો કે, 'આ સાત ખૂનવાળી વાત કદાચ મવાલીઓએ જ ફેલાવી હશે. માનો કે એ વાત સાચી છે, પણ એક વાર આ લોકો લૂંટનો સ્વાદ ચાખી ગયા એટલે તો પછી એને અટકાવવા કોણ ધરશે ?'

પણ એ વાતને અને ત્યારના વાતાવરણને મેળ નહોતો. મને તોફાનીઓને સીધી અપીલ કરવાની ઇચ્છા થઇ આવી. પણ ત્યાં તો થોડી વાર પહેલાં કોઈનાં છાપામાં વાંચેલું તે યાદ આવ્યું–'મવાલીઓને સમજાવવા ગયેલા કોંગ્રેસના જાણીતા કાર્યકરને પડેલો માર'.

—અને હું આગળ ચાલ્યો.

## ૫, છાપાંવાળો અને છાપાવાળો

બે આનાનાં છાપાં આઠ–આઠ ને બાર–બાર આને વેચાતાં હતાં. એને ખરીદનારા હતા તેથી મોંમાગ્યા દામ માગનારા પણ હતા. મુંબઈ માટે આ હકીકત સામાન્ય બની ગઈ છે. જરાક કાંઈ નવાજૂની થાય, કોઈ છાપામાં હડતાલ પડે, કોઇનો ખાસ અંક બહાર પડે, એટલે બસ છાપેલી કિંમત કરતાં ત્રણ, ચાર, પાંચગણે મૂલે ફેરિયાઓ છાપાં વેચવા માંડે છે. છાપાવાળાને ફરિયાદ કરતાં એ એટલું જ લખે છે કે, છાપેલી કિંમત કરતાં વધુ કોઈએ આપવી નહિ. વધુ કિંમતે છાપાં વેચતા કોઈ ફેરીઆને ભવિષ્યમાં પોતાની નકલો આપવાનું કોઈ છાપએ બંધ કર્યું હોય તેવું જાણ્યું નથી.

એક છાપાવાળાને મેં પૂછ્યું કે, 'બે આને દેવું છે છાપું ?' એણે કહ્યું કે, 'ચાર આને તો અમે લાવીએ છીએ ને તમારે બે આને જોઈએ છે !' એણે સમજાવ્યું કે છાપાંના રવાનગીવિભાગના વ્યવસ્થાપકો કે કારકુનોને નકલ દીઠ અમુક આના વધુ આપનારા ફેરીઆઓને જ આ દિવસોમાં છાપાં વેચવા મળી શકે છે.

એની વાત મારા માનવામાં તો આવી, છતાં એને મોઢે મેં એ માનવાની ના પાડી. ધોળી ટોપીવાળા એ ભૈયાને મેં કહ્યું—

'ગાંધીકી ટોપી પહેન કર કાલા બજાર કરનેમેં તુમકો શરમ આની ચાહિયે !'

'યહ ટોપીવાલોંને હી હમે સિખાયા હૈ કાલા બજાર કરનેકા, શેઠ !' મારી સફેદ ટોપી સામે જોઇને એણે જવાબ આપ્યો. મારી જરા વધુ સમજાવટના જવાબમાં એણે ઉમેર્યું : 'કોટમે ચલે જાવ ટાઇમ્સકી આફિસ તક. વહાં મિલેગા દો આનેમેં !'

નાળિયેર લેવા નીકળેલા પેલા લોભીઆની માફક મેં કોટની વાટ પકડી.

*

આ દિવસો દરમિયાન મુંબઈની પોલીસના ગોરા ડેપ્યુટી કમિશ્નર સાથે મારો પ્રથમ મેળાપ થઈ ગયેલો.

ઉપર કહ્યું તેમ 'ચકાચક'ને આગલે દિવસે હું 'કેસલ' બરાકમાં 'ખૂલ જા સીસમ'ના પ્રયોગો કરી ચૂકેલો હતો. તે દિવસે બરાકમાંથી હું બહાર આવ્યો ત્યારે નૌકાદળની એક લોરીમાં બેસીને કેટલાક નાવિકો બીજી બરાકોની મુલાકાતે જતા હતા. ક્યાં, તે તો મને ખબર નહોતી. પણ એક નાવિકની આંગળી પકડીને હું એ લોરીમાં ચડી બેઠો. લોરી કોલાબા તરફ ચાલી.

કોલાબાને દૂર દૂરને છેડે બ્રિટિશ નૌકાદળના ગોરા ખલાસીઓની એક વિશાળ બરાક છે. એની નજીકમાં જ હિંદી નૌકાદળની 'તલવાર' નામની તાલીમ-શાળાની બરાક છે. નાવિકોની હડતાલનું બીજ આ 'તલવાર' બરાકમાં વવાયું હતું. ત્યાં એમને સારો ખોરાક ન મળવાની અને ગોરાકાળા વચ્ચે દરેક જાતના રંગભેદની વિ૦ ફરિયાદો હતી. નૌકાદળમાં તો બે જણા ભેગા મળીને સંપૂર્ણ વિનયથી કોઈ ફરિયાદ રજૂ કરે તો પણ ચોથીમાંના કાયદાની દૃષ્ટિએ ફિતૂર કહેવાય છે. એવી ફરિયાદો નાવિકો મહિનાઓથી કરતા હતા. 'છોકરાઓ' ધુંધવાતા હતા. એવામાં એક દિવસ 'તલવાર' બરાકના વડા ગોરા અફસરે કેટલાક નાવિકોને 'ગધેડીના' ઇત્યાદિ ગાળો દીધી. (અલબત્ત ગાળ અંગ્રેજીમાં દેવાઈ હતી.) તેથી છોકરાઓએ હડતાલ પાડી. પોતાની માગણીઓ સામૂહિક રીતે અને ખુલ્લેખુલ્લી રજૂ કરી. એમાં એ અફસરને ત્યાંથી ખસેડવાની અને તેને સ્થાને હિંદીને નીમવાની માગણી પણ શામિલ કરી. દીવાલ

ઉપર 'જય હિંદ' લખનારા કોઈ સામાન્ય નાવિકની ધરપકડ થઈ અને બળતામાં ઘી હોમાયું. પછીના બનાવો તો જાણીતા છે.

અમારી લોરી એ 'તલવાર' બરાકને દરવાજે આવીને ઊભી રહી. ધોળાં ધોળાં કપડાંવાળા નાવિકોની સાથે સફેદ પોશાકવાળો હું પણ એમનામાંના એક જેવો લાગતો એમની સાથે અંદર જઈ શક્યો. દરવાજે મરાઠા મિલિટરી અને તેનો ગોરો કૅપ્ટન ખડા હતા. એમને હુકમ હતો કે કોઈ નાવિકને અંદરથી બહાર નીકળવા ન દેવો. નીકળવા જાય તેને કેદ કરવાનો કે તેની ઉપર ગોળી ચલાવવાનો પણ તેમને અધિકાર હતો. બેશક, બરાકની દીવાલોની અંદર એમને કાંઈ પણ સત્તા નહોતી. ત્યાં તો ખલાસીઓનું સ્વરાજ્ય હતું.

અંદર એક વિશાળ ચોગાનમાં નાવિકોની સભા મળી હતી. એમના આગેવાનો માઇક્રોફોન ઉપરથી ભાષણો કરતા હતા. એમનો મુખ્ય સૂર હતો કે નાવિકોએ ખામોશી ધરવી, શાંત રહેવું, વાટાઘાટો ચાલે ત્યાં સુધી શાંત હડતાલમાં વિક્ષેપ ન પાડવો, અને શિસ્ત પાળવી.

એક ભાષણ ચાલતું હતું ત્યાં સાંભળનારાઓમાંથી ચાર-પાંચ જણ ઊભા થયા અને એમણે પડકાર કર્યો કે, 'અમને બહાર કેમ નથી નીકળવા દેવાતા ? અમારી ઉપર મિલિટરી શું કામ ગોઠવી છે?'

ભાષણકર્તાએ જવાબમાં કહ્યું કે, 'મિલિટરી રાખવા સામે સખત વિરોધ નોંધાવીને એને ત્યાંથી એકદમ ખસેડી લેવાની માગણી આગેવાનોએ વડા અફસર સાથેની મુલાકાતમાં કરી છે, અને એમ લાગે છે કે, થોડા કલાકોમા જ એ મિલિટરી ખસેડાઈ જશે, પણ એ ન ખસેડાય ત્યાં સુધી આપણામાંથી કોઈએ દરવાજા પાસે જવું નહિ. નાહક કાંઈ ચકમક ઝરે. મિલિટરીમાં તમારે શું જોવું છે ? એ કુત્તાઓનાં મોઢાં પણ તમારે શું કામ જોવાં જોઈએ ?'

*

હું દરવાજા પાસે પાછો ફર્યો અને હજી બહાર પગ મૂકું છું ત્યાં બે ખટારા હથિયારબંધ પોલીસ અને એક મોટરમાં તેના ઉપરી અમલદારો આવી પહોંચ્યા. મોટરમાંથી ઊતરીને ગારાથી ચારગણા કદનો એક કદાવર માનવી હાથમાં ભીમસેનની ગદા જેવો એક લાંબો ડંડો રમાડતો સીધો મારી તરફ આવ્યો. એવો ડંડો મુંબઈમાં વ્યાજ-ખાઉ પઠાણો અને પોલીસના ઉપરી અમલદારો સિવાય કોઈ રાખતા હોય તેવો મને ખ્યાલ નથી. માણસ પોતે બંદૂકથી નથી બીતો એવું માનતો હોય તો પણ આવા ડંડાઓ એને કંપાવી મૂકે છે. કારણ કે બંદૂકના તો એક ભડાકા ભેગો ફેંસલો થઈ જાય છે. એનાં જખ્મની વેદના અનુભવવા જીવવું નથી પડતું કે એવો માણસને ખ્યાલ હોય છે. પણ ડંડો જીવથી નથી મારતો, એના પ્રહારની વેદના સહેવા એના શિકારને એ જીવતો રાખે છે. એટલે એને કમરે લટકતી રીવોલ્વર કરતાં મારું ધ્યાન વિશેષ એનાં આંગળાં વચ્ચે પંપાળાતા ડંડા ઉપર ચોંટ્યું હતું.

મારી પાસે આવીને એણે કહ્યું: 'અહીં શું કરો છો તમે ?'

'પત્રકાર છું.'

'કયા છાપાના પ્રતિનિધિ ?' જાણે આંગળાં ઉપર અત્યંત સંયમ રાખવો પડ્યો હોય તેવો એના ગળાનો સૂર હતો.

'......નો. એ એક ડિસ્ટ્રીક્ટનું અઠવાડિક છે, તમે એનું નામ નહિ સાંભળ્યું હોય કદાચ.'

'અલબત્ત નહિ જ, એ ક્યાંથી નીકળે છે ?'

મેં તાલુકાનું નામ આપ્યું.

'એટલે શું તમે ત્યાંથી ખાસ અહીં આવ્યા છો ?' એની શંકાઓ વધતી જતી હતી.

'આવ્યો હતો તો બીજે કામે, પણ હવે સાથે સાથે આ કામ પણ કરતો જવાનો છું.'

'તમે છાપાના પ્રતિનિધિ છો તેવું કાર્ડ તમારી પાસે છે ?'

'ના જી.'

'તમારા છાપાની નકલ છે ?'

'ના,' મેં કહ્યું. દરમિયાન પ્રથમ ડંડા-દર્શને વળેલી કળ ઊતરી ગઈ હોવાથી જીભે જરા છૂટ લીધીઃ 'એ હું મારી સાથે નથી ફેરવતો.'

'બહુ સારું. તમે જો છાપાવાળા હો તો સામેની પગથી ઉપર બીજા છાપાવાળા ઊભા છે ત્યાં જઈને ઊભા રહો. અહીં જ્યાં ત્યાં ફરશો નહિ.'

'બહુ સારું,' કહીને હું ધીમે પગલે, થોડા મરડમાં, રસ્તાને સામે પાર ચાલ્યો.

'ભાંગફોડ કરવાના પ્રયાસો......' પેલો ગોરો પોતાના સાથીઓને સમજણ પાડતો હતો.

રસ્તાને સામે કાંઠે માત્ર 'રોઈટર'ના એક ગોરા પ્રતિનિધિ અને 'એસોસિયેટેડ પ્રેસ'ના એ મદ્રાસીઓ ઊભા હતા. પાછળથી મેં એક હિંદી સાર્જન્ટ પાસેથી જાણ્યું કે એ ડંડાધારી ગોરા માનવી મુંબઈની પોલીસના ડેપ્યુટી કમિશ્નર શ્રી હેરિસ હતા.

ઘેર આવ્યા પછી ઉશ્કેરાટ શમ્યો ત્યારે ડેપ્યુટી કમિશ્નરનું વર્તન મને એ દિવસોના વાતાવરણ સાથે સુસંબદ્ધ લાગ્યું. હડતાળિયા નાવિકોની ભરાટો ત્યારે

' સળગે એવી દારૂની શેરી હતી
એમાં આગ લગારેક ઝ'રી હતી
એળી વાયુના કોપની લેરી હતી.'

એની વચ્ચે ગોરા કમિશ્નરને મારા જેવા માણસની હાજરી ભારી શંકાસ્પદ લાગે એ સાવ સ્વાભાવિક હતું; અસ્વાભાવિક તો એણે મગજ પર રાખેલો કાબૂ હતો. એટલે ધૈર્યથી એમને એક કાગળ લખીને તેમાં મારા છપાયેલો અહેવાલ બીડી મેં ફરી ખાનગી આપી કે હું સાથેસાથ એક પત્રકાર જ હતો. મેં એમાં લખ્યું કે આ બનાવે મને શીખવ્યું છે કે જ્યાં જાઉં ત્યાં મારે મારું પ્રતિનિધિ તરીકેનું કાર્ડ સાથે જ રાખવું જોઈએ. એમની કુશંકાઓ માટે એમનો દોષ હું કાઢી શકું તેમ નહોતો.

જવાબ આવ્યો કે, 'ડેપ્યુટી કમિશ્નર તમારા કાગળની સાભાર પહોંચ સ્વીકારે છે.'

આ પ્રસંગે 'પત્રકાર' શબ્દનાં ગૌરવ તેમ જ જવાબદારીનું ભાન કરાવ્યું. ડંડાવાળા અમલદાર શક પરથી મને પકડી થોડા કલાક તો લોક-અપમાં ગોંધી શકત. પત્રકાર હોવાની એક પણ સાહેદી-નિશાનીની ગેરહાજરીમાં પણ એણે પોતાના વહેમ, રોષ ને દમામ પર સંયમ મૂક્યો. દેશની અધોગતિને તળીએ પણ 'પત્ર-કાર'ની આટલીક ઇજ્જત છે. એ પ્રતિષ્ઠા અકલંકિત રહો !

'ચક્રાચક'ના દિવસોમાં મેં શાંત મૃત્યુ પણ જોયું છે. રોટલો રળવા પરદેશમાં આવીને પડેલા યુક્ત પ્રાંતના ભૈયાઓ અને રત્નાગિરિના ઘાટીઓનાં શબોને સ્મશાને જતાં મેં જોયાં છે. મવાલીઓનાં તોફાન અને લશ્કરના ગોળીબારોની આંધી વચ્ચેથી એક એક શબને ઉપાડીને માત્ર બે માનવીઓ ચાલ્યા જતા હતા. કાંધીઓનું દંગલ ત્યાં નહોતું. 'જય રામજી' કે 'જય હિંદ' એમાંથી એકેયના બોલાવનારા ત્યાં નહોતા. અરે ઠાઠડીને રીતસર ઉપાડનાર પૂરા ચાર માનવીઓ પણ ત્યાં નહોતા. શબના વદન ઉપર ગુલાલ છાંટેલો હતો. ફૂલ-પાંદ-

ડાંની સસ્તી એક માળા એને કંઠે હતી. ઉપાડનારાની આંખમાં આંસુ નહોતાં, ત્યાં તો ધૂપ બળતો હતો. એમને જોઈને કોઈ કહી ન શકે કે મરનારના એ સગા હશે કે પછી મરનારનું અહીં કોઈ ન હોવાથી માત્ર આંખની ઓળખાણવાળા જાતભાઈઓ જ એ રઝળતા શબને અવલમંજલ પહોંચાડતા હશે. મરનાર લશ્કરનો જ શિકાર બન્યો હતો કે કેમ તેની ખાતરી કરવા મેં એક શબવાહકને પૂછ્યું–

'કયાં હુવા ભૈયા ?'

'ગોલી, ભૈયા !' બોલતો એ આગળ ચાલ્યો.

*

આખા મુંબઈને મોતનાં જડબામાંથી કોઈએ બચાવી લીધું હતું. એ કોણ તે અહીં લખવાની જરૂર નથી. દરેક મુંબઈવાસી એ જાણે છે. મોઢેથી ના કહેનારાઓ પણ અંદરથી સત્ય સમજે છે. પણ એ પણ એટલું જ સાચું છે કે પ્રજાએ જે અદ્ભુત હિંમત બતાવી તે તેણે ન બતાવી હોત તો ગમે તેવી શક્તિવાળી વ્યક્તિ પણ એકલે હાથે આ વીસ લાખની નગરીને આવી ભયાનક આપત્તિમાંથી ઉગારી ન શકત. મુંબઈના એ દિવસોની બધી વાતો આજે તો હજી યાદ છે. પણ દિવસો જશે તેમ એક પછી એક એ ભુલાતી જશે. લૂંટ ભુલાઈ જશે, બ્રિટિશ બખ્તરીઆ ગાડીઓ અને મશીનગનો ભુલાઇ જશે, અને કાળની વિસ્મૃતિમાં ગોળીબારના ભોગ બનેલા પુરુષો, સ્ત્રીઓ, વૃદ્ધો અને કુમળાં બાળકો પણ અદૃશ્ય બનશે. લોહીભીના માનવ-દેહો અને બદબો મારતી લાશોના ખડકલાની ભુતાવળો પણ એક દિવસ મુંબઈની ઇસ્પિતાલોમાંથી વિસરાઇ જશે.

તે પછી પણ કદાચ સાંભરશે પેલો ગિરગામ ઉપરનો જુવાનિયો, અને મશીનગનના જડબામાં એણે ફટકારેલી મામૂલી એક સોડાની બાટલી.

*

તે દિવસે મને બીજો એક પાનવાળો ભૈયો સાંભરશેઃ ગલીને નાકે પૂરા ૨×૩ ફીટની પણ નહિ એવી એની પાનની દુકાન હતી. ગલી પણ એવી જ સાંકડી હતી. પણ એ ગલીમાંથી થયેલી પથ્થરબાજીએ બંદૂકધારી પોલીસને પણ હંફાવી હતી. આખરે ગોરી મિલિટરી આવી અને મશીનગનોની કડેડાટી બોલી ત્યારે મામલો શાંત પડ્યો. તે પછી ગલીની સામે ગોરા સિપાહીઓ ભરી મશીનગનો લઈને બેસી ગયા હતા. એમની આંગળીઓ ઘોડા ઉપર જ હતી. મશીનગનની નાળ ગલીના નાકા સામે તાકેલી હતી. અને નાકા ઉપર પેલો નાનકડી હાટડીમાં બેઠો બેઠો ભૈયો પાનની પટ્ટીઓ બનાવતો હતો. આસપાસ નાની-મોટી તમામ દુકાનો બંધ હતી. મશીનગનની નળી અને પાનની હાટડી મૂંગા મૂંગા એક બીજાં સામે તાકી રહ્યાં હતાં.

## ૧. અફસરો અને નાવિકો વચ્ચેની ખાઈ

**એપ્રિલ ૧૮, ૧૯૪૬ : ગુરુવાર** **નવી દિલ્હી**

હિંદી નૌકાદળમાં ગયા ફેબ્રુઆરી દરમિયાન થયેલા બળવાનાં કારણોની તપાસ કરવા માટે સરકારે નીમેલી સમિતિએ પોતાનું કામકાજ આજે શરૂ કર્યું. એના પ્રમુખ અને ચાર બીજા સભ્યોમાંથી કોઈને ય હિંદી નૌકાદળ સાથે સંબંધ નથી, તેમ જ્યાં બળવો થયેલો તે સ્થાનોના રહેવાસી પણ તેઓ નથી.

**પ્રમુખ :** સર સૈયદ ફઝલઅલી ( પટણા હાઈકોર્ટના મુખ્ય ન્યાયાધીશ ).

**ન્યાયખાતાના સભ્યો :** શ્રી કૃષ્ણાસ્વામી આયંગર ( કોચીન રાજ્યના મુખ્ય ન્યાયાધીશ ) અને શ્રી મહેરચંદ મહાજન ( લાહોર હાઇકોર્ટના ન્યાયાધીશ ).

**લશ્કરી ખાતાના સભ્યો :** વાઈસ-એડમિરલ પેટરસન (ઈસ્ટ ઈંડીઝ નૌકાકાફલાના ક્રુઝર સ્કવેડ્રનના ફ્લેગ-ઑફિસર-કમાન્ડિંગ) અને મેજર-જનરલ રીઝ ( ઉત્તર આફ્રિકામાં વિજયો મેળવીને જગમશહૂર બનનારા ચોથા હિંદી ડિવિઝનના કમાન્ડર ).

હિંદી લશ્કરના વડા મથકના 'મોરેલ ડિરેક્ટોરેટ'ના એક અફસર લેફ્ટનન્ટ-કર્નલ મલિક હક નવાઝ સૌથી પહેલા સાક્ષી તરીકે હાજર થયા.

મુંબઈ અને કરાંચીમાંના નાવિકો તેમ જ અફસરોનો જુસ્સો કેવોક છે તેની પોતે ૧૯૪૫ના ડિસેમ્બરમાં તપાસ કરવા ગયેલા ત્યારે જ એમણે અશાંતિના બીજ જોયાં હતાં એમ એમણે કહ્યું. હિંદી નૌકાદળમાં અશાંતિ ફેલાવાના મુખ્ય કારણો ગણાવતાં એમણે કહ્યું કે—

'આઝાદ ફોજ પ્રત્યેની હમદર્દી, રાજદ્વારી પ્રચારકાર્ય, લશ્કરમાંથી છૂટા થવાના કાર્યક્રમની અનિશ્ચિતતા અને અફસરોમાં આગેવાની લેવાની બિનઆવડત એને માટે મુખ્યત્વે જવાબદાર હતાં. હિંદુ નાવિકો, અને ખાસ તો મદ્રાસીઓ કોંગ્રેસના મક્કમ અનુયાયીઓ હતા. મુંબઈમાંના 'તલવાર'ના સંદેશા-વ્યવહાર વિભાગમાં કામ કરતા નાવિકોમાંના ઘણાખરા તો સુશિક્ષિત જુવાનો હતા અને તેઓ કોંગ્રેસના ખાસ ટેકેદારો હતા. નાવિકો સાથેની મારી વાતચીત દરમિયાન મને જણાયું કે તેઓ આઝાદ ફોજ પ્રત્યે હમદર્દી ધરાવતા હતા. એનું કારણ એમના કહેવા મુજબ એ હતું કે કોંગ્રેસે અને આખા દેશે આઝાદ ફોજને ટેકો આપ્યો હતો. હું જેટલા નાવિકોને મળ્યો હતો તેમાંના ૧૦ ટકા આઝાદ ફોજ પ્રત્યે સંપૂર્ણપણે હમદર્દ હતા, ૫૫ ટકા માત્ર સહાનુભૂતિ ધરાવતા હતા અને ૩૫ ટકા તટસ્થ હતા.

'નૌકા-મથકોમાંના હિંદીઓનો જુસ્સો કેવો છે તેની તપાસ કરવાનું કામ મને સોંપવામાં આવ્યું હતું. 'ફિરોઝ' (અફસરોને તાલીમ આપવાનું મથક : આસરે ૧૨૦ માણસો એમાં રહેતા), 'અકબર' (નાવિકોને તાલીમ આપવાનું મથક : ૧૬૦૦ માણસો), 'તલવાર' (સંદેશા-વ્યવહારની તાલીમશાળા : ૧૨૦૦ માણસો), 'કાકોરી' (નાવિકોને નૌકાદળમાંથી છૂટા કરવાનું મથક) તેમ જ 'કેસલ' બેરેકની મેં મુલાકાત લીધી હતી.

'નાવિકોને રહેવાની ઓરડીઓ, એમનાં વિશ્રામખંડો અને ભોજનગૃહો મેં જોયેલાં. ઉપરી અફસરોએ ચૂંટેલા નાવિકો, અને

અફસરો સાથે મેં વ્યક્તિગત વાતચીત પણ કરેલી. એમની મુખ્ય ફરિયાદો બે જાતની હતી. એક તો સ્થાનિક વહીવટ સામેની અને બીજી આખા ખાતાંના સમગ્ર વહીવટી-તંત્ર સામેની. નાવિકો અને અફસરો આકરા બનીને ફરિયાદો રજૂ કરતા હતા. હિંદી નૌકાદળના અનામત-વિભાગના અફસરોની ફરિયાદ આ હતી:

'(૧) એમના જેવા ૧૫૦૦માંથી માત્ર ૬૬ હિંદીઓને જ કાયમી કામ પર લેવામાં આવનાર છે. (૨) લાયક હિંદીઓ મોજૂદ હોવા છતાં ૪૦ કાયમી જગ્યાઓ ઉપર બ્રિટિશ અફસરોને લેવામાં આવતા હતા. (૩) બ્રિટનના શાહી નૌકાદળના ૪૦૦ જેટલા અફસરોને હિંદીઓને ભોગે તેડાવવામાં આવતા હતા. (૪) હાલના નિયમો પ્રમાણે, અનામત-વિભાગના અફસરોએ જો એક વર્ષની કામગરી બજાવી હોય અને ૭ મહિના સમુદ્ર ખેડયો હોય તો એમને કાયમી દરજ્જે મૂકી શકાય. હિંદી અફસરોની એવી ફરિયાદ હતી કે એમને દરિયાઈ સફરો પર જવાની તક આપવામાં આવતી નહોતી. (૫) ઉચ્ચ બ્રિટિશ અફસરો બઢતી અને નિમણૂકની બાબતોમાં ગોરા અને હિંદી વચ્ચે ઘણો ભેદભાવ રાખતા હતા.

'મુસાફરીની સગવડ, પેન્શન અને ખોરાક અંગે નાવિકોની મુખ્ય ફરિયાદો હતી. પોતાનાથી જરાય જુદું કામ ન કરનારા (લશ્કરના) 'વી. સી. ઓ.' અફસરોને બીજા વર્ગની મુસાફરીની સગવડો અપાતી જ્યારે તેઓ પોતે સરકારી કામે કે રજા ઉપર જતા ત્યારે એમને ત્રીજા વર્ગમાં જવું પડતું, એવી નાવિકોની અને નીચલા દરજ્જાના અફસરોની ફરિયાદ હતી. ઉપરાંત, 'વી. સી. ઓ.' અફસરોની સરખામણીમાં એમનો પેન્શનનો દર ઘણો ઓછો હતો એવી એમની ફરિયાદ હતી. જે નાવિકો કિનારા પરના મથકોમાં કામ કરતા હોય અને વહાણ ઉપર કામ કરનારાઓમાંથી જેમના જહાજ બંદરમાં હોય તેમના કુટુંબ માટે રહેવાના મકાનની પણ એમણે

માગણી કરી હતી. પોતાના ભાવિની અનિશ્ચિતતાથી તેઓ ઘણા અકળાયેલા હતા. નજર સામે કાંઈ પણ કામધંધો ન હોય એવી દશામાં એમને નૌકાદળમાંથી છૂટા કરવામાં આવતા હતા. એમને મળતા ચોખા હલકી જાતના હતા એમ એમની ફરિયાદ હતી. ખોરાક રાંધવાની ગોઠવણ અંગે પણ એમને અસંતોષ હતો. જુદા જુદા નૌકા-મથકોનો ખોરાક મેં ચાખ્યો છે, અને એકાદ-બે અપવાદ બાદ કરતાં એ ખોરાક લશ્કરમાં બીજે ક્યાંય પણ અપાતા ખોરાક કરતાં ચઢિયાતો હતો એમ હું માનું છું. જો કે ચોખામાંથી કાંકરા નીકળતા હતા તેમ જ તેમાંથી દુર્ગંધ આવતી હતી.

'નૌકાખાતા અંગે નાવિકોના દિલમાં ભારે કડવાશ ફેલાઈ ગઈ હતી. અફસરો એમની પ્રત્યે કેવું બેદરકારીભર્યું વર્તન રાખતા હતા એ વિશે કેટલાક નાવિકોએ આંસુભરી આંખે મારી સમક્ષ ફરિયાદો કરી હતી. અફસરો અને નાવિકો વચ્ચે ગાઢ અને સહાનુભૂતિપૂર્ણ સંપર્ક ક્યાંય દેખાતો નહોતો. આને માટે અનામત-વિભાગના અફસરો જવાબદાર હતા. એ બિનઅનુભવી હતા, આગેવાની અને વ્યવસ્થાના ગુણનો એમનામાં અભાવ હતો. એમનું વ્યક્તિત્વ નહોતું અને એમના હાથ નીચેના માણસોની પૂરી સમજણ એમને નહોતી. લડાઈ દરમિયાન હિંદી નૌકાદળનો વિકાસ થતાં અનામત-વિભાગના અફસરોને એ સ્થાનોએ નીમવામાં આવેલા પણ નાવિકોની એટલી મોટી સંખ્યા સાથે કામ લેવાની તાલીમ તેઓ પામ્યા નહોતા. હિંદી નૌકાદળના જે કાયમી અફસરો હતા તેઓ કુશળ હતા અને એમના હાથ નીચેના માણસોને બરાબર સમજી શકે તેમ હતા પણ એમાંના ઘણાખરા તો ઉચ્ચ હોદ્દા ઉપર હતા અને તેથી નાવિકો સાથેનો સીધો સંપર્ક ગુમાવી બેઠા હતા. મધ્યમ અને નીચલા દરજ્જાના અફસરો તો નાવિકો અને ઉચ્ચ અફસરો વચ્ચેની સૌથી નબળી કડી સમાન હતા. નાવિકો સાથે એ કદી હળતા-

મળતા નહિ અને બરાકોમાં શું ચાલી રહ્યું છે તેની એમને ભાગ્યે જ ખબર રહેતી. એમના સ્થાન અંગેની એમની પોતાની જ ફરિયાદોમાં એ રચ્યાપચ્યા રહેતા, પોતાના ભાવિનો જ એ વિચાર કર્યા કરતા અને નાવિકોમાં રસ લેવાની એમને ફુરસદ ન રહેતી. તેઓ ઘણા આકરાં અને તુંડમિજાજી હતા.

'લડાઈના અંત પછી અફસરો અને નાવિકોના દૃષ્ટિબિંદુમાંનો તફાવત સ્પષ્ટ બનતો ચાલ્યો. અફસરોને નાવિકોમાં વિશ્વાસ નહોતો, તેમ નાવિકોને અફસરોમાં શ્રદ્ધા નહોતી. અફસરો પોતાના કામમાં રચ્યાપચ્યા રહેતા અને પરિણામે નાવિકોમાં શિસ્ત ઓસરતી ચાલી. નાવિકો સાથે હળવામળવાનો સમય એમને મળતો નહિ અને નાવિકોના જીવનમાં કે એમના કાર્યમાં તેઓ કાંઈ જ હિસ્સો લેતા નહિ. જાપાન સાથેની લડાઈ પૂરી થતાં સૈન્ય-વિખેરણીની યોજનાઓ ઘડવામાં આવી અને તેથી નાવિકોના મગજમાં એવો અવિશ્વાસ પેદા થયો કે ભાવિના જે બદલાની લાલચે તેઓ નૌકાદળમાં જોડાયા હતા અને આટલો ભોગ આપ્યો હતો તે એમને મળશે નહિ. એમને એમ લાગ્યું કે એમના ભવિષ્યનો જરા સરખો પણ ખ્યાલ કર્યા વિના એમને રઝળતા મૂકી દેવાશે.

'દૃષ્ટિબિંદુમાં આવેલા આ પલટાનું કારણ એ હતું કે મોટા ભાગના નાવિકો, અને ખાસ તો 'તલવાર'માંના નાવિકો સુશિક્ષિત હતા અને પહેલાના વખતના અભણ ખલાસીઓ જેવા એ નહોતા. પીઢ અને કાર્યદક્ષ હિંદી અફસરોની ઉપરવટ થઈને જુવાન યુરોપિયન અફસરોને બઢતી મળતી જોઈને એમને લાગી આવતું. દેશની રાજકીય પરિસ્થિતિનું પણ એમને સંપૂર્ણ ભાન હતું. બ્રિટિશ અફસરો સાથે એમની ફરિયાદોની ચર્ચા કરતાં એ ડરતા હતા; કારણ કે તેથી એમની ઉપર ખાર રાખવામાં આવે એવી એમને બીક હતી.'

તે પછી 'સીક્યોરિટી લીએયઝન ઓફિસર (ઈન્ડીઆ કમાન્ડ)' કર્નલ રંદ બીજા સાક્ષી તરીકે જુબાની દેવા આવ્યા. એમણે કહ્યું કે— :

'મારી કામગરીના એક ભાગ તરીકે હું જ્યારે 'શિવાજી' (મથક)ની મુલાકાતે ગયેલો ત્યારે ત્યાંના ૪૩ નાવિકોએ એક રોજિંદુ ફરમાન ઉઠાવવાની ના પાડી હતી. એ નાવિકો બધા ભણેલાગણેલા હતા અને કેટલાક તો 'એમ. એસ-સી.' અને 'બી. એસ-સી.' થયેલા હતા. એમને જહાજ સાફ કરવાનું ફરમાન કરાયું હતું. અગાઉ બીજા મથકોમાં ફરજ બજાવતી વખતે નાવિકોએ એ કામ કરેલું હતું. તે વખતે (૧૯૪૬ના ફેબ્રુઆરીમાં) મુંબઈના નાવિકોનો બળવો ચાલુ હતો પણ આ હડતાલ મુંબઈના બળવાખોરો પ્રત્યે સહાનુભૂતિ દેખાડવા નહોતી પડાઈ. એની પાછળનું મુખ્ય કારણ તો કોઈ પણ હિસાબે એ નોકરીમાંથી નીકળી જવાની સહુની ઈચ્છા હતી. વિદ્યાર્થીઓ તરીકે એમને લગભગ સંપૂર્ણ તાલીમ મળી ચૂકી હતી અને તેથી ખાનગી એન્જિનિયરિંગ પેઢીઓમાં એમને સારી નોકરીઓ મળી જાય તેમ હતું. એમના ઘણા સાથીઓ કોઈક ને કોઈક બહાને નોકરીમાંથી નીકળી ગયા હતા અને બિરલાની અને બીજી મિલોમાં વધુ સારા પગારની નોકરીએ લાગી પણ ગયા હતા. એ જોઈને બીજાઓને પણ નૌકાદળની કામગરી છોડીને નાગરિક નોકરીએ ચઢી જવાની ઈચ્છા થઈ આવી હતી. પ્રજાને નૌકાદળમાં જોડાવાનું આમંત્રણ આપતાં ભીંતપત્રો અને જાહેરખબરો ગેરસમજૂતીભર્યાં હતાં. જાહેરાતોમાં અપાયેલાં વચનોની સરખામણીમાં પોતાને મળેલી બઢતીઓ કેટલી ઓછી હતી તે જોઈને ઘણા નાવિકોનો ભ્રમ ભાંગી ગયો હતો.

'૧૯૪૬ના ફેબ્રુઆરીમાં હું કલકત્તામાંના નૌકા-મથક 'હુગલી'-ની મુલાકાતે ગયેલો. ત્યાં નાવિકોને અપાતા ચોખા સારા નહોતા. મુંબઈના નાવિકો પ્રત્યે સહાનુભૂતિરૂપે ત્યાંના નાવિકોએ પણ એ દિવસોમાં બળવો કરેલો. ત્યાં કામ કરતા અફસરો અને નાવિકો

એકબીજાથી જુદી જ દુનિયામાં વસતા હતા. મને લાગ્યું કે બે પૂરી અને એક કપ ચાથી બપોરનું ભોજન ન થઈ શકે, તેથી એમાં કાંઈક સુધારો થવો જોઈએ એવી ભલામણ મેં કરેલી. બીજા નૌકા-મથકોની માફક ત્યાં પણ નાવિકો આકરી ફરિયાદ કરતા હતા કે બઢતીનો નિર્ણય કરતી વેળા એમની બુદ્ધિશક્તિ અને સ્વતંત્રપણે નિર્ણય કરવાની શક્તિ પ્રત્યે દુર્લક્ષ કરવામાં આવતું હતું. ઘણાખરા નાવિકો ઉચ્ચ શિક્ષણ પામેલા હતા અને છતાં અફસરોની પસંદગી કરનારી સમિતિ સમક્ષ એમને હાજર થવા દેવામાં આવતા નહોતા. કેટલાક અફસરોમાં તો આ નાવિકો જેટલી લાયકાત પણ નહોતી.'

એપ્રિલ ૧૯: શુક્રવાર

ત્રીજા સાક્ષી તરીકે આવ્યા કોમોડોર જોહ્ન લૉરેન્સ. નૌકાદળના વડા મથકના તેઓ ચીફ ઑફ સ્ટાફ છે, એમણે જણાવ્યું કે—

'નૌકાદળમાં બળવો થયો તે વખતે અફસરો અને નાવિકો વચ્ચે હોવો જોઈએ તેટલો ગાઢ અને હમદર્દીભર્યો સંપર્ક ન હોય એ બનવાજોગ છે. લડાઈ પહેલાં હિંદી નૌકાદળમાં કામ કરતા અફસરો પોતાના હાથ નીચેના નાવિકો સાથે સહાનુભૂતિભર્યો સંપર્ક રાખતા હતા પણ લડાઈ દરમિયાન નીમવા પડેલા જુવાન – યુરોપિયન અને હિંદી – અફસરોમાં આ બાબતની ખામી હશે.'

**શ્રી ફેઝલઅલી** (પ્રમુખ) : નાવિકો એમના અફસરોમાં વિશ્વાસ ધરાવતા હતા ખરા ?

**જવાબ** : મારા મત પ્રમાણે, લડાઈ પૂર્વેના કાયમી અફસરો અને અનુભવી અનામત-અફસરો એમના નાવિકોનો વિશ્વાસ ધરાવતા હતા. તાજા અનામત અફસરો —યુરોપિયન અને હિંદી– માં નાવિકોને વિશ્વાસ નહિ હોય.

હિંદી નૌકાદળમાં બ્રિટિશ અને હિંદી અફસરોના પ્રમાણ વિશે

ન્યાયમૂર્તિ શ્રી મહાજને કેટલાક સવાલો પૂછ્યા. જવાબમાં પરિસ્થિતિની સમજણ આપતાં સાક્ષીએ જણાવ્યું કે, શાહી (બ્રિટિશ) નૌકાદળના માણસોને હિંદી નૌકાદળમાં મોકલવાની બાબતમાં સારી પેઠે ગેરસમજણ થવા પામી છે. હિંદી નૌકાદળનું રાષ્ટ્રીયકરણ જલદી થાય એ હેતુથી જ આ પગલું ભરવામાં આવ્યું છે. આ ૨૦૦માંના મોટા ભાગના અફસરો ઘણી ઊંચી તાલીમ પામેલા છે અને હિંદી અફસરોને તાલીમ આપવાના કાર્યમાં તેઓ મદદરૂપ થઈ પડશે. એ તો માત્ર એક વચગાળાનું પગલું છે.

સવાલ : લડાઈ દરમિયાન કામગરી બજાવનારા ૧૫૦૦ હિંદી અફસરોમાંથી માત્ર ૬૬ને, જ શા માટે કાયમી દરજ્જે લેવામાં આવ્યા છે?

જવાબ : એમાંના કેટલા લાયકાત ધરાવે છે તેની અમે હજી તપાસ કરી રહ્યા છીએ. આજની ઘડી સુધી સરકારે ૬૬ હિંદીઓને કાયમી દરજ્જાની ઑફર કરી છે, પરંતુ અમે એમ નથી કહ્યું કે આથી વિશેષ હવે કોઈ નહિ લેવાય. વસ્તુતઃ તો અમારે જોઈતા ૪૦ યુરોપિયન અફસરો અમને મળવાના નથી તેથી તેમને સ્થાને હિંદી અફસરોને લઈ લેવાની વાત ભારતમંત્રીએ મંજૂર રાખી છે. ૬૬ની સંખ્યામાં હવે બીજા ૨૦નો વધારો કદાચ થઈ ચૂક્યો પણ હશે. લડાઈ દરમિયાન કામગરી બજાવનારા ૧૫૦૦ અફસરોમાંના માત્ર ૬૦૦ જ નોકરીમાં ચાલુ રહેવા માગે છે. એ છસોએ છસોને લઈ લેવાનું શક્ય નથી; કારણ કે તેઓ હજી બિનઅનુભવી અને જુવાન છે. એમાંના ઘણાખરાએ જહાજ ઉપર ફરજ બજાવવાનો અનુભવ મેળવ્યો નથી.

સવાલ : અફસરોને લાગેવળગે છે ત્યાં સુધી, સૈન્યવિખેરણી અંગેની અચોક્કસતા, હિંદમાંની રાજદ્વારી પરિસ્થિતિ અને હિંદી

નૌકાદળના ભાવિ અંગેની અનિશ્ચિતતાની એમના જુસ્સા ઉપર કાંઈ અસર થઈ હોય તેમ તમે માનો છો ?

જવાબ : બેશક, એની અસર થઈ હતી.

સવાલ : ફાઇલોમાંથી હું એવું સમજ્યો છું કે કેટલાક અફસરોનો આ બળવાને ટેકો હતો. શું એ સાચું છે ?

જવાબ : એ બનવાજોગ છે.

સવાલ : હિંદી અફસરોના દિલમાં એવી લાગણી છે કે નૌકાદળનો આખો વહીવટ એમના જ હાથમાં સોંપાઈ જવો જોઈએ અને રાષ્ટ્રીયકરણની ઝડપ વધારવી જોઈએ, એની તમને ખબર છે ?

જવાબ : ચોક્કસ. અને હું એમની સાથે સંપૂર્ણપણે સંમત થાઉં છું. એમનો વહીવટ ચલાવવાનો અનુભવ એમને મળી જાય કે તરત જ તેઓ એમ કરે એવી મારી હાર્દિક ઇચ્છા છે.

'સવાલ : આઝાદ હિંદ ફોજના ખટલાઓ' જો સરકારે પડતા મૂક્યા હોત તો કદાચ બળવો ન થયો હોત એવું તમે માનો છો ?

જવાબ : તે હું કહી શકું નહિ.

સવાલ : હિંદી નાવિકોએ નૌકાદળ-દિનનો વિરોધ શા માટે કર્યો ? એને તેઓ સામ્રાજ્યવાદનું પ્રતીક માનતા હતા તેથી ?

જવાબ : તે હું કહી શકું નહિ.

નૌકાદળના વડામથકના નાયબ જજ – એડવોકેટ લેફ્‌૦ કમાન્ડર ગ્રીરોડે બળવા અગાઉ નાવિકોની ફરિયાદ અંગે લેવાયેલાં પગલાંના બે પ્રસંગો કહી સંભળાવ્યાઃ

એક વાર 'પઠાણ' મથકમાં જોડાની ચોરી અંગે કેટલાક નાવિકોની સ્વતંત્રતા છીનવી લેવામાં આવેલી અને સોળને તો રીતસર

કેદમાં પૂરવામાં આવેલા. આ પગલાંને એડમિરલ ગોડફ્રેએ કડક શબ્દોમાં વખોડી કાઢયું હતું અને એ પ્રસંગ અંગે તપાસ કરવા એક તપાસ-સમિતિ નીમવાનો હુકમ કર્યો હતો. જો કે એ તપાસ થઈ શકી નહોતી; કારણ કે એ અંગેના ઘણા સાક્ષીઓને બળવા પછી નોકરીમાંથી બરતરફ કરવામાં આવ્યા હતા યા તો એમનો પત્તો નહોતો.

બીજે પ્રસંગે, 'બલુચિસ્તાન' મથકના સબ-લેફ્૦ હિલે, રજા ઉપર ન જવા દેવાના ફરમાન સામે વિરોધ દર્શાવનાર અમીરખાન નામના નાવિકને, તને ગોળીએ ઉડાવવાનો છે એવું કહી ડરાવવાને માટે બનાવટી બંદૂકધારીઓ સામે ઊભો રાખ્યો હતો. લશ્કરી અદાલતે એ બનાવ અંગેની સંપૂર્ણ જવાબદારી સબ-લેફ્૦ હિલ ઉપર નાખી હતી, અને એમની બઢતીમાં બાર મહિનાનો કાપ મૂકવાની સજા કરી હતી. એમનો અભિપ્રાય એ હતો કે કમાન્ડર કિલ્યુને સબ-લેફ્૦ હિલને તરત જ સજા કરવી જોઈતી હતી. સબ-લેફ્૦ હિલને એ જહાજ ઉપરથી બરતરફ કરવામાં આવેલા. એમણે એવો બચાવ કરેલો કે એ તો માત્ર એક મશ્કરી હતી.

એવી જ મનોદશાવાળા બ્રિટિશ અફસરોના વર્ગના સબ-લેફ્૦ હિલ એક પ્રતિનિધિ છે કે નહિ એમ ન્યાયમૂર્તિ શ્રી મહાજને સાક્ષીને પૂછ્યું.

સાક્ષીઃ બિલકુલ નહિ. આ તો એક અપવાદરૂપ કિસ્સો છે.

## ૨. 'અસંતોષની એંધાણીઓ નિહાળી હતી'

**એપ્રિલ ૨૨ : સોમવાર**

નાવિકોના બળવા દરમિયાન હિંદી નૌકાદળના ફ્લેગ-ઓફિસર હતા તે વાઈસ-એડમિરલ ગૉડફ્રેએ પોતાની જુબાનીમાં જણાવ્યું કે—

'એક જ પ્રકારના કામ માટે શાહી નૌકાદળ, બરમા નૌકાદળ અને સીલોન નૌકાદળના માણસો કરતાં હિંદી નૌકાદળના માણસોને ઓછો પગાર આપવામાં આવે છે એ વાત સાચી છે.'

**શ્રી ફેઝલઅલી:** તમે એવો અભિપ્રાય દર્શાવ્યો છે કે બરમા અને સીલોનનાં નૌકાદળો હિંદી નૌકાકાદળો કરતાં ઓછાં શક્તિશાળી છે.

**જવાબ:** એ મારો અંગત અભિપ્રાય છે. બરમા નૌકાદળે આરાકાન-કિનારા પર ઘણી કામગરી બજાવેલી છે તેથી એ અભિપ્રાય બરમા નૌકાદળ કરતાં સીલોન નૌકાદળને વધુ લાગુ પડશે.

**સવાલ:** હિંદી નૌકાદળના નાવિકો અને બીજાં નૌકાદળોના નાવિકો વચ્ચે સંપર્કનું એક પરિણામ એ આવ્યું કે પગારના દરો, જીવનધોરણ અને ખોરાકમાં રહેલા તફાવતોનું હિંદી નાવિકોને ભાન થયું, એમ હું માની લઉં છું.

**જવાબ:** હા. ભૂમધ્ય સમુદ્રનો રસ્તો બંધ થઈ ગયો ત્યારે હિંદી નૌકાદળનાં કેટલાંક જહાજોને કેપટાઉન, ડરબન અને પોર્ટ એલિઝાબેથ (દક્ષિણ આફ્રિકા)ને બંદરેથી પસાર થવું પડયું હતું. અને જે નાવિકોએ દક્ષિણ આફ્રિકાના બંદરોની મુલાકાત લીધી તેમના દિલમાં હિંદીઓ સામેના રંગભેદને કારણે ભારે રોષ જાગ્યો હતો.

**સવાલ:** તમે એમ કહ્યું છે કે નાવિકોમાં જેને રસ હોય તેવા અફસરો ઘણા ઓછા હતા.

જવાબ: ઝડપભેર વિકસતી રહેલી કોઈ પણ લશ્કરી પાંખમાં આમ કુદરતી-રીતે જ બને છે. વ્યવસ્થાની કળા પ્રકૃતિથી બહુ થોડા માણસોને જ વરેલી હોય છે......સૈન્યવિખેરણીની જાહેરાત એકાએક થવાથી અંધાધૂંધી અને વાદવિવાદની એક લાગણી ફેલાઈ અને તેમાંથી અસંતોષ પેદા થયો. સરેરાશ નાવિક એમ ચોકકસપણે માનતો કે લડાઈ પછી પણ એને નૌકાદળમાં નોકરી મળશે. સૈન્યભરતી માટેની જાહેરખબરોમાંની ઘણીખરી આ પ્રકારની જ હતી કે, "નૌકાદળમાં જોડાવ અને તમારે માટે યુદ્ધોત્તર નોકરી મેળવી રાખો." યુદ્ધ પછીના તેમના પુનર્નિયોજનની વાતો વધુ પડતી ગુલાબી હતી અને બધા જ માણસોને નોકરી મળી જશે એવો એનો ધ્વનિ હતો. લશ્કરમાંથી છૂટા થનારા સૈનિકોના પુનર્નિયોજન અંગેની મધ્યસ્થ સરકારની અખબારી યાદીઓમાં જોરશોરથી જાહેર કરવામાં આવતું હતું કે સરકારી ખાતાઓમાં ખાલી પડેલી જગ્યાઓ માજી-સૈનિકો માટે અનામત રાખવામાં આવી છે. પણ આ અનામત જગ્યાઓ તો લશ્કરમાંના માણસોના એક ભાગને જ પૂરી પડે તેટલી હતી તે અંગે કોઈ જાતની ચેતવણી આપવામાં આવી નહોતી. હિંદી લશ્કર કે વિમાની દળ કરતાં નૌકાદળમાં સૈન્ય-વિખેરણી વધુ ઝડપભેર થઈ રહી હતી......ખરાબ ખોરાક અંગેની ફરિયાદો વિષે મારે એટલું કહેવાનું છે કે નૌકાદળમાં ખોરાક અગાઉ કોન્ટ્રેક્ટરો દ્વારા પૂરો પડાતો હતો અને એવો એક કોન્ટ્રેક્ટ રદ કરવાની ધમકી આપવાને પરિણામે ખોરાકની જાતમાં તરત જ સુધારો થયો હતો. ૧૯૪૧ પછી ખોરાક 'આર. આઈ. એ. એસ. સી. (રોયલ ઈન્ડિયન આર્મી સર્વિસ કોર) દ્વારા મળવો શરૂ થયો, અને વહાણ ઉપર ખોરાક પહોંચાડવા બાબત તેમ જ ખોરાકની જાત વિશે મુશ્કેલીઓ ઊભી થઈ. અમારી સામે 'જોઈએ તો લઈ લ્યો, નહિતો રહેવા દો'ની પરિસ્થિતિ ઊભી થઈ હતી (મતલબ કે એ સંજોગોમાં એ સિવાય બીજો કોઈ ખોરાક મળી શકે તેમ નહોતું). આખા હિંદુસ્તાન ઉપર દુકાળનો ભય છવાઈ ગયો હતો. એવા સમયે ખોરાક

અંગેની આવી ફરિયાદ થઈ તે જો બીજા કોઈ દેશમાં થઈ હોત તો સમસ્ત લોકમત બળવાખોરોની વિરુદ્ધ થઈ ગયો હોત પણ આ દેશમાં તો લોકમત જેવી કોઈ ચીજ નથી અને તેથી એવું કાંઈ બન્યું નહિ. આ માગણીના વિરોધમાં છાપાંઓમાં એક પણ અવાજ ઊઠયો નથી.

**શ્રી ફેઝલઅલી :** તમારું આ કથન અણછાજતું છે. ખોરાક અંગેની ફરિયાદો તેના જથ્થા વિરુદ્ધની નહિ પણ તેની જાત વિરુદ્ધની હતી. એવી ફરિયાદો માટે નાવિકોને દોષ દઈ શકાય નહિ. તમે તમારો અભિપ્રાય બદલવા નથી માગતા શું ? ખરાબ જાતનો ખોરાક ખવડાવવામાં આવે તેની સાથે દુકાળને કશો જ સંબંધ નથી.

**જવાબ :** એ મારો અંગત અભિપ્રાય છે.

**શ્રી મહાજન :** ધારો કે શાહી નૌકાદળના નાવિકોને ઈંગ્લંડમાં ખરાબ ખોરાક અપાયો હોત તો અંગ્રેજ પ્રજા શું એ વિશે મૂંગી રહી હોત ?

**જવાબ :** હું કોઈ એક દેશની વાત નથી કરતો. દુનિયાના જુદા જુદા ભાગોની પરિસ્થિતિના અભ્યાસને પરિણામે હું આ અભિપ્રાય ઉપર આવ્યો છું.

**સવાલ :** ૧૯૪૪–૪૫ દરમિયાન હિંદુસ્તાન બહારના દેશોના લોકમતનો અભ્યાસ કરવાનો પ્રસંગ તમને સાંપડયો હતો ખરો ?

**જવાબ :** એ કાળ દરમિયાન હું દેશાવર ગયો નહોતો પણ વર્તમાનપત્રોના વાચનને આધારે હું એ અભિપ્રાય બાંધી શકયો છું.

**સવાલ :** તમે જો એક સામાન્ય પ્રજાજન હોત તો આ આ વસ્તુને વખોડી કાઢત ખરા ?

જવાબ : હું હિંદી નૌકાદળના ફ્લેગ-ઑફિસર તરીકે વાત કરી રહ્યો છું.

ત્યાર બાદ ન્યાયમૂર્તિ શ્રી મહાજનના અમુક સવાલોના જવાબ આપવામાં ઍડમિરલ ગૉડફ્રેને મુસીબત પડતી જોઇને તપાસ-સમિતિના લશ્કરી સભ્ય મેજર-જનરલ રીઝ વચ્ચે પડયા હતા. આગળ ચાલતાં ઍડમિરલ ગૉડફ્રેએ જણાવ્યું કે—

'ઈન્ચેકેપ સમિતિના અહેવાલને પરિણામે ૧૯૨૧થી ૧૯૨૬ સુધી હિંદી નૌકાદળમાં ભરતી કરવાનું કાર્ય બંધ કરવામાં આવેલું. તેથી, લડાઈ શરૂ થઈ ત્યારે નૌકાદળ ઘણું નબળું હતું. ૧૯૩૨થી ૧૯૩૯ દરમિયાન હિંદી નૌકાદળના વિકાસ માટે કરવામાં આવેલી ભલામણોની હિંદી સરકાર ઉપર કાંઈ અસર થઈ નહોતી. મારા પુરોગામીનો અભિપ્રાય એવો હતો કે જાપાનનો ભય ચોક્કસપણે તોળાઈ રહ્યો છે, પણ એક યા બીજા કારણે હિંદના સમુદ્ર-રક્ષણનું કાર્ય શાહી નૌકાદળ ઉપર જ છોડવાનું હિંદી સરકારે મુનાસિબ માન્યું.'

સવાલ : ૧૯૪૩માં વહાણોની સંખ્યામાં ઘટાડો કરવાની ભલામણ કરીને તમે નૌકાદળના વિકાસના માર્ગમાં અંતરાયરૂપ શા માટે બન્યા હતા?

જવાબ : મને લાગ્યું કે નૌકાદળના વિકાસમાં વિષમતા ચાલી રહી છે. કાયમી અફસરોની નાનકડી અને મજબૂત ટુકડી અગાઉના જેવી જ રહી હતી પણ એમની નીચેના નાવિકોની સંખ્યા એમના કાબૂમાં રહી શકે તેનાથી ઘણી વધી ગઈ હતી. વળી ઘણાં વહાણો જૂનાં થઈ ગયેલાં હતાં અને લડાયક-જહાજો તરીકે બિલકુલ નકામાં હતાં. એમને સ્થાને આધુનિક જહાજો મુકાઈ રહ્યાં હતાં. તેમ છતાં ય લડાઈની જરૂરિયાતો ચાલુ જ રહી અને મારી ભલામણનો સ્વીકાર થયો નહોતો......નાવિકો ઉપર ઉદ્દામ કૉંગ્રેસીઓ અને સામ્યવાદીઓની ઘણી લાગવગ હતી અને નાવિકો તો નૌકાદળમાં

જોડાયા તે અગાઉથી જ રાજદ્વારી માનસવાળા થઈ ચૂકેલા હતા. રાજકીય આગેવાનો માટે એ પોતાની ચળવળના ઈશ્વરદત્ત મસાલા સમાન હતા.

**સવાલ :** નાવિકોનો કેટલો ભાગ સામ્યવાદમાં માનતો હતો ?

**જવાબ :** આ બાબત અંગે તપાસ-સમિતિ જ પોતાની મેળે તપાસ કરે એમ હું ઈચ્છું છું.

**સવાલ :** કેટલાક હિંદી નાવિકો પ્રત્યેના બ્રિટિશ અફસરોના ગેરવર્તનને કારણે ઉદ્દામ કોંગ્રેસીઓના અને સામ્યવાદીઓના પ્રચારની અસર સારી પેઠે થતી હતી એ વાત સાચી છે ?

**જવાબ :** એવા વર્તનની મને જાણ નથી.

**સવાલ :** ઈન્ડોનેશિયામાંની બ્રિટિશ સરકારની નીતિને કારણે હિંદી નૌકાદળના નાવિકોની લાગણી દુભાઈ હતી એ વાત સાચી છે ?

**જવાબ :** ઈન્ડોનેશિયામાંના હિંદી સૈનિકોને પાછા બોલાવી લેવાની માગણી પ્રજાએ કરી હતી અને તેથી લશ્કરના માણસોની લાગણી પણ ચોક્કસપણે ઉશ્કેરાઈ હતી.

**સવાલ :** મહાત્મા ગાંધીની અહિંસક ચળવળને લીધે શિસ્ત ઢીલી પડી હોય તેમ તમે માનો છો ?

**જવાબ :** જુદાં જુદાં રાષ્ટ્રોએ, અને ખાસ તો ફ્રાંસે આ પદ્ધતિનો ઉપયોગ કરીને ફાયદો મેળવ્યો છે, અને જો હું પ્રજાને બળવો કરવાનું કહેનારો કોઈ નેતા હોઉં તો હું પણ એ પદ્ધતિનો જરૂર ઉપયોગ કરું.

બળવાખોરોને શરણે થઈ જવાની ચેતવણી આપતો જે સંદેશો એમણે મુંબઈના રેડિયો ઉપરથી વાંચી સંભળાવ્યો હતો તે અંગે ઍડમિરલ ગૉડફ્રેએ કહ્યું કે—

'એ રેડિયો-સંદેશો મુંબઈની બરાકો અને બીજાં મથકો ઉપર પોતાની તોપોનાં નિશાન લઈ રાખનાર જહાજી-બળવાખોરોને ઉદ્દેશીને મોકલાયો હતો. મને ખબર અપાયા હતા કે પુષ્કળ દારૂગોળા સહિત લશ્કરનો મોટો જથ્થો મુંબઈ તરફ ચાલ્યો આવતો હતો અને 'મોસ્કિટો' વિમાનોની બે ટુકડીઓ તે દિવસે બપોરે કે બીજે દિવસે આવી પહોંચવાની હતી. આખું વાતાવરણ કટોકટીભર્યું બની ચૂક્યું હતું અને લોકમતને શાંત પાડવાની જરૂર હતી. તોફાની ટોળા ઉપર ગોળી ચલાવતાં પહેલાં કોઈ મેજિસ્ટ્રેટ હુલ્લડ અંગેનો કાયદો એને વાંચી સંભળાવે એ રીતનો મારો બ્રોડકાસ્ટ હતો. એ બ્રોડકાસ્ટને પરિણામે બીજાં સ્થળોમાં સહાનુભૂતિદર્શક હડતાલો શરૂ થાય તેનું જોખમ મારે ખેડવાનું હતું, પણ મુંબઈ શહેર અને બંદરમાંની પરિસ્થિતિને ઠેકાણે લાવવા માટે એ જોખમ મેં ઉઠાવ્યું હતું. ચાહને કારણે કહો કે મારા બ્રોડકાસ્ટને લીધે કહો, પણ વળતી જ સવારે બળવાખોરોએ બિનશરતી શરણાગતિ સ્વીકારી લીધી હતી.

'ગઈ પાનખરમાં જ મેં અસંતોષની એંધાણીઓ નિહાળી હતી અને લડાઈ પૂરી થાય કે તરત જ મુસીબતો ઊભી થશે એવી ચેતવણી મેં મારા અફસરોને આપી હતી. એનો ઇલાજ એ હતો કે સૈન્યવિખેરણીનું કામ પૂરઝડપે કરવું, પણ એ કાર્ય ધીમે ધીમે ચાલતું હતું. અસંતોષનું બીજું એક કારણ એ હતું કે હિંદી ઉદ્યોગપતિઓ આઝાદ ફોજના સિપાહીઓ તરફ પક્ષપાતી વર્તન દાખવતા હતા, અને મુંબઈમાં તેમજ બીજા શહેરોમાંના અમુક છાપાંમાં ભયંકર અને અમર્યાદિત બ્રિટનવિરોધી પ્રચાર ચાલી રહ્યો હતો.'

સવાલ : એવાં થોડાં છાપાંનાં નામ આપશો ?

જવાબ : મુંબઈનું 'ફ્રી પ્રેસ જર્નલ.'

આગળ જુબાની આપતાં એડમિરલ ગૉડફ્રેએ જણાવ્યું કે, લડાઈ શરૂ થઈ ત્યારે હિંદી નૌકાદળમાં ૧૦૦ કાયમી અફસરો અને

૧૭૦૦ જેટલા કાયમી નાવિકો હતા. પાંચ વર્ષના ગાળામાં એ આંકડા વધીને ૩૦૦૦ અફસરો અને ૨૫,૦૦૦ નાવિકો સુધી પહોંચ્યા હતા. અફસરોની તંગીને પહોંચી વળવા માટે નોર્વે, ગ્રીક, ડેનમાર્ક અને રશિયા જેવા બીજા દેશના અફસરોને પણ હિંદી નૌકાદળમાં લેવા પડયા હતા. તે પછી, હિંદના નાનકડા નૌકાદળે લડાઈ દરમિયાન કરેલા કાર્યની એમણે પ્રશંસા કરી અને જણાવ્યું કે લડાઈ દરમિયાન બ્રિટિશ અને હિંદી અફસરો એકબીજા સાથે મળતાહળતા. આવી જાતના મિલનથી બ્રિટિશ નૌકાદળના અનુભવ અને આવડતના ખજાનામાંથી નાનકડું હિંદી નૌકાદળ ઘણું મેળવી શકે તેમ હતું. એક સવાલના જવાબમાં એમણે કહ્યું કે શાહી નૌકાદળ કરતાં હિંદી નૌકાદળના માણસોને વધુ કલાકો કામ કરવું પડે છે. ૧૯૪૬ પહેલાં કેટલાક નાના બળવાઓ થયા હતા તેની યાદી આપવાનું કહેવામાં આવતાં એડમિરલે જણાવ્યું કે, 'મારી પાસે તેની ચોક્કસ માહિતી નથી, કારણ કે મેં આ હોદ્દો સંભાળ્યો તે અગાઉ એ થયેલા.'

'માજી–સૈનિકોના સંઘ'વતી હાજર રહેલા બેરિસ્ટર શ્રી પુરુષોત્તમદાસ ત્રિકમદાસે પૂછ્યું કે, 'હિંદમાંથી ભરતી થયેલા યુરોપિયનો પોતાના સાથી હિંદી અફસરો અને નાવિકો પ્રત્યે પોતે ઊંચી કોટિના છે તેવું વર્તન રાખે છે તે સાચું છે?' જવાબમાં એડમિરલે ના પાડી અને કહ્યું કે, 'અમુક વ્યક્તિગત કિસ્સા કદાચ બન્યા હોય.' તે પછી શ્રી પુરુષોત્તમદાસે ટાંકેલા બનાવો અંગે તપાસ કરવાનું એમણે વચન આપ્યું. પંડિત જવાહરલાલ નેહરુની આત્મકથાની નકલ રાખનારા એક નાવિકની કહેવાતી બરતરફી વિશે પોતાને કાંઈ ખબર નથી એમ તેમણે જણાવ્યું.

એપ્રિલ ૨૩ : મંગળવાર

વાઈસ–એડમિરલ ગોડફ્રેની આજની જુબાનીનો શરૂઆતનો અમુક ભાગ ખાનગીમાં લેવામાં આવ્યો. તે પછી, હિંદી નૌકાદળનાં જુદાં

જુદાં મથકોના કમાન્ડરો તરફથી નૌકા–વડામથકને મોકલાયેલા ૧૯૪૫ના સપ્ટેંબરની આખર સુધીના હપ્તાના ત્રૈમાસિક અહેવાલોમાંથી અમુક ફકરાઓ ન્યાયમૂર્તિ શ્રી મહાજને તપાસ–સમિતિની ખુલ્લી બેઠકમાં વાંચી સંભળાવ્યા. શ્રી મહાજને જણાવ્યું કે, 'આ અહેવાલો એમ કહે છે કે, જાપાન સાથેની લડાઈ પૂરી થઈ ત્યારે બધું બરોબર હતું.' પણ પાંચ જ મહિનામાં જુસ્સો બગડતો જાય છે, શિસ્ત બગડતી જાય છે, જહાજોની વ્યવસ્થા જાળવવા માટે પૂરતી સંખ્યામાં અફસરો મળતા નથી. તો પછી આ પાંચ મહિના દરમિયાન સાથેસાથ શું બની ગયું હતું? -

વાઈસ–એડમિરલ ગૉડફ્રેએ કાંઈ જવાબ દીધો નહિ.

ત્યાર બાદ, હિંદી નાવિકો અને બ્રિટિશ નાવિકો વચ્ચે તેમ જ હિંદી નૌકાદળના નાવિકો અને હિંદનાં વેપારી જહાજોના ખલાસીઓ વચ્ચે પગારનો જે તફાવત છે તેની ઉપર ૧૯૪૩ના ઓગસ્ટમાં કડક ટીકા કરતા હિંદી સરકારના વ્યાપારમંત્રી સર અઝિઝુલ હકના અને એડમિરલ ગૉડફ્રેના અહેવાલોના કેટલાક હિસ્સા ન્યાયમૂર્તિ શ્રી મહાજને અને શ્રી ફઝલઅલીએ વાંચી સંભળાવ્યા. પોતાના અહેવાલમાં સર અઝિઝુલ હકે લખેલું કે—

"હિંદી નાવિકો જો હડતાલ ઉપર જોતરશે તો એ હડતાલ વાજબી નથી એવું કહેવા માટે આપણી પાસે કોઈ નૈતિક કારણ નહિ હોય. હિંદી, બ્રિટિશ અને ચીના નાવિકોના પગારો વચ્ચેના વિશાળ તફાવત તરફ ઈંગ્લંડમાંના મજૂર–સંઘોનું ધ્યાન ખેંચાયું છે અને એને વિશે તેઓ ઘણા ચિંતાતુર બન્યા છે. એમની આ સાચી ફરિયાદો જો દૂર કરવામાં નહિ આવે તો હડતાલ પડાવવાનો તેઓ પ્રયત્ન કરશે. હિંદી ખલાસીઓના પગારો વધારવામાં ન આવે તો હડતાલ પડાવવાની ધમકી હિંદી ખલાસી સંઘે તાજેતરમાં જ આપેલી છે. હિંદી ખલાસીઓ હડતાલ પાડે કે ન પાડે પણ એમની સાથે આવું ભેદભાવભર્યું વર્તન રખાય તે હિંદુસ્તાન માટે અપમાનજનક

છે. બ્રિટિશ ખલાસીના પગારના ચોથા ભાગ કરતાં અને ચીના ખલાસીના પગારના ત્રીજા ભાગ કરતાં પણ ઓછો પગાર હિંદી ખલાસીને મળે છે. ચીના ખલાસી કરતાં હિંદી ખલાસી લેશ માત્ર પણ ઓછો ઊતરે તેવો નથી; અને ત્રણ હિંદી ખલાસીઓ બે બ્રિટિશ ખલાસીની બરોબરી કરી શકે છે એમ માનવામાં આવે છે. બ્રિટનના* યુદ્ધ–વ્યવહારખાતાના પ્રધાન લૉર્ડ લીધર્સ, જહાજી પેઢીઓ તરફથી પોતાને મળેલી હકીકતોને આધારે એવા અભિપ્રાય ઉપર આવ્યા છે કે બે હિંદી ખલાસીઓ એક બ્રિટિશ ખલાસીની બરોબરી કરી શકે છે. આ માન્યતા કબૂલ રાખીએ તો પણ બે હિંદી ખલાસીઓને એક બ્રિટિશ ખલાસીના જેટલો પગાર ન મળવાનું કોઈ કારણ નથી. સરખા કામ માટે એક સરખો જ પગાર મળવો જોઈએ અને રંગભેદને કારણે કોઈનું શોષણ ન થવું જોઈએ એવા સિદ્ધાંત ઉપર હિંદી ખલાસીઓની માગણી રચાયેલી છે. આમાંની ઘણી અસમાનતાઓની આ દેશની પ્રજાને હજી હમણાં સુધી બિલકુલ જાણ નહોતી, પણ હવે લોકોનું વધુ ને વધુ ધ્યાન એમની તરફ દોરાવા લાગ્યું છે. ......હિંદી ખલાસીઓ માટે કાંઈક કરવું જોઈએ એમ શ્રી એમેરી ચોક્કસપણે માને છે અને એ ખલાસીઓના પગારવધારાને બ્રિટિશ સરકાર પૂરેપૂરો ટેકો આપશે એમ લૉર્ડ લીધર્સે કહ્યું છે.”

વ્યાપારમંત્રીની આ ટીકા વેપારી જહાજોના ખલાસીઓ અંગેની છે તેમ એડમિરલ ગૉડફ્રેએ ચોખવટ કરી.

તે પછી, શ્રી ફઝલઅલીએ એડમિરલ ગૉડફ્રેનો અહેવાલ વાંચી સંભળાવ્યો. એમાં એમ જણાવવામાં આવ્યું હતું કે, હિંદી નૌકાદળના નાવિકને રૂા. ૫૦–૫૦ મળતા હતા, જ્યારે વેપારી જહાજોના ખલાસીઓને રૂા. ૧૩૩–૧૪૨ મળતા હતા. એ જ રીતે હિંદી નૌકાદળના ચીફ પેટી અફસરોને ૧૦૧થી ૧૧૧ રૂપિયા મળતા, જ્યારે વેપારી જહાજોમાં એને રૂા. ૨૮૯નો પગાર અપાતો. અહેવાલે વધુમાં જણાવેલું કે—

"આ ભેદભાવ પ્રત્યે દુર્લક્ષ નહિ કરી શકાય. એની તરફ આપણા નાવિકોનું ધ્યાન નહિ ખેંચાય એવું માનવું એ વાહિયાત છે. એટલે જો વેપારી જહાજોમાં અપાતા પગારના સુધરેલા દરો મંજૂર રખાય અને નૌકાદળના પગારોમાં એના જેટલો વધારો ન થાય તો શાં શાં પરિણામ આવવાનો સંભવ છે તેનો આપણે વિચાર કરવો જોઈએ. પગારોના દર વચ્ચેની આવી અસમાનતાઓને પરિણામે નાવિકોમાં ગંભીર અસંતોષ ફાટી નીકળશે. નાવિકોને એમ લાગશે કે એમના અફસરો એમને મદદ નથી કરતા. અમારો અનુભવ એવો છે કે સરકારી તંત્રની નાવિકોને કાંઈ પડી નથી. પોતાની ફરિયાદોના નિકાલ માટે તેઓ એમના અફસરો ઉપર આધાર રાખે છે અને પોતાની પરિસ્થિતિમાં એમને જે કાંઈ ખામી લાગે તેનો દોષ તેઓ અફસરોને માથે લાદે છે. નૌકાદળ છોડીને વધુ ને વધુ નાવિકો નાસી જતા થશે. સૈન્યભરતીના કાર્ય ઉપર પણ તેની ખરાબ અસર થશે, કારણ કે રંગરૂટો તો જ્યાં વધુ પગાર મળે ત્યાં જવાના. હિંદના ઘણા જિલ્લાઓમાં નૌકાદળના નાવિકોનાં અને વેપારી જહાજના નાવિકોનાં કુટુંબો પડખોપડખ રહેતાં હોય છે. પોતાના કુટુંબીઓના પગારનાં ધોરણો તેઓ સરખાવી શકે તેમ હોય છે. આ અસમાનતાને પરિણામે અશાંતિ ફેલાવાનો સંભવ છે."

**સવાલ :** તમારા આ અભિપ્રાયોમાં કાંઈ ફેર પડયો છે?

**જવાબ :** ના.

**સવાલ :** વેપારી જહાજોમાં કામ કરતા નાવિકોને તમે નૌકાદળમાં નોકરી ઉપર રાખો છો અને સીધા નૌકાદળમાં ભરતી થનારાઓ કરતાં એમને વધુ પગાર આપો છો, એ ખરું છે?

**જવાબ :** હા.

**સવાલ :** બન્ને સાથે રહેતા હોય છે અને એક સરખું કામ કરતા હોય છે તેથી એમાંથી અસંતોષ જાગે જ ને?

જવાબ: હા.

જુદાં જુદાં નૌકા-મથકોના કમાન્ડરોએ મોકલેલા ત્રૈમાસિક અહેવાલો ન્યાયમૂર્તિ શ્રી મહાજને વાંચી સંભળાવ્યા. એમાં જણાવાયું હતું કે ૧૯૪૫ના સપ્ટેંબર સુધી નાવિકોને પોતાના અફસરોમાં વિશ્વાસ હતો. કોમી, બિરાદરી પ્રવર્તતી હતી. પણ કેટલાંક મથકોમાંના નાવિકો એમના ભવિષ્ય વિશે ચિંતાતુર હતા. લડાઈ પછી એમને કામધંધે વળગાડી દેવાની કોઈ રચનાત્મક યોજનાઓ ન હતી. સૈન્યવિખેરણી પૂર્વે નાવિકોને અપાતી ખેતી અંગેની તાલીમ વિશે એમનાં દિલમાં ઉત્સાહ નહોતો. એમને તો વેપાર-ઉદ્યોગ અંગેની તાલીમ મેળવવી હતી. કેટલાંક મથકોમાં નાવિકો એમના અફસરોની આકરી ટીકા કરતા હતા; કારણ કે એમને એમ લાગતું હતું કે અફસરોમાં પૂરતી લાયકાત નથી. એમને તો એમના ભાવિની અને હિંદુસ્તાનના ભાવિની ચિંતા હતી. લશ્કરના બીજા વિભાગોના માણસો સાથે એમના સંબંધો સારા હતા. બળવાખોર સાહિત્યની અસર અંગે એક અહેવાલમાં લખ્યું હતું કે એથી 'રમૂજ પેદા થતી.'

એડમિરલ ગૉડફ્રે વચ્ચે બોલી ઊઠયા કે, 'દેખીતી રીતે એમ જ થાય.'

બીજા એક અહેવાલમાં જણાવાયું હતું કે એ મથકમાંના નાવિકો પોતાની ફરજ પ્રત્યે પૂરી વફાદારી ધરાવતા હતા અને જો કોઈ અશાંતિ જાગે તો તેના ઉત્પાદકો તરીકેની જવાબદારી અફસરોની ગણાવી જોઈએ—નહિ કે નાવિકોની...... કલકત્તામાંના 'હુગલી' મથકના કમાન્ડરે એવો અહેવાલ મોકલેલો કે, એંગ્લો-ઈંડિયન અફસરો બ્રિટિશ અમલ ચાલુ રહે તેની તરફેણમાં છે અને ભવિષ્યમાં કાંઈ ફેરફારો થાય તે તેમને પસંદ નથી. પણ હિંદી અફસરોએ સ્પષ્ટ કરી દીધું છે કે સંપૂર્ણપણે હિંદીઓની બનેલી સરકારમાં એમને પૂરતો વિશ્વાસ છે અને એમનો દેશ સ્વતંત્ર બને

એવી એમની ઇચ્છા છે. મોટા ભાગના નાવિકો નોકરિયાત-માનસવાળા છે અને નામદાર સમ્રાટની નોકરી કરવામાં તેઓ ગર્વ અનુભવે છે. એમાંના વધુ ભણેલા નાવિકો વધુ મિજાજી છે અને પોતાના દેશના ભાવિમાં એમને વધુ રસ છે. ક્રાંતિકારી પ્રચારની એમના ઉપર વધુ અસર પડે તેમ છે.

'ગોદાવરી' ઉપરના નાવિકોની એક ફરિયાદ કેબિન (કોટડી)ના ભાડાને લગતી હતી. એડમિરલ ગૉડફ્રેએ કહ્યું કે, 'હિંદી નૌકાદળના નાવિકોને, કેબિન મળે કે ન મળે પણ અઢી ટકા 'કેબિન-ભાડું' ભરવું પડે છે. આ એક ભયંકર વસ્તુ છે અને ત્રણ-ત્રણ વર્ષોથી અમે તેની આકરી ટીકા કરી રહ્યા છીએ.'

તે પછી ન્યાયમૂર્તિ શ્રી મહાજને સૈન્યભરતી અંગેના દીવાલ-પત્રો ૨૦૮ કર્યાં. એમાં, લોકો નૌકાદળમાં જોડાય તે માટે સારા ખોરાક, સારા પગાર વગેરેની લાલચો બતાવવામાં આવી હતી.

સવાલ : આ દીવાલપત્રોમાં જણાવવામાં આવેલા ખોરાકમાંથી નાવિકોને કેટલોક મળતો હતો એમ તમે માનો છો ?

જવાબ : ખોરાકના માપને લાગેવળગે છે ત્યાં સુધી તો દીવાલ-પત્રોમાં જણાવ્યા મુજબનો હિસ્સો એમને મળતો.

સવાલ : પણ એ ખોરાક કેવી જાતનો હતો ?

એડમિરલ ગૉડફ્રેએ કાંઈ જવાબ ન આપ્યો. આગળ ઉપર એમણે જણાવ્યું કે, નૌકાદળમાંથી છૂટા થતા નાવિકોએ થોડાં કપડાં સિવાયનો પોતાનો સરસામાન પાછો આપી દેવો પડે છે એ વિશે મને ઘણું દુઃખ થાય છે. હું એને એક ભયંકર અન્યાય ગણું છું અને એ પ્રથા દૂર કરવા મેં ઘણા ઘણા પ્રયત્નો કરી જોયા છે, પણ મારી ભલામણ નકારવામાં આવી છે. હું હજી ય આશા રાખું છું કે એને દૂર કરવામાં આવશે.'

**શ્રી પુરુષોત્તમદાસ:** કોઈ માણસ પોતાનો સરસામાન પાછો ન દઈ શકયો હોય તેમ જ તેના પૈસા ન ભરી દઈ શકયો હોય તેથી તેની પાસે એ ખોટ વસૂલ કરવા ૨૦–૨૫ દિવસ સુધી વગર પગારે કામ કરાવાયું હોય તેવા કિસ્સાની તમને ખબર છે ખરી?

**જવાબ:** મેં આવા કોઈ બનાવની વાત સાંભળી નથી. એ ઘણું વિચિત્ર લાગે છે.

**શ્રી પુરુષોત્તમદાસ:** એ બનાવ બનેલો છે અને તે હું સાબિત કરી બતાવી શકીશ......માત્ર ૬૬ અફસરોને જ કાયમી પાયરી ઉપર લેવામાં આવશે એવી જાહેરાત પણ અસંતોષ ફેલાવવામાં કારણભૂત હતી એ ખરું છે?

**જવાબ:** હા. એ સંખ્યા બમણી થાય એવી મારી તો ઘણીય ઇચ્છા હતી, પણ સરકારને ગળે હું એ વાત ન ઉતરાવી શકયો તેનો મને પણ અસંતોષ થયો છે (હસાહસ)......નૌકાદળે વધુ રસોઈઆ માટે વારંવાર માગણી કરી હતી પણ એ માગણીઓ નકારવામાં આવેલી......બળવા અગાઉ મને ઘણી વાર થતું હતું કે બળવો થાય તો અફસરોએ શું કરવું એ અંગે હું સૂચનાઓ બહાર પાડું. એ વિશે વિચાર કર્યા પછી એવી સૂચનાઓ ન મોકલવાનો મેં નિર્ણય કર્યો હતો; કારણ કે મને લાગ્યું કે જાતજાતના અફસરો અને નાવિકોવાળાં નાનાં જહાજો ઉપર એ વાત તરત જ ફેલાઈ જશે. પછી તો બનાવો એવા બન્યા કે એ સૂચનાઓ નિરુપયોગી નીવડી હોત, કારણ કે બળવાની શરૂઆત કિનારા પરથી જ થઈ અને પરિણામે રસ્તાઓ ઉપર ખુલ્લાં રમખાણો થયાં, એટલે જહાજ અંગેના નિયમો ત્યાં અસ્થાને ઠરત......ભૂખમરાની હડતાલની યોજનાનો સામનો કરવો એ ઘણું મુશ્કેલ છે.

## ૩. ગુલબાંગોના શિકાર રંગરૂટો

**એપ્રિલ ૨૪: બુધવાર**

આજે નૌકાદળના વડામથકના 'ચીફ ઑફ પેર્સોનેલ' કૉમોડોર જેફોર્ડની જુબાની લેવાઈ. નૌકાદળમાં રંગરૂટોની ભરતી કરતી વખતે એમને અપાતાં વચનો અતિશયોક્તિભર્યાં હોય છે એવી માન્યતા સામાન્ય રીતે પ્રવર્તી રહી છે એમ જણાવીને ન્યાયમૂર્તિ શ્રી ફઝલઅલીએ એવા બનાવો વિશે સત્તાવાર ફરિયાદો કરવામાં આવી હોય એ અંગે માહિતી માગી.

કૉમોડોર જેફોર્ડે કહ્યું કે, નૌકાદળમાં ભરતી કરવાને વખતે માણસોને ખોટેખોટાં વચનો અપાયાં હોવાની કેટલીક ફરિયાદ નૌકા-વડામથકે પહોંચી હતી. પહેલી ફરિયાદ ૧૯૪૪ના જાન્યુઆરીમાં કરાયેલી. પોતાની ધાર્મિક લાગણીઓ દુભાતી હોવાનું જણાવીને કેટલાક માણસોએ સંયુક્ત રસોડે જમવાની અને ડેક સાફ કરવાની ના પાડી હતી. એમણે કહ્યું કે પરિસ્થિતિ અંગે એમને ખોટા જ ખ્યાલ આપવામાં આવેલા. મુંબઈમાં નવા ભરતી થયેલા પીરસણિયાઓની એવી ફરિયાદ હતી કે એમને માંસની બનાવટો પીરસવી પડશે એવું સૈન્યભરતી–અમલદારે એમને કહ્યું નહોતું. એવી વાનગી પીરસવામાં એમને ધાર્મિક અને સામાજિક બાધ નડતો હતો. એક યાંત્રિક તાલીમ–મથકના કારીગરોને ડેક સાફ કરવાનું કહેવામાં આવતાં ૧૯૪૫ના એપ્રિલમાં એમણે બળવો કરેલો.

**સવાલ:** આ ફરિયાદો અંગે શાં પગલાં ભરાયેલાં ?

**જવાબ:** ભારતના 'ડાયરેક્ટર ઑફ રીક્રુટમેન્ટ' (સૈન્યભરતીના વડા અમલદાર)ને એની નકલો મોકલાયેલી અને નૌકાદળની નોકરીના સંજોગોની રંગરૂટોને પૂરેપૂરી જાણ કરવાની એમને સૂચના કરાયેલી.

મુંબઈમાં સૈન્યવિખેરણી–મથક 'કાકોરી'માં જે 'ઘોર' સંજોગો પ્રવર્તતા હતા તે અંગેની એક ફરિયાદ ન્યાયમૂર્તિ શ્રી ફઝલઅલીએ વાંચી સંભળાવી. દુશ્મનના કેદખાના કરતાં ય વિશેષ ખરાબ ત્યાંની પરિસ્થિતિ હતી એમ એમાં જણાવાયું હતું. ગીચોગીચ વસવાટ અને ખરાબ ભોજનવ્યવસ્થા ઉપરાંત અભણ પેટી–અફસરો તરફથી સેંકડો સુશિક્ષિત જુવાનો પ્રત્યે રખાતા વર્તનનો પણ એમાં ઉલ્લેખ હતો. એ અફસરો જુવાનોનું જીવન ભારે દુઃખદાયી બનાવી દેતા હતા. આ સંજોગોથી જુવાનોના મગજમાં કડવાશ રેડાયે જતી હતી. એવી પણ ફરિયાદ હતી કે 'કંટ્રોલર ઑફ નેવલ એકાઉન્ટસ' (નૌકાદળના વડા હિસાબનીસ) એમના પગાર ચૂકવવામાં ઢીલ કરતા હતા.

**સવાલ:** બાકી રહેલા પગાર એમને ન મળવા અંગે જો તેઓ ફરિયાદ કરે તો એમને સજા કરવાની ધમકી અપાયાની ફરિયાદ અમુક માણસોએ કરેલી ખરી?

**જવાબ:** તે હું સોગંદપૂર્વક કહી શકું નહિ.

માણસ જ્યારે લશ્કરમાંથી છૂટો થાય ત્યારે પોતાની પાસેનો અમુક સરસામાન તેણે પાછો દઈ દેવાનો હોય છે તેની સમજણ આપતાં કોમોડોર જેફોર્ડે કહ્યું કે, જે માણસ સરસામાન પાછો ન વાળી શકે તેના પગારમાંથી એ માલની કિંમત જેટલા પૈસા કાપી લેવામાં આવતા હતા: 'સૈન્ય-વિખેરણીનું કાર્ય શરૂ થયું તે અગાઉ પણ અમે એવી ભલામણ કરેલી કે નાવિકોને તેમનો તમામ સરસામાન ઘેર લઈ જવા દેવો જોઈએ. પણ લશ્કરની બીજી શાખાઓમાં આની માઠી અસર પડે તેમ હોવાથી એને મંજૂરી મળી શકી નહોતી.'

**સવાલ:** પોશાક અંગેના નિયમનોમાં જણાવાયેલા અમુક કપડાં નાવિકોને મળ્યાં જ ન હોય અને છતાં (એ પાછા ન દઈ શકવા

બદલ ) એમને ૬૦ થી ૯૦ રૂપિયા ભરવા પડયા હોય એવું કોઈ વાર બન્યું છે?

જવાબ : આ ફરિયાદ બિલકુલ સાચી છે. પણ ૧૯૪૬ના જાન્યુઆરીમાં જુદાં જુદાં નૌકામથકોના વડા અફસરોને એવી સૂચનાઓ અપાયેલી કે કોઈ નાવિકને અમુક કપડાં કદી અપાયાં જ ન હોય અથવા તો પોતાની ફરજબજાવણીને પરિણામે એ એની પાસે રહ્યાં ન હોય તો તેની કિંમત તેની પાસેથી વસૂલ કરવાનું માંડી વાળવું.

ન્યાયમૂર્તિ શ્રી મહાજનના એક સવાલના જવાબમાં કોમોડોરે જણાવ્યું કે કુલ નાવિકોના દસ ટકામાં અફસરપદને લાયકના ગુણ હોય છે.

સવાલ : નાવિકોમાંના જ અમુકને નૌકાદળમાં કાયમી અફસરપદે લેવાની યોજના નૌકા—વડામથક કેમ સ્વીકારી નથી?

જવાબ : મને પોતાને જ તેની ખબર નથી. એ યોજના આસારે સરકારની વિચારણા હેઠળ છે. અને હજી એને નામંજૂર ઠરાવવામાં આવી નથી.

કેન્ટીન ( નાસ્તાગૃહ )ની સગવડો વિશે કોમોડોરે જણાવ્યું કે 'નાફી ' ( N.A.A.F.I. )નાં કેન્ટીનોનો ઉપયોગ ફક્ત શાહી નૌકાદળના માણસો જ કરી શકે છે. શાહી નૌકાદળના નાવિકો હિંદમાં આવ્યા ત્યારે 'નાફી 'નાં કેન્ટીનો માટે એમણે ઘણા આગ્રહપૂર્વક માગણી કરી અને હિંદી સરકારે તેમાં પોતાની સંમતિ આપી. બીજી બાજુ હિંદી નૌકાદળના નાવિકો ઈંગ્લંડ કે ઑસ્ટ્રેલિયા જતા ત્યાં તો તેમને 'નાફી 'નાં કેન્ટીનોનો ઉપયોગ કરવાની છૂટ હતી. તો પછી એ જ કેન્ટીનો પોતે હિંદમાં શા માટે ન વાપરી શકે એ એમને સમજાતું નહોતું.

હિંદી નૌકાદળમાંના તાલીમ–શિક્ષકોના પગારના દર ઇત્યાદિ વિશે ન્યાયમૂર્તિ શ્રી મહાજને થોડા પ્રશ્નો પૂછ્યા. જવાબમાં સાક્ષીએ જણાવ્યું કે એમને વિશે નૌકા–વડામથકે કરેલી ભલામણોના અમુક ભાગનો જ સરકારે સ્વીકાર કર્યો હતો અને એમના પગારને માસિક રૂ. ૯૦માંથી રૂ. ૧૫૦ સુધી લઈ ગયા હતા. તે છતાં શિક્ષકોને અસંતોષ રહ્યો હતો, કારણ કે હિંદી વિમાની દળમાં તો એમને કાયમી અફસરપદે બઢતી આપી શકાય છે અને માસિક રૂ. ૮૫૦ સુધીનો પગાર તેઓ મેળવી શકે છે.

સવાલ : આ અસંતોષી શિક્ષકો નાવિકોમાં અસંતોષ જગાવનારા એક તત્ત્વનું કાર્ય કરી શકે એમ તમને નથી લાગતું ?

જવાબ : એમ બનવાનો ઘણો સંભવ છે.

નૌકાદળ તરફથી અપાતી લોન ઉપર વ્યાજ લેવાય છે તે પ્રત્યે નાવિકોને અણગમો છે કે નહિ, એવા સવાલના જવાબમાં સાક્ષીએ જણાવ્યું કે પોતાનાં સગાંવહાલાંનાં લગ્ન માટે નાવિકો જે લોન લેતા તેની ઉપર વ્યાજ લેવાતું હતું, પણ મુસીબતમાં આવી પડેલા કોઈ નાવિકને વગર વ્યાજે લોન અપાતી. લોન મંજૂર કરવામાં બહુ વખત લાગતો એવી ફરિયાદો આવી હોવાનું તેમણે કબૂલ કર્યું; પણ એ તો જરૂરી છે કારણ કે લોન માટેની અરજીના સાચજૂઠની તપાસ કરાવી જોઈએ તેમ જ અરજદારની આગલી કારકિર્દી પણ લક્ષ્યમાં લેવાવી જોઈએ. આ અંગે છૂપી પોલીસની મદદ પણ લેવી પડતી હોય છે.

ન્યાયમૂર્તિ શ્રી આયંગરના પ્રશ્નના જવાબમાં સાક્ષીએ કહ્યું કે, 'અરધા ભણેલા [એટલે કે મેટ્રિક થયેલા], સ્વભાવે બેવકૂફ અને પુસ્તકિયા જ્ઞાનના દંભવાળા નાવિકો સિદ્ધાંતવિહોણા રાજદ્વારી આગેવાનોને કોઈ ઈશ્વરી સોગાદ જેવા ઉપયોગી થઈ પડે છે.

ખાસ તો જેમને સામ્યવાદનો નાદ લાગ્યો હોય તેવા નાવિકોની બાબતમાં આ સાચું છે.'

મે૦-જ૦ રીઝ : મૅટ્રિક થયેલાઓએ બળવામાં મુખ્ય ભાગ ભજવ્યો હતો એવો તમારો અભિપ્રાય છે ?

જવાબ : એની મને ખાતરી છે.

શ્રી પુરુષોત્તમદાસ : મૅટ્રિક ન થયેલાઓ ઓછા બેવકૂફ હતા તેમ તમે માનો છો ?

જવાબ : ના. પણ તેઓ છાપાં અને એવી બધી વસ્તુઓ વાંચી શકતા નહોતા તેથી બેવકૂફ બનવાના પ્રસંગ એમને ઓછા સાંપડતા.

શ્રી મહાજન : અફસરો શું એમ માને છે કે ભણેલાઓ કરતાં અભણ માણસો વધુ ગુલામી મનોદશાવાળા હોય છે ?

જવાબ : ના.

મે૦-જ૦ રીઝ : કોઈ એક કે વધુ રાજદ્વારી પક્ષ હિંદી નૌકાદળ ઉપર પોતાની લાગવગ જમાવી રહ્યા હતા એવું તમે કહો ખરા ?

જવાબ : સામ્યવાદી પક્ષ એવા પ્રયત્ન કરી રહ્યો હતો એમ મારું માનવું છે...... હું 'અકબર' જહાજનો વડો અફસર હતો ત્યારે મારી નીચે ૩૦ સામ્યવાદીઓ કામ કરતા હતા. પણ તે વખતે મેં એવી સૂચના આપેલી કે તેઓ એમનું કામ કરવું ચાલુ રાખે ત્યાં સુધી એમની સામે કાંઈ પગલાં ન લેવાં. હું ઈંગ્લાંડમાં હતો ત્યારે છૂપી પોલીસે મને ખબર આપેલી કે હિંદી નૌકાદળનો એક નાવિક સામ્યવાદીઓ પ્રત્યે સહાનુભૂતિ ધરાવતો હતો.

સવાલ : આખો બળવો સ્વયંસ્ફુરિત જ હતો કે અગાઉથી

ગોઠવી રાખ્યા મુજબનો હતો તે નક્કી કરવા માટે તમારી પાસે કોઈ હકીકત છે?

જવાબ: મને લાગે છે કે એની યોજના અગાઉથી ગોઠવી રાખેલી હતી. મુંબઈના કિનારા ઉપરના અને જહાજો ઉપરના બળવાખોરો વચ્ચે સંદેશાની આપલે કરવા માટે એક ઘણું સરસ વાયરલેસ યંત્ર હતું. એને બરોબર કામ આપતું બનાવવવામાં પણ વખત તો લાગ્યો હશે. કરાંચીમાં 'ચમક' જહાજ બળવા માટે તૈયાર થઈને ખડું હતું અને માત્ર મુંબઈથી સંજ્ઞા થવાની જ એ વાટ જોતું હતું.

સવાલ: જુદાં જુદાં જહાજો ઉપર બળવો ફાટી નીકળવાની સાથે જ તેની ઉપર કોંગ્રેસ અને મુસ્લિમ લીગના વાવટા ચડાવાયા તેને પણ તમે કાંઈ પૂર્વતૈયારીની નિશાની માનો છો?

જવાબ: જરૂર, કારણ કે સામાન્ય રીતે એવા વાવટાઓ એમની પાસે જહાજ ઉપર હોય નહિ.

સાક્ષીએ વધુમાં જણાવ્યું કે બળવો એડન અને બેહેરીન સુધી પહોંચેલો.

એપ્રિલ ૨૫: ગુરુવાર

બળવામાં ભાગ લેનાર કલકત્તાના 'હુગલી' મથકમાંથી કેટલાક નાવિકો આજે જુબાની દેવા આવ્યા. 'ચીફ પેટી ઑફિસર' શાહનવાઝે કહ્યું કે, 'પોતાની લાંબા કાળની ફરિયાદોનો નિકાલ લાવવા માટે અને મુંબઈ અને કરાંચીના હિંદી નૌકાદળના નાવિકો પ્રત્યે સહાનુભૂતિ દર્શાવવા 'હુગલી'ના ૩૫૦ નાવિકો હડતાલ ઉપર ઊતરેલા. એ ફરિયાદો પગાર, પેન્શન, ખોરાક, મુસાફરી અને તબીબી સારવારને લગતી હતી. મારો અત્યારનો પગાર મારી સ્ત્રી અને એ બાળકોનું ગુજરાન ચલાવવા માટે પૂરતો નથી. હિંદી નૌકાદળમાં મેં ૧૭

વર્ષ નોકરી કરી છે છતાં જો આજે હું નોકરીમાંથી છુટ્ટો થાઉં તો મને મહિને માત્ર દસ–બાર રૂપિયાનું પેન્શન મળે. છેલ્લાં અઢી–ત્રણ વર્ષોથી એટલે કે 'આર.આઈ.એ.એસ સી.' માંથી, માલ અપાવા લાગ્યો ત્યારથી, હિંદી નૌકાદળમાં મળતા ચોખા કાંકરાથી ભરેલા હોય છે, લોટ અને માંસ ગંધાતા હોય છે અને અને શાક મોંમાં ન નખાય તેવાં હોય છે. લડાઈ દરમિયાન અમે આ બધું સહન કરી લીધું કારણ કે અમારા અફસરો અમને કહેતા કે સુલેહ થયા પછી બધે સુધારો થશે. પણ હવે લડાઇ પૂરી થઇ ગઈ હોવાથી હિંદી નૌકાદળના નાવિકોએ પોતાના અફસરોને સ્પષ્ટ રીતે કહી દીધું છે કે આ સ્થિતિ હવે જરાય સહન થઈ શકે તેમ નથી.

સવાલ : નૌકાદળના કાયદા પ્રમાણે કોઈ પણ પ્રકારના સંગઠનો અર્થ હડતાલ નહિ પણ બળવો થાય છે એ તમને કહેવામાં આવ્યું છે ખરું ?

જવાબ : હું સમજું છું તે રીતે બળવાનો અર્થ રાજા સામે બંડ થાય છે, બાકી હડતાલનો અર્થ તો પોતાની ફરિયાદોની રજૂઆત થાય છે.

તે પછી 'હુગલી' ની તપાસ-સમિતિનો અહેવાલ ન્યાયમૂર્તિ શ્રી મહાજને વાંચી સંભળાવ્યો. એમાં નાવિકોની નીચે મુજબની માગણીઓ સાચી હોવાનું જણાવવામાં આવ્યું હતું: વધુ સારી રસોઈ, વધુ સારી જાતની ખાધાખોરાકી, મુસાફરીની સગવડો, ઝડપી સૈન્યવિખેરણી, હિંદ નૌકાદળનું હિંદીકરણ અને શાહી નૌકાદળને 'નાફી' કેન્ટીનો ( નાસ્તા ગૃહો ) તરફથી મળે છે તેવી જ નાસ્તાગૃહોની સગવડો.

તે પછી આવેલા પેટા ઑફિસર નાયરે કહ્યું કે, 'અમારાં નાસ્તાગૃહો માટે મોકલાતા સરંજામનો મોટો ભાગ કાળા બજારમાં ચાલ્યો જતો.'

પેટી ઑફિસર મંજુલ ઈલાહીએ કહ્યું કે એક બ્રિટિશ લશ્કરી જહાજ ઉપર પોતે બ્રિટન જઈ રહ્યા હતા ત્યારે લેફ્ટનન્ટ હેમિલ્ટને હિંદી નાવિકોને બ્રિટિશ સૈનિકોનાં ભાણાં માંજવાનું કામ સોંપેલું. જહાજ ઉપર બધાને નહાવા-તરવા માટેના હોજમાં હિંદી નાવિકોને પડવા દેતા નહિ. સિંગાપુરના બારામાં, સૈનિકો માટેના કેન્ટીનોમાંથી કોઈ પણ ચીજ ખરીદવાની તમામ એશિયાઈ નાવિકોને મનાઈ હતી. દક્ષિણ આફ્રિકામાંના રંગદ્વેષને કારણે પણ નાવિકોમાં કચવાટ પેદા થતો હતો.

ખાન નામના સંદેશાવ્યવહારખાતાના એક નાવિકે નાવિકો સાથે અફસરો કેવો ખરાબ વર્તાવ રાખતા હતા તેના આક્ષેપો કર્યા. એમણે કહ્યું કે, 'એમના સાથીદાર નાવિકોને લેફ્ટનન્ટ સધરલેન્ડ તમાચા અને લાતો મારતા તે એમણે નજરે જોયેલું. લેફ૦-કમાન્ડર ચક્રવર્તીની હાજરીમાં પણ કેટલીક વાર આમ બનતું.'

મુખ્ય તોપચીના મદદનીશ ડેવિડે કહ્યું કે, 'મુંબઈમાં યાંત્રિક તાલીમ-મથકમાં ૧૯૪૧માં હિંદી નૌકાદળનો સૌથી પહેલો બળવો થયો તેમાં મેં ભાગ લીધેલો. એ બળવાનું કારણ એ હતું કે 'તલવાર' ઉપર મોકલાતા સફળ ઉમેદવારને મહિને ૬૦ રૂપિયા મળતા, જ્યારે યાંત્રિક તાલીમ-મથક પર મોકલાતા સફળ ઉમેદવારને બે-ત્રણ વર્ષની નોકરી પછી પણ માત્ર ૧૫-૨૦ રૂપિયા મળતા. એ બળવામાં ભાગ લેનારાઓને ત્રણ મહિનાની સખત કેદની સજા કરાયેલી અને આગેવાનોને એથી ય આકરી સજા કરાયેલી. પણ ધીમે ધીમે અમારી ફરિયાદનો નિકાલ કરવામાં આવેલો.'

અહમદખાને કહ્યું કે, 'હિંદી તેમ જ યુરોપિયન અફસરો નાવિકો સાથે કૂતરા જેવો વર્તાવ રાખતા. એક દિવસ મેં ખોરાક વિશે ફરિયાદ કરી ત્યારે લેફ૦ સધરલેન્ડે મને 'હરામજાદો' કહેલો. અમારા જહાજના મુખ્ય એન્જિનિયરે એક દિવસ દારૂ ઢીંચ્યો અને પછી પાનું લઈને મારી

ઉપર હુમલો કર્યો. હું 'બહાદુર' ઉપર કામ કરતો ત્યારે કૅપ્ટન હૅલેટ અને લેફ્૦ કમાન્ડર નોટ્ટ નાવિકોને એમના ધર્મનું પાલન કરવાની સગવડો પણ નહોતા આપતા.

# ૪. કિન્નાખોરીનો અનેરો પ્રકાર

એપ્રિલ ૨૬ : શુક્રવાર

'હુગલી'ના કમાન્ડિંગ ઑફિસર લેફ્૦-કમાન્ડર વેબસ્ટરે પોતાના જહાજ ઉપર પડેલી હડતાલ અંગે જુબાની આપતાં જણાવ્યું કે :—

'૧૯મી ફેબ્રુઆરીના બપોરના લગભગ દોઢ વાગે સંદેશાવ્યવહાર-ખાતાના આસરે ૬૫ નાવિકોએ હડતાલ પાડી. એમની સાથે કેટલાક ખલાસીઓ પણ હતા. એ જ બપોર પછીના ભાગમાં કૉમોડૉર હૅલેટ જહાજ ઉપર ગયા અને નાવિકો સમક્ષ તેમણે ભાષણ કર્યું. તેઓએ ભરેલા પગલાની ગંભીરતા એમણે એમને સમજાવી અને કહ્યું કે, આ બળવો છે અને નૌકાદળના શિસ્તના કાનૂન અનુસાર એને માટે સજા થઈ શકશે. નાવિકોએ નક્કી કર્યું કે એમને કોઈ ઉશ્કેરે નહિ તો પોતાની શાંત હડતાલ ચાલુ રાખવી. એ દિવસની સાંજે બધું શાંત રહ્યું. ૨૦મીની સવારે મને ટેલીફોન ઉપર ખબર મળ્યા કે જહાજમાં તોફાનો મચી રહ્યાં છે. હું ત્યાં ગયો અને મેં ચીસો અને બરાડા સાંભળ્યા. તપાસ કરતાં મને કહેવામાં આવ્યું કે સંદેશાવ્યવહારની ઑફિસમાં બ્રિટિશ સ્ત્રીઓ કામ કરે તે નાવિકોને પસંદ નહોતું. સ્ત્રીઓની સલામતીને ખાતર મેં એમને જતા રહેવાનું કહ્યું. નાવિકોને મેં ભાષણ કરી સમજાવ્યું કે એમની ફરિયાદો વાયરલેસથી નૌકા-વડામથકને મોકલી

આપવામાં આવી છે; એટલે ફરી કામે ચડી જવાની એમની ફરજ છે. એમણે જવાબ આપ્યો કે તેઓ શાંત હડતાલ ચાલુ રાખશે.

'૨૧મીએ મને ખબર મળ્યા કે સાડા ત્રણ માઈલ દૂર આવેલા અફસરોના રસોડાના રસોઈયા અને પીરસણિયા પણ હડતાલ ઉપર ઊતર્યા છે. મેં નાવિકોને કહ્યું કે, તમારા રસોઈયા કામ કરે છે તો પછી અફસરોના રસોઈયાઓને પણ કામ ઉપર ચાલુ રહેવા દેવા જોઈએ. એ એમણે કબૂલ કર્યું અને ત્રણ નાવિકો સાથે હું અફસરોને રસોડે ગયો. એમાંના એક નાવિકનું નામ કરમાકર હતું. પીરસણિયાઓને તેણે ઉશ્કેરેલા હતા. મેં અને કરમાકરે પીરસણિયાઓ સાથે વાતચીત કરી અને ત્રણ કલાકમાં એ હડતાલ પાછી ખેંચી લેવાઈ. પહેલે દિવસે બસોએક માણસો હડતાલમાં સંડોવાયા હતા. વળતા દિવસ સુધીમાં તો જહાજ ઉપરના પાંચસોએ પાંચસો માણસો ઉપર એની અસર થઈ ચૂકી હતી.

'ફેબ્રુઆરીની ૨૦મીએ કેટલાક નાવિકો બંદર ઉપર ગયા અને 'રજપુતાના'ના નાવિકોને ઉશ્કેરવાનો એમણે પ્રયાસ કર્યો. આ ખબર મળતાં મેં કેટલાક અફસરોને આ બાબત અંગે તપાસ કરવા મોકલ્યા. પણ તેઓ ત્યાં પહોંચે તે અગાઉ 'હુગલી'ના નાવિકો પોતાના જહાજ ઉપર પાછા પહોંચી ગયા હતા. ફેબ્રુઆરીની ૨૨મીની રાતે વાઈસ–એડમિરલ ગૉડફ્રેએ રેડિયો ઉપરથી એક ભાષણ કરેલું. મારા હાથ નીચેના માણસોની સાથે બેસીને મેં એ બ્રૉડકાસ્ટ સાંભળ્યો. બ્રૉડકાસ્ટ પૂરો થયે મેં બધા નાવિકોને ભેગા કર્યા અને દસ સભ્યોની એક સમિતિ અમે બનાવી. એ સમિતિ સાથે મેં જુદી જુદી બાબતો અંગે વાતચીત કરી અને પાછા કામે ચઢી જવાની મેં એમને સલાહ આપી. એમણે કહ્યું કે પોતાનો નિર્ણય તેઓ મને બીજી સવારે જણાવશે. વળતી સવારે મને ખબર આપવામાં આવ્યા કે એમની ફરિયાદોનો નિકાલ ન થાય ત્યાં સુધી શાંત હડતાલ ચાલુ રાખવાનો નિર્ણય એમણે સર્વાનુમતે કર્યો હતો. એડમિરલ ગૉડફ્રેએ પોતાનું ભાષણ પાછું ખેંચી લેવું જોઈએ એવી માગણી પણ એમણે કરી.'

સવાલઃ એમની ફરિયાદો તમને યાદ છે?

જવાબઃ એ ફરિયાદો આ પ્રમાણે હતીઃ (૧) મુંબઈવાળા દત્તનો બિનશરતી છુટકારો, (૨) શાહી નૌકાદળના માણસોને મળે છે એ જ પગાર, કૌટુંબિક ભથ્થું અને મુસાફરીની સગવડો, (૩) ઝડપી સૈન્ય-વિખેરણી અને અફસરોના જેવી જ પુનર્નિયોજનની સગવડો, (૪) વધુ સારો ખોરાક અને (૫) કોઈની ઉપર વેરભાવ ન રાખવો. મેં એમને કહ્યું કે એમની માગણીઓ નૌકા–વડામથકને મોકલી આપવામાં આવી હતી.

સવાલઃ 'તલવાર'ના નાવિકો પ્રત્યે સહાનુભૂતિ દેખાડવા એ હડતાલ પડાયેલી?

જવાબઃ ઉશ્કેરાટનું મુખ્ય કારણ એ હતું.

સવાલઃ હડતાલનું સાચું કારણ તમને કયું લાગે છે?

જવાબઃ મારા મતે તો રાજકારણને એની સાથે ઘણો સંબંધ હતો. જાન્યુઆરીની ૨૩મીના અરસામાં એક કોંગ્રેસી વાવટો સંદેશા-વ્યવહારના થાંભલા ઉપર ફરકતો હતો. મેં એને નીચે ઉતરાવી લીધેલો. એ એક જ માન્યતાને આધારે મને લાગે છે કે રાજદ્વારી બાબતો એ મથકમાં પેસી ગઈ હતી.

સવાલઃ તેઓ રાજદ્વારી માનસવાળા થઈ ગયા તે શાને લીધે?

જવાબઃ છાપાં વાંચવાને લીધે.

સવાલઃ એ કયા પ્રકારનાં છાપાં વાંચતા હતા?

જવાબઃ અમારા મથકમાં પાંચેક છાપાં લાવવાની રજા હતી. એમાં એક 'સ્ટેટ્સમૅન' હતું તે મને ચોક્કસપણે યાદ છે. બીજામાં 'અમૃત બઝાર પત્રિકા,' 'હિંદુસ્તાન સ્ટાન્ડર્ડ', એક બંગાળી છાપું અને એક ઉર્દૂ છાપું હતાં.

સવાલ: નાવિકોને રાજદ્વારી માનસવાળા બનાવે તેવી કોઈ અસર હતી ખરી?

જવાબ: કદાચ હોય પણ ખરી. કેટલાક નાવિકોનાં કુટુંબો કલકત્તામાં વસતાં હતાં અને એમને એમની સાથે રહેવા દેવામાં આવતા. એમની ઉપર સહેલાઈથી અસર થઈ શકે એ સંભવિત છે.

સવાલ: કર્નલ રુદ્રના અહેવાલ મુજબ નાવિકોને અપાતો ખોરાક હલકી જાતનો અને એક જ સરખો હતો, અને ચોખાની જાત તો જરાય સારી નહોતી એ સાચું છે?

જવાબ: મને લાગે છે કે એ જરા અતિશયોક્તિ કરી રહ્યા છે.

સવાલ: કઈ બાબતમાં?

જવાબ: ખોરાક જોઈએ તેવો સારો હતો.

સવાલ: તમે એ હોદ્દા ઉપર હતા તે બધા જ સમય દરમિયાન 'હુગલી'માંના તમારા માણસો જે ખોરાક ખાતા હતા તે ચાખવાની દરકાર તમે કદી રાખેલી?

જવાબ: ના.

સવાલ: તો પછી એ જોઈએ તેવો સારો હતો એમ તમે કઈ રીતે કહી શકો?

જવાબ: મારા 'વિકચ્યુઅલિંગ ઑફિસર' લેફ્૦ દત્તે મને એમ કહેલું.

સવાલ: કર્નલ રુદ્રે કહેલું કે શાહી નૌકાદળના માણસોને બિન-જકાતી સિગારેટો અને તમાકુ મળે છે અને હિંદી–નૌકાદળમાં એ નથી મળી શકતાં એ વાતની જાણથી હિંદી નાકાદળમાં કચવાટ ફેલાતો હતો તે સાચું?

જવાબ: એની મને ખબર હતી.

સવાલ: કર્નલ રુદ્રે કહ્યું છે કે અફસરો અને એમના હાથ નીચેના માણસો બે જુદી જુદી દુનિયામાં વસતા હતા. એ ખરું છે?

જવાબ: અફસરોનું જુદું રસોડું જહાજથી પાએક માઈલને અંતરે આવેલું હતું, પણ ડિવિઝનલ ઑફિસરો એમની ફરજ બજાવતા હતા.

સવાલ: પગારના દર અંગે નાવિકોમાં ઘણાં ઉશ્કેરાટ અને ચિંતા પ્રસરતાં હતાં એ તમારા ધ્યાનમાં કદી આવેલું?

જવાબ: એવી ફરિયાદો મેં 'હુગલી'માં તો કદી સાંભળેલી નહિ, પણ મધદરિયે સાંભળેલી.

સવાલ: સામ્યવાદી પ્રકારના ખંડનાત્મક પ્રચારની નાવિકો ઉપર અસર થાય છે એવી શંકા તમને કદી આવેલી ખરી?

જવાબ: બળવા પછી જ્યાં સુધી મને એની ખબર ન પડી ત્યાં સુધી એવી શંકા મને કદી થઈ નથી.

શ્રી પુરુષોત્તમદાસના સવાલોનો જવાબ આપતાં સાક્ષીએ જણાવ્યું કે, '૨૧મી ફેબ્રુઆરીએ મારા સૂચનને પરિણામે એક હડતાલિયા-સમિતિ ઊભી કરવામાં આવેલી. એમાં એક પ્રમુખ, એક ઉપ-પ્રમુખ, બે મંત્રીઓ અને સાત સભ્યો હતા.'

સવાલ: આ ૧૧માંના ૯ને નોકરીમાંથી કાઢી મૂક્યા છે એ સાચું છે?

જવાબ: 'નોકરી માટે નાલાયક' એવા શેરા સહિત એમને બરતરફ કરાયા છે.

સવાલ: નોકરી માટેની એ નાલાયકી ઊભી થવાનું કારણ તો

તમારા કહેવાથી નાવિકોએ ચૂંટેલી સમિતિમાં તેમનું સ્થાન હતું એ જ ને?

જવાબ: હા.

સવાલ : તમને લાગે છે કે માણસો સાથે કામ પાડવાની આ રીત સારી છે?

જવાબ: આખા તોફાનના મૂળમાં કોણ કોણ છે તે શોધી કાઢવા માટે મારી પાસે એ એક જ રસ્તો હતો.

સવાલ : તમને એમ કદી થયું ખરું કે તમે જે કરતા હતા તે તો એમની ઉપર કિન્નાખોરી કરી કહેવાય?

જવાબ : ના, એ લોકો ઉપર મેં કિન્નાખોરી કરી હોય એવું મને જરા ય લાગતું નથી.

પૂર્વ કિનારાના સ્ટાફ એન્જિનિયર ઑફિસર લે૰ ક૰ પાઈનરે કહ્યું કે, 'મથકની દિવાલો ઉપર રાજદ્વારી સૂત્રો લખનાર 'તલવાર'ના એક નાવિક સામે શિસ્તભંગનાં પગલાં લેવાયાં એ કારણે 'હુગલી'માં બળવો થયો. 'તલવાર'ના બનાવવાળી વાત છાપાંમાં છપાઈ અને 'હુગલી'ના નાવિકોને એમ થયું કે એની સહાનુભૂતિમાં તેઓ જો હડતાલ પાડશે તો શૂરવીરો ગણાશે. 'તલવાર'માંના બળવાનો જો છાપાંમાં ઉલ્લેખ જ ન થયો હોત તો 'હુગલી'ના નાવિકોએ બળવો ન કર્યો હોત.

નૌકા–વડામથકના 'ચીફ ઑફ ઍડમિનિસ્ટ્રેશન' (વહીવટી વડા) કોમોડોર કર્ટિસ તે પછીના સાક્ષી તરીકે આવ્યા.

પોતાની જુબાનીમાં સાક્ષીએ કહ્યું કે, 'હિંદી નૌકાદળમાં સામાન્ય રીતે ખોરાક સારો અને પૂરતા પ્રમાણમાં મળે છે. હિંદી નૌકાદળના કોઈ પણ મથક કે જહાજની એક મુલાકાત પરથી દેખાશે કે એના માણસો તંદુરસ્ત અને સશક્ત હોય છે. વસ્તુતઃ તો માંદ-

ગીનું પ્રમાણ નીચું ગનાય છે. એક ખોરાકી અફસર જહાજોની અને મથકોની નિયમિત રીતે મુલાકાતો લેતો હોય છે અને રસોડા–સમિતિઓને તેમ જ રસોઈઆઓને સલાહ આપતો હોય છે. મારી મુલાકાત દરમિયાન કેટલાંય જહાજો અને મથકોમાંથી એક પણ નાવિકે મને ખોરાક વિશેની સીધી ફરિયાદ કરી નથી. મારી મુલાકાત વખતે એક પ્રશ્ન તો હું સામાન્ય રીતે પૂછતો જ કે, ખોરાક સારો મળે છે કે?'

**શ્રી મહાજન :** આપણે ૧૯૪૫ના ઓક્ટોબરથી ૧૯૪૬ના ફેબ્રુઆરીની શરૂઆત સુધીના સમય સાથે સંબંધ છે. આ સમય દરમિયાન મુંબઈમાંના મથકોની તમે કેટલી વાર મુલાકાતો લીધેલી અને ખોરાક વિશે તપાસ કરેલી?

**જવાબ :** મેં એ સમય અગાઉ મુલાકાતો લીધેલી.

**સવાલ :** તો પછી તમારું કથન મુંબઈમાંના એ અગત્યના કાળને લાગુ પડતું નથી ને?

**જવાબ :** ના.

તે પછી આવ્યા '**કલાવતી**'ના અગાઉના કમાન્ડર લેફ્૦ ક૦ મુકરજી. એમણે કહ્યું કે રાંધવાની બિનઆવડતને કારણે હિંદી નૌકાદળમાં સારી ખાધાખોરાકીનો નાશ થઈ રહ્યો છે. બ્રિટિશ નાવિકો અને ક્વાર્ટર–માસ્ટરોએ હિંદી ચીફ અને પેટી ઑફિસરોને ગાળો દીધાનાં દૃષ્ટાંતો એમણે ટાંકી બતાવ્યાં. કાયમી નોકરીવાળા નાવિકોને મળતા રજાના અને બીજા ફાયદાઓમાંથી હિંદી નૌકાદળની કરોડરજ્જુ સમાન યુદ્ધકાળ પૂરતા નાવિકોને બાકાત રાખવામાં આવે છે તે સદંતર અન્યાયી છે એમ એમણે કહ્યું. એમણે એવો આક્ષેપ મૂક્યો કે મુંબઈમાં શાહી નૌકાદળના માણસોની કે બ્રિટિશ સૈનિકોની સ્થાનિક, વર્ણસંકર કે કામચલાઉ બીબીઓને ઇસ્પિતાલોમાં તબીબી સારવાર મળી

શકે છે પણ હિંદી નાવિકોના કુટુંબોની સારવાર કરવા માટે કાંઈ પણ વ્યવસ્થા નથી કરાઈ.

તે પછીના સાક્ષી માજી લેફ્ટનન્ટ ખુલરે કહ્યું કે, 'રંગભેદની નીતિનો હું ભોગ બનેલો છું. 'બલુચિસ્તાન'માં લેફ૦ ક૦ કિલ્બર્ને મારાથી નીચી પાયરીના બે બ્રિટિશ અફસરોને મારી ઉપર ચઢાવ્યા હતા......એક રાતે હું 'બલુચિસ્તાન' ઉપર પાછો ફર્યો ત્યારે લેફ૦ ક૦ કિલ્બર્ન નૌકાદળમાંના હિંદીઓને બદનામ કરવાની એમની હંમેશની દલીલો કરી રહ્યા હતા. કમાન્ડર કિલ્બર્નના મહેમાન તરીકે મેકડોનલ્ડ નામના બીજા એક અફસર આવેલા. એમણે હિંદીઓને ઘણી ગાળો દીધી. એમાંની એક ગાળ સામે મેં વાંધો લીધો ત્યારે એણે મને મોઢા ઉપર મુક્કો લગાવ્યો. મેકડોનલ્ડે દારૂ ઢીંચેલો હોવાથી કમાન્ડર કિલ્બર્ને એની વતી માફી માગી અને એને જહાજ ઉપરથી ઉતારી મૂકવાનો હુકમ કર્યો.

એપ્રિલ ૨૭ : શનિવાર

હિંદી નૌકાદળના ફ્લેગ-ઑફિસરના નાયબ લેફ૦ ક૦ શેપર્ડની જુબાની દરમિયાન ઍડમિરલ ગૉડફ્રેની સૂચનાથી એમણે તૈયાર કરેલા એક અહેવાલમાંથી ન્યાયમૂર્તિ શ્રી મહાજને કેટલાક ફકરા વાંચી સંભળાવ્યા.

**શ્રી મહાજન :** અહેવાલમાં તમે લખ્યું છે કે : શાહી વિમાની દળના દાખલાથી અને એની સાથે કામ લેવામાં સત્તાવાળાએ દેખાડેલી લાચારીથી હિંદી નૌકાદળના નાવિકોને કેટલેક અંશે ચેપ લાગ્યો હશે, અને બ્રિટિશ અફસરો તેમ જ સૈનિકોનું 'કાળા હરામજાદા' એ ભાવવાળું સારી પેઠે પ્રચલિત વલણ બુદ્ધિશાળી અને સુશિક્ષિત માણસોના દિલમાં ખટકતું હશે; કારણ કે તેઓ એમ માને છે કે પોતે પોતાના ગોરા બિરાદરોના કરતાં ચડિયાતા ભલે નહિ, તો પણ એમના જેટલા સારા તો છે જ. આ કથનને તમે સાચું ગણો છો ?

જવાબ : હા.

સવાલ : તમે એમ પણ કહ્યું છે કે (લડાઈની) ક્રોકડી દૂર થઈ હોવાથી સંઘભાવનાનું સ્થાન કોમવાદ લેતો જાય છે. આ જરા અતિવ્યાપ્તિવાળું કથન છે. તમે એને વળગી રહેવા માગો છો કે ફેરવવા માગો છો?

જવાબ : એનો અર્થ ધાર્મિક કોમવાદ નહિ પણ આંતર-પ્રાંતીય કોમવાદ થાય છે, એટલે કે લડાઈ દરમિયાન ભરતી થયેલા દક્ષિણ હિંદુસ્તાની નાવિકો અને જૂના ઉત્તર હિંદુસ્તાની નાવિકો વચ્ચેના સંબંધો.

સવાલ : તમે કહ્યું છે કે ચીફ અને પેટી ઑફિસરોને એમની ફરજો કરતાં એમના અધિકારો વિશે વધુ દરકાર હોય છે.

જવાબ : તેઓ સામાન્ય રીતે જુવાન હોય છે અને પોતાની કોમ પ્રત્યેના પક્ષપાતનો દોષ એમનામાં હોય છે.

સવાલ : અહેવાલમાં તમે લખ્યું છે કે, 'બ્રિટિશ સશસ્ત્ર દળોમાં ગેરશિસ્ત સામાન્ય હોય છે. આપણા નાવિકોએ આ લડાઈમાં ઘણી સારી કામગરી બજાવી છે. કુદરતી રીતે જ તેઓ પોતાની જાતને શાહી નૌકાદળમાંના અહીં આવેલા પોતાના સમોવડિયા કરતાં વધુ કાબેલ માને છે. મેલાં લૂગડાંવાળા બેદરકાર બ્રિટિશ નાવિકને તેઓ સલામ કર્યા વિના મુંબઈમાં અને બીજાં બંદરોમાં મહાલતા જુએ છે. પણ એમને પોતાને તો કડક નિયમનને વશ રહેવું પડે છે. નાવિકોની ભાષામાં કહીએ તો આની અસર એમના મન ઉપર એવી થાય કે, તો પછી આપણે શું કામ જખ મારીએ છીએ? નાવિકોની લાગણીનું આમાં સાચું પ્રતિબિંબ છે?

જવાબ : હું એમની જગ્યાએ હોત તો મને જે લાગણી થઈ હોત તેનું આમાં પ્રતિબંબ છે.

પોતાના અહેવાલમાં લેફ્૦ ક૦ શેપર્ડે બીજુ એ પણ કહ્યું હતું કે યાચ કલબમાંના પોતાના સમયનો ભોગ આપીને પોતાના નાવિકોની રમતોનું નિરીક્ષણ કરવા બહુ ઓછા અફસરો તૈયાર હોય છે. આ વાત બ્રિટિશ અને હિંદી બેઉ જાતના અફસરોને લાગુ પડે છે. એમના મત પ્રમાણે નાવિકોને એમનાં ગામડાંમાંથી સીધા સાધન-સામગ્રીથી ભરપૂર મથકોમાં લઈ આવવા તે પણ મૂળભુત રીતે ખોટું છે, કારણ કે પાછળથી જ્યારે તેઓ નાનાં જહાજો ઉપર જાય ત્યારે એમને તેથી અસંતોષ થાય છે.

મે૦ જ૦ રીઝ : આજના હિંદી નૌકાદળના નાવિકો રાજદ્વારી માનસવાળા હોય છે?

જવાબ : જેઓ વધુ ભણેલા છે તેઓ હોય છે એમની ઉપર સીધો યા આડકતરો રાજકીય વિચારોનો પ્રબલ આઘાત થતો હોય છે અને એનો પ્રત્યાઘાત પડ્યા વિના રહે નહિ.

**શ્રી મહાજન :** જો હું એમ કહું કે આવી અને આટલી જ જાગૃતિ બ્રિટિશ લડાયક દળોમાં હસ્તિ ધરાવે છે, તો તમે તેનો ઇન્કાર કરશો?

જવાબ : હું એમ કહીશ કે બ્રિટિશ લડાયક દળોમાંનો દરેક માણસ એક યા બીજી રાજદ્વારી વિચારસરણી પ્રમાણે વિચારતો હોય છે.

સવાલ : ત્યારે પછી હિંદી નૌકાદળના સુશિક્ષિત નાવિકોની આ કોઈ વિશિષ્ટતા નથી ને?

જવાબ : ઇંગ્લંડમાનું રાજકારણ અને હિંદમાંનું રાજકારણ એ બે ઘણી જુદી વસ્તુઓ છે.

સવાલ : તમે શું એમ કહેવા માગો છો કે અંગ્રેજોને રાજકારણમાં ભાગ લેવાની છૂટ હોવી જોઈએ પણ ભણેલાગણેલા હિંદીઓને

## ૫. એકસરખું કામ : અસમાન બદલો

મે ૧ : બુધવાર મુંબઈ

મુંબઈ આવેલી તપાસ-સમિતિ સમક્ષ સૌથી પહેલી જુબાની 'કૅસલ' બરાકના સ્ટોરકીપર શ્રી બહીએ આપી. પ્રમુખશ્રીના પ્રશ્નોના જવાબમાં એમણે જણાવ્યું કે :

'૧૯૪૨માં હું હિંદી નૌકાદળમાં જોડાયેલો. બળવો શરૂ થયો ત્યારે હું 'કૅસલ' બરાકમાં હતો. એમાં મેં પોતે કોઈ સીધો ભાગ લીધો નહોતો, પણ હડતાલિયાઓ પ્રત્યે હું સહાનુભૂતિ ધરાવું છું.'

સવાલ : બળવાનાં કારણો શાં શાં હતાં ?

જવાબ : ખરાબ ખોરાક, અફસરોનો ખરાબ વર્તાવ, અસંતોષકારક પગાર અને હિંદી નૌકાદળ તથા શાહી નૌકાદળની નોકરીઓની પરિસ્થિતિ વચ્ચેનો તફાવત. સોળ વર્ષની નોકરી કર્યા પછીપણ હિંદી નૌકાદળના નાવિકોને માસિક માત્ર નવ રૂપિયાનું પેન્શન મળે છે.

સવાલ : શાહી નૌકાદળના નાવિકોને કેટલો પગાર મળે છે-તે તમને ખબર છે ?

જવાબ : એ મને ખબર નથી પણ એટલું હું ચોક્કસપણે કહી શકું છું કે એની સરખામણીમાં હિંદી નૌકાદળના નાવિકને ઘણો ઓછો પગાર મળતો હોય છે......નાવિકોને અપાતા ખોરાક સામે નજર પણ ન કરી શકાય તેવો એ હોય છે. ચોખામાં કાંકરા અને આટામાં ઇયળો હોય છે. માંસ ઘણી વાર સડી ગયેલું હોય છે. બળવા પહેલાં અને બળવા પછી પણ અફસરોને આ અંગે વારંવાર ફરિયાદો કરવામાં આવી હોવા છતાં કાંઈ સુધારો થયો નથી. વળી અમને ખોરાક પૂરતા પ્રમાણમાં મળતો નથી. અગાઉ અમને રોજના

૨૪ ઔંસ (૬૦ તોલા) મળતો હતો ખરો, પણ હવે માત્ર ૧૮ ઔંસ (૪૫ તોલા) મળે છે. જો કે કાયદો ૨૨ ઔંસ (૫૫ તોલા) આપવાનો છે. ચોખા ન ખાનારા નાવિકોને જબરદસ્તીથી એ ખવરાવવામાં આવતા. જે ન ખાય તેને ભૂખ્યા રહેવું પડતું અને સજા થતી. એક વખત 'કેસલ' બરાકમાં અપાતો ખોરાક ખાવાની મેં પોતે જ ના પાડેલી અને તેથી સજારૂપે મારી પાસે વધારાનું કામ કરાવવામાં આવેલું. ૧૯૪૩માં, નૌકાદળમાં જોડાયા પછી બીજે જ વર્ષે, હું નોકરી છોડીને નાસી ગયેલો પણ પોલીસ મારાં સગાંવહાલાંને સતાવતી હતી તેથી ૧૯૪૪માં મારી મેળે પાછો નોકરીએ ચઢી ગયેલો. હું પાછો ફર્યો તે પછી અફસરોને વારંવાર વિનંતીઓ કર્યા છતાં મારી સામેનું વોરંટ રદ ન થયેલું અને એ બધા સમય દરમિયાન પોલીસ મારા માબાપની પાછળ પડેલી હતી. હું ભાગી ગયો તે માટે મને ૪૫ દિવસની સજા થયેલી અને બીજી વાર શિસ્તનો ભંગ કરવાથી મારી સાથે કડક હાથે કામ લેવાશે એવી ધમકી મને અપાયેલી......બ્રિટિશ અને હિંદી બેઉ જાતના અફસરો નાવિકો સાથે ખરાબ વર્તાવ રાખે છે, પણ મારો પોતાનો અનુભવ એવો છે કે હિંદી અફસરોમાં અમારી પ્રત્યે જરાકેય સહાનુભૂતિ હોય છે, જ્યારે બ્રિટિશ અફસરો તો અમારી સૂચનાઓ પ્રત્યે બિલકુલ બેપરવાહ રહેતા હોય છે......હું હડતાલ–સમિતિનો સભ્ય નહોતો, છતાં ત્રણ અફસરોએ મારી ઉપર એ જાતનો આરોપ મૂક્યો અને મારી ધરપકડ કરવામાં આવી. જો કે થોડા જ વખતમાં મને છોડી મૂકવામાં આવેલો. હડતાલ દરમિયાન રસોડાંમાં ખોરાક રંધાતો નહોતો.

**શ્રી આયંગર :** તમે રોજનાં છાપાં વાંચો છો ?

**જવાબ :** કોઈ કોઈ વાર.

**સવાલ :** આઝાદ હિંદ ફોજના મુકદ્દમાઓની તમને ખબર

તેનો પ્રતિબંધ હોવો જોઈએ ? રાજકારણ એ શું કોઈ એક દેશનો ઇજારો છે?

જવાબ : હું તો એટલું જ કહું છું કે માણસની સૌથી પહેલી વફાદારી તે જેની નોકરી કરતો હોય તેની પ્રત્યેની હોવી જોઈએ.

સવાલ : હું તમને માત્ર રાજકીય જાગૃતિ અંગે પૂછી રહ્યો છું, વફાદારી અંગે નહિ.

જવાબ : મને કાંઈ ખબર નથી.

મે૦ જ૦ રીઝ :–હું તમારા કહેવામાંથી એમ સમજું છું કે બ્રિટિશ અફસર અથવા સૈનિકની માન્યતા એવી હોય છે કે રાજકારણને લીધે તેણે તેની ફરજમાંથી ચલિત ન થવું જોઈએ. એ બરાબર છે?

જવાબ : હા.

સવાલ : આ બળવો પહેલેથી યોજાયેલો હતો એવું ધારવા માટે તમારી પાસે કોઈ કારણ છે?

જવાબ : કાંઈ પણ સીધી માહિતી હોવાનો મને ખ્યાલ નથી.

તે પછી આવ્યા નૌકા-વહાણવટાના કોમ્યુનિકેશન ઑફિસર લેફ્૦ એહસાન. એમણે કહ્યું કે બળવા દરમિયાન 'ઇન્ડિયા' (દિલ્હી)માંના નાવિકોનાં ખાનાંની એમણે તપાસ કરી ત્યારે એમને સામ્યવાદી સાહિત્ય મળી આવેલું. એમાં સિડની અને બીએટ્રિસ વેબનું સોવિયેટ કોમ્યુનિઝમ, રેડ સ્ટાર ઓવર ચાઈના, માર્ક્સિઝમ—થીઅરી એન્ડ પ્રૅક્ટિસ, લાઈફ ઑફ લેનિન, 'ડેઈલી વર્કર'ના થોડા જૂના અંકો માર્ક્સિઝમ એન્ડ ધ ક્વેશ્ચન ઑફ નૅશનાલિટીઝ હતાં. ઉપરાંત ભગતસિંઘ એન્ડ હિઝ કૉમરેડ્ઝ અને આઝાદ હિંદ ફોજના અફસરો તેમ જ શ્રી સુભાષચંદ્ર બોઝની છબીવાળાં બે તારીખિયાં પણ

એમને મળેલાં. ચોપડીઓ પાછળથી નાવિકોને પાછી દેવામાં આવેલી.

વા૦ એ૦ પેટર્સન : નાવિકોએ કઈ જાતનું સાહિત્ય રાખવું અને ન રાખવું તે વિશે કાંઈ હુકમો તો છે નહિ ને?

જવાબ : એવો કોઈ હુકમ હોવાની મને ખબર નથી. માણસ પોતાને ગમે તે સાહિત્ય રાખવા સ્વતંત્ર છે.

શ્રી ફઝલઅલી : જે દિવસે તમે આ ખાનાની જડતી લીધી તેની ચોક્કસ તારીખ કઈ હતી?

જવાબ : હું ધારું છું કે બળવાની શરૂઆત બાદ બે દિવસ પછીની.

માજી ચીફ પેટી ઑફિસર અને કરાંચીના 'હિમાલય' મથકના શિક્ષક મહમ્મદ અયુબખાને કહ્યું કે, 'હડતાલિયાઓની સમિતિ ઉપર મેં કામ કર્યું હોવાથી એપ્રિલની આઠમીએ મને 'નાલાયક' એવા શેરા સહિત છૂટો કરવામાં આવેલો. કોમોડોર કર્ટિસની સૂચનાથી આ સમિતિની સ્થાપના થયેલી હતી. અન્યની સહાનુભૂતિમાં બળવો કરાવવામાં મારો કાંઈ હાથ નહોતો. મને સમિતિમાં ચૂંટવામાં આવ્યો તેનું કારણ તો માત્ર એટલું જ હતું કે મને અંગ્રેજી આવડતું હતું અને તેથી નાવિકોની લાગણીઓ હું સત્તાવાળાઓ સમક્ષ રજૂ કરી શકું તેમ હતો........'હિમાલય'માં શાહી નૌકાદળના નાવિકો ઉચ્ચ અફસરોની કેબિનોમાં બબ્બેને હિસાબે રહેતા હતા, જ્યારે હિંદીઓને એક ઓરડામાં ૧૬થી ૧૮ને હિસાબે રહેવું પડતું.'

હતી ! અને બીજા નાવિકો સાથે તમે એની ચર્ચા કરતા ખરા ! -

જવાબ : એની મને ખબર હતી ખરી પણ મેં, કે હું જાણું છું ત્યાં સુધી આખી બરાકમાં કોઈએ એની ચર્ચા કરી નહોતી.

૧૯ વર્ષના શ્રી મિતરે તે પછી પોતાની જુબાની આપી. મુંબઈમાંના અફસરો મરીના તાલીમ–મથક 'ફિરોઝ' ઉપર એ લહિયા તરીકે કામ કરે છે અને હડતાલમાં એમણે ભાગ લીધેલો. ૧૯૪૫માં એ નૌકાદળમાં જોડાયેલા. એમણે કહ્યું કે: 'અમને મળતો ખોરાક તો ખરાબ હતો જ, તે ઉપરાંત એમાં નખાતા મસાલા પણ હલકી જાતના હતા અને અધૂરામાં પૂરા રસ્તામાં રખડતા માણસોને પંદરેક દિવસની તાલીમ આપીને રસોઈઆ બનાવવામાં આવતા હતા.'

અફસરોના ગેરવર્તાવ અંગે ટીકા કરતાં એમણે પોતાનો એક અનુભવ ટાંકયો—

'ડેલહાઉસી' નામના એક કિનારા–મથકના રસોડામાં એક દિવસ હું ચા પીતો હતો. મારી સાથે બીજા નાવિકો પણ હતા. તે વખતે એ મથકના કમાન્ડિંગ ઑફિસર લેફ્૦ ક૦ મુખરજી ત્યાંથી જતા હતા. મેં મારી ડોક જરા લંબાવીને એ વિદાય લેતા અફસર સામે એક ઉડતી નજર નાખી, ત્યાં તો એક પેટી ઑફિસરે મને કાંઠલેથી પકડીને ટેબલ ઉપર મારું માથું પછાડયું. મારી ચાનો કપ પડી ગયો અને ફૂટી ગયો. અને મેં એ અફસરને પૂછ્યું કે, "અમે શું કૂતરાં–બિલાડાં છીએ કે અમારી સાથે આવું વર્તન રાખો છો !" જવાબમાં બીજે દિવસે મને સજા કરવામાં આવી......હું 'અકબર' મથકમાં હતો ત્યારે મારી પાસે અફસરોનો સરસામાન ઉપડાવવામાં આવતો હતો. મેં જ્યારે અફસરોને આ વાતની જાણ કરી ત્યારે એ કહે કે એ તો કરવું જ પડે......હું હડતાલમાં જોડાયેલો કારણ કે અમારી ફરિયાદોનો નિકાલ લાવવાનો એ જ શ્રેષ્ઠ માર્ગ હતો.'

**શ્રી આયંગર :** આઝાદ હિંદ ફોજના મુકદ્દમાઓ અંગે તમારા મનમાં શા વિચારો આવેલા ? અને એનાથી નાવિકો ઉપર શી અસર થયેલી ? બીજાઓ સાથે તમે એની ચર્ચા કદી કરેલી ?

**જવાબ :** મારા મનની વાત અહીં કહેતાં હું ડરું છું.

**મે૦ જ૦ રીઝ :** શાહી નૌકાદળમાંના બ્રિટિશ નાવિકોને પણ પોતાના અફસરોનો સરસામાન ઉપાડવો પડે છે એની તમને ખબર છે ?

**જવાબ :** નાજી.

થાણામાંના ભૂમિ–મથક ' અકબર 'ના રેગ્યુલેશન પેટી ઓફિસર શ્રી દાસે તે પછી જુબાની આપતાં જણાવ્યું કે, ' ૨૦મી ફેબ્રુઆરીએ મારા મથક ઉપર હડતાલની અસર થઈ. 'અકબર'માં ૧૬૦૦ માણસો હતા. હું બળવાખોરોમાંનો એક હતો. બળવાનાં કારણોમાં ખરાબ ખોરાક, અફસરોનું ખરાબ વર્તન, ટૂંકા પગારો અને અધૂરાં ભથ્થાં મુખ્ય હતાં. નોકરીમાંથી છૂટા થતી વખતે હિંદી નૌકાદળના માણસોને એમનો સરસામાન પાછો સોંપી દેવો પડે છે. જો સરસામાન પૂરેપૂરો પાછો ન સોંપાય તો એની કિંમત અમારે ભરી દેવી પડે છે. મુસાફરીમાં અમને રોજના દોઢ રૂપિયાનું ભથ્થું મળે છે. એ પૂરતું નથી. ઉપરાંત, અમારે ત્રીજા વર્ગમાં મુસાફરી કરવી પડે છે, જ્યારે શાહી નૌકાદળના માણસોને બીજા વર્ગની સગવડો મળે છે... ...' તલવાર ' અને ' કેસલ ' બરાકમાંના અમારા ભાઈઓ પ્રત્યે સહાનુભૂતિ દેખાડવા અમે હડતાલ પાડેલી. ' અકબર 'માં હડતાલ પડી તે બહારની કોઈ અસરને આભારી નથી.'

એમને મળતા ખોરાકની વિગતો આપવાનું શ્રી મહાજને કહેતાં સાક્ષીએ જણાવ્યું કે, ' સવારના નાસ્તા વખતે અમને ચા અને પાંઉના બે કટકા આપવામાં આવે છે. એ ઘણું ઓછું છે. બપોરના

અમને માંસની તરકારી અને ચોખા અપાય છે. ચોખા કાંકરા અને ફોતરાંથી ભરપૂર હોય છે. તરકારી કોઈ વાર સારી તો કોઈ વાર ખરાબ હોય છે. કેટલીક વાર માંસ સડેલું હોય છે. સાંજના માત્ર ચા મળે છે. અને રાતે બે ચપાટી અને તરકારી મળે છે. ચપાટી ગંધાતી હોય છે. ખરાબ ઘઉંના આટાને લીધે વાસ આવે છે. અમને મળતી દાળ સામાન્ય રીતે ખરાબ હોય છે. અમારા મથકના ૧૬૦૦ માણસોને જમવા બેસવા માટે આઠ પરશાળો છે. પણ એક પરશાળમાં એકી સાથે ૫૦-૬૦થી વધુ માણસોને પીરસવું અશક્ય છે. રસોઈઆઓ સારા છે કે ખરાબ તે વિષે હું કાંઈ જાણતો નથી.

મેо જо મૅીઝ : તમે શાહી નૌકાદળ જેટલો જ પગાર શા માટે માગો છો ?

જવાબ : કારણ કે અમે અને એ એક જ પ્રકારનું કાર્ય કરીએ છીએ, અને છતાં શાહી નૌકાદળમાંના પેટી ઑફિસરો મહિને રૂા. ૩૦૦ કમાય છે, જ્યારે અમને, હિંદી નૌકાદળના પેટી-ઑફિસરોને મહિને લગભગ રૂા. ૧૧૦ મળે છે.

સવાલ : શાહી નૌકાદળના બ્રિટિશ પેટી ઑફિસરો સાથે તમે રહ્યા છો ખરા ?

જવાબ : કૉલંબોમાં હું એમની સાથે રહ્યો છું અને મેં એમની સાથે કામ પણ કર્યું છે.

સવાલ : એ તમારી સાથે મળતાહળતા ?

જવાબ : કદી નહિ. હું એક હિંદી હતો તેથી મારી પ્રત્યે ભેદભાવ રાખવામાં આવતો. કૉલંબોના 'કેન્ટીન'માં શાહી નૌકાદળના નાવિકો પ્રત્યે હંમેશાં પક્ષપાત દેખાડવામાં આવતો......એક વખત મારી પાસે બીજા વર્ગનો પાસ હતો છતાં મને બીજા વર્ગમાં

ચઢવા નહોતો દીધો......મને હડતાલિયાઓનો નેતા ગણીને પકડીને મુલુંડની છાવણીમાં મોકલવામાં આવ્યો છે.'

શ્રી પુરુષોત્તમદાસને જવાબ આપતાં સાક્ષીએ કહ્યું કે: 'અકબર'માં એક હડતાળ-સમિતિ હતી ખરી પણ હું એનો સભ્ય નહોતો.'

મુંબઈમાંના અફસરોના તાલીમ-મથક 'ફિરોઝ'ના વીજળી-ખાતાના એક કારીગર ચીફ પેટી ઑફિસર નિઝાર મહમ્મદે જુબાની આપતાં કહ્યું કે, 'બીજાઓ પ્રત્યેની હમદર્દીને કારણે હું બળવામાં જોડાયેલો. અફસરો અમને નાહકના હેરાન કરતા રહે છે. તેઓ કાયદા મુજબ વર્તતા નથી પણ પોતાના જ કાયદાઓ બનાવે છે... ...અમને મળતો ખોરાક માણસને કે જાનવરને ખાવા યોગ્ય નથી હોતો. ઘઉંના લોટમાંની ઇયળો કોઇ કોઇ વાર એક ઇંચ જેટલી લાંબી હોય છે.' ફિરોઝ'માં નાવિકો માટે કેન્ટીન નથી. નાવિકોનો ઉપયોગ અફસરોનો બોજો ઉપાડનારા કૂલીઓ તરીકે કરાય છે. લડાઇના મોરચા ઉપર એમ થાય તે હું સમજી શકું છું, પણ મુંબઇ જેવા શહેરમાં એવું કામ કરવાનું કહેવામાં આવે ત્યારે મને એ ઘણું અપમાનજનક લાગે છે. બીજાં અપમાનો પણ અમારે સહન કરવાં પડતાં હોય છે. એક વાર હું દિલ્હી જતો હતો ત્યારે શાહી નૌકાદળના બે સામાન્ય નાવિકો બીજા વર્ગમાં મુસાફરી કરતા હતા અને હું ચીફ પેટી ઑફિસર હોવા છતાં મારે ત્રીજા વર્ગમાં જવું પડતું હતું......હું નૌકાદળમાં જોડાયો ત્યારે મને કહેવામાં આવેલું કે અહીંથી છૂટા થતી વખતે મને મનગમતી નોકરીએ લગાડી દેવામાં આવશે. મેં એ કોલમાં વિશ્વાસ રાખેલો પણ આજે હવે એ જૂઠો નીવડયો છે......અમારા કામ ઉપર હોઈએ ત્યારે અમને બીડી પીવાની મનાઈ હોય છે. આઠ કલાક સુધી બીડી પીધા વિના રહેવું એ અશક્ય છે. બ્રિટિશ નૌકાદળમાં પણ એવો જ નિયમ છે કે નહિ

તેની મને ખબર નથી......નૌકાદળના હિંદીઓ જો છોકરીઓ સાથે ફરવા જાય તો એમને સજા કરવામાં આવે છે, પણ બ્રિટિશ અફસરો એમાંથી બકાત હોય છે. એક છોકરી સાથે ફરતો જોઈને મને પણ સજા કરવામાં આવેલી.

વા૦ એ૦ પેટર્સન : ચીફ પેટી ઑફિસર તરીકેની તમારી ફરજ શી છે ?

જવાબ : શિસ્ત જાળવવાની.

સવાલ : બળવા દરમિયાન તમે શિસ્ત કેમ ન જાળવી ?

જવાબ : હડતાલ ચાલુ હતી એટલે હું શિસ્ત જાળવી શકું તેમ નહોતો. સામી બાજુ ૪૦૦ નાવિકો હતા. એમાં હું શિસ્ત કઈ રીતે જાળવાવું ?

## ૯. 'ભિખારીઓને વળી પસંદગી શાની ?'

મે ૨ : ગુરુવાર

'તલવાર'ના મુખ્ય તાલીમ–શિક્ષક લેફ૦ સુરેન્દ્રનાથ કોહલીએ પોતાની જુબાનીમાં જણાવ્યું કે, 'મેં ૧૯૩૬માં ઈંગ્લંડમાં તાલીમ લીધેલી. 'તલવાર'માં હડતાલ પડી તે અગાઉ એક પખવાડિયે જ હું એ મથકમાં જોડાયેલો. બળવા વિશે કમાન્ડિંગ અફસરને અહેવાલ મોકલનારા અફસરોમાંનો હું એક છું. હડતાલને દિવસે 'તલવાર'માં ૧૧૫૦ નાવિકો હતા અને માત્ર ૧૦ મુખ્ય અફસરો હતા. એમાંનો

મોટો ભાગ યાંત્રિક નિષ્ણાતોનો હતો. આ અફસરોને એમનું રોજિંદુ તાલીમ-કાર્ય તો કરવાનું જ હતું, અને તે ઉપરાંત નાવિકોની સુખાકારીનો ખ્યાલ રાખવાનો હતો. આટલા થોડા અફસરો આટલું બધું કામ સંતોષકારક રીતે કરી શકે એ અશક્ય જ છે. ૨૫૦ નાવિકોની સુખાકારી, એમની ચોકખાઈ, બરાકોની વ્યવસ્થા, નાવિકોની તંદુરસ્તી અને એ નાવિકો સાથે સંકળાયેલી દરેક બાબતનું ધ્યાન એક ડિવિઝનલ અફસરને રાખવું પડતું હતું. 'તલવાર'માં અફસરો પૂરતી સંખ્યામાં નથી એ વાત માનવબળ-સમિતિને લેખિત અને મૌખિક રીતે જણાવવામાં આવેલી હતી.'

**શ્રી આયંગર:** એક અફસર આસાનીથી કેટલા નાવિકોનું ધ્યાન રાખી શકે?

જવાબ: જો અફસર અને તેની નીચેના માણસો વચ્ચેનો સંપર્ક બરાબર જાળવવો હોય તો મારા હાથ નીચે ૫૦થી વધુ નાવિકો રાખવાનું હું પસંદ ન કરું.....અનામત અફસરોનો મોટો ભાગ સીધો કૉલેજોમાંથી કે અન્ય ટૂંકી નોકરીઓ છોડીને આવનારો હતો. સામાન્ય રીતે તાલીમ માટે છ માસનો ગાળો જરૂરી મનાય છે, પણ ૧૯૪૩ પછી જોડાયેલા અફસરોને એ મળી શકી નથી. એમાંના કેટલાકને તો માત્ર એક જ મહિનાની તાલીમ અપાયેલી. હજારેક નાવિકોને તાલીમ આપવાની વાત તો બાજુએ રહી પણ, આ અફસરો પોતાની જાત પૂરતી તાલીમ પણ મેળવી શકયા નહોતા. ઘણાખરા અફસરોને દરિયાઈ સફરનો કાંઈ જ અનુભવ નથી હોતો. લગભગ બધા નાવિકો આ અનુભવ મેળવી ચૂક્યા હોય છે, અને તેથી એમની અને અફસરોની વચ્ચે ગાઢ સંપર્ક કદી સધાતો નથી. લડાઈ પૂરી થઈ ત્યારે અફસરોની હાલત કફોડી બની ગઈ. ભવિષ્યમાં એમનું શું થવાનું છે તેની એમને કાંઈ ખબર નહોતી. એમાંના કેટલાકે કાયમી નોકરી માટે અરજી કરેલી હતી અને પરીક્ષક-સમિતિ સમક્ષ ઘણા જઈ આવ્યા પણ હતા. પરંતુ

હજી સુધી એમને સત્તાવાળાઓ તરફથી કાંઈ જવાબ મળ્યો નથી. દરેક માણસને આવતી કાલની ચિંતા થાય એ સ્વાભાવિક છે. એટલે પોતાને માટે નવી નોકરીઓ શોધવામાં અફસરો કેટલોક સમય વીતાવતા. પોતાની નીચેના માણસોની સુખસગવડનો વિચાર કરવા માટેનો અફસરોનો સમય આ રીતે બીજાં કામમાં વપરાઈ જતો.

સવાલ : અફસરોને નાવિકો સાથે સંપર્ક બાંધવાની તક મળતી નહિ એમ તમારું કહેવું છે?

જવાબ : 'તલવાર'ના અફસરોની બાબતમાં એ બિલકુલ સાચું છે કારણ કે એ મથકમાં અફસરોને રહેવા માટેની કોઈ સગવડ નથી તેથી તેઓ મથક બહાર રહેતા હોય છે.

બળવાનાં બે તાત્કાલિક કારણો ગણાવતાં લેફ્૦ કોહલીએ કહ્યું કે: (૧) દત્ત નામના મુખ્ય ટેલીગ્રાફિસ્ટની ધરપકડ અને છુટકારો. (૨) કેટલાં બિન–માંસાહારી રસોડાંમાં જમનારાઓએ બળવાની આગલી સાંજે ભોજન લીધું નહિ કારણ કે એની એ દાળ એમને ચૌદ દિવસથી અપાતી હતી અને એમાં કાંકરા હતા એવી એમની ફરિયાદ હતી.

શ્રી આયંગર : કોઈ માણસ ભૂલ કરે તો તેની ધરપકડ કરવી એ બરોબર નથી?

જવાબ : એ તો ભૂલ ઉપર આધાર રાખે. દત્તે દીવાલ ઉપર 'જય હિંદ' લખ્યું એમાં એણે કાંઈ ખોટું કર્યું નથી એમ નાવિકો માને છે તેથી એની ધરપકડ પ્રત્યે એમણે નાપસંદગી દર્શાવી.

સવાલ : 'જય હિંદ' લખવું એ તમને સારું લાગે છે?

જવાબ : 'જય હિંદ' એટલે 'મારો દેશ અમર રહો.' એ મને ગમે છે. જો દત્તને એને માટે પકડવામાં આવ્યા હોય તો મને પણ એ ન ગમે. એક વસ્તુને હું સાચી માનતો હોઉં અને એને માટે કોઈને સજા થાય તો મને એ જરૂર ન રુચે.

**શ્રી ફઝલઅલી :** ખોરાક વિશેની ફરિયાદો લાંબા વખતથી ઊભી હતી એમ તમે માનો છો?

જવાબ : હું નૌકાદળમાં જોડાયો ત્યારથી ખોરાક વિશે ઝીણી ઝીણી ફરિયાદો થતી આવી છે. એમાંની કેટલીક તો નકામી હતી. એક માત્ર ખોરાકની જાતને કારણે જ બળવો થયો હતો એમ કહેવા હું તૈયાર નથી. 'તલવાર'માં અપાય છે એવી જ ચપાટીઓ મને મારે ઘેર અપાય તો હું મારી મા સાથે તકરાર ન કરી બેસું.

સવાલ : ઘેર જો આટામાં પુષ્કળ ઇયળો જણાય તો?

જવાબ : હા, તો તકરાર કરું.

સવાલ : ચોખામાં કાંકરા આવતા હતા એ વાતનો તમને કાંઇ અનુભવ છે?

જવાબ : બળવા પછી થોડાં દિવસે 'તલવાર'માં ચોખામાંથી કાંકરા વીણવા માટે બાઈઓ રાખવામાં આવેલી. અને એમણે સારી પેઠે કાંકરા કાઢેલા.

સવાલ : નાવિકોને અફસરોમાં વિશ્વાસ રહ્યો હોત તો બળવો અટકાવી શકાત ખરો?

જવાબ : હા, હું એમ માનું છું......નાવિકોને એમના અફસરોનો ડર નહોતો, પણ અફસરો માટે એમને પ્રેમ પણ નહોતો એમ કહેવા હું તૈયાર નથી.

સવાલ : નાવિકો તરફથી ખોરાક વિશે ફરિયાદો થઇ તે વખતે કેટલાક બ્રિટિશ અને હિંદી અફસરો પીણાં પીતા હતા અને નાચ કરતા હતા એમ અમને કહેવામાં આવ્યું છે. શું એ વાત સાચી છે?

જવાબ : એ વાત સાચી છે. ખુરશી-મથકોમાં હિંદી અફસરો

દારૂ પીએ છે અને નાચ કરે છે, પણ નાવિકોની કલબમાં એની મનાઇ છે. અફસરો મથકોમાં જ દારૂ પીએ તેથી ગેરવર્તન વધે છે એ વાત સાચી નથી. તોફાનના છુટાછવાયા દાખલા બન્યા હશે ખરા.

સવાલ : 'તલવાર'ના અફસરો ૧૮મી ફેબ્રુઆરીએ બહાવરા અને ભયભીત બની ગયા હતા ?

જવાબ : ભયભીત તો નહોતા બન્યા પણ કાર્યની કોઇ ચોકકસ યોજના વિનાના હતા.

સવાલ : ઍડમિરલ ગૉડફ્રેના વાયુ-પ્રવચન વિશે નાવિકોને શી લાગણી થઇ હતી ?

જવાબ : એ પ્રવચન સાંભળીને નાવિકો ઉશ્કેરાઇ ગયા હતા. સમગ્ર નૌકાદળનો નાશ થવાને ભોગે પણ બળવો દાબી દેવામાં આવશે એવા એમના શબ્દોને તેઓ સાચા અર્થમાં સમજ્યા નહોતા.

સવાલ : આખા દેશમાં નાવિકોએ એકી સાથે બળવો કરવો એવી સૂચના એમને બહારની કોઈ સંસ્થાએ કરેલી ખરી ?

જવાબ : કોઇએ કર્યાની મને ખબર નથી......નૌકાદળમાંથી છૂટયા પછીના એમના જીવનની અનિશ્ચિતતા વિશે નાવિકોએ એક વાર ફરિયાદ કરી ત્યારે એક બ્રિટિશ અફસરે કહ્યું કે, "ભિખારીઓને વળી પસંદગી કેવી !" એ કદાચ એમ કહેવા માગતા હશે કે એ બાબતમાં એમનાથી કાંઇ થઇ શકે તેમ નથી. પણ એનો ખોટો અર્થ એવો થયો કે, "હિંદી ભિખારીઓને વળી આ સારું કે આ-નરસું એવું કહેવાનો અધિકાર શો !"

સવાલ : કેટલાક નાવિકો ગુલામી મનોદશા ધરાવતા હોય છે એમ તમે માનો છો ?

**જવાબ :** હિંદના અમુક ભાગમાંથી આવતા નાવિકો બીજા નાવિકો કરતાં શિસ્તને વધુ આધીન હોય છે.

**મે૦ જ૦ રીઝ :** વધુ ભણેલા નાવિકો ઉપર પ્રચારની અસર જલદી થાય છે એમ તમે કહો છો ?

**જવાબ :** હા.

**સવાલ :** દેશના રાજદ્વારી વાતાવરણ, ભાષણો અને અખબારી લેખોની નાવિકો ઉપર અસર થતી ખરી ? એટલે કે, એનાથી એમના મગજ અશાંતિ ભણી વળે એવી અસર થતી હતી ?

**જવાબ :** હું એમ માનું છું.

**સવાલ :** સામુહિક હુકમભંગને હડતાલ ન કહી શકાય એ તમે જાણો છો ?

**જવાબ :** શાહી વિમાની દળમાં એને હડતાલ કહેવામાં આવેલ.

**શ્રી આયંગર :** નાવિકો ઉપર કઈ જાતના રાજદ્વારી પ્રચારની અસર થતી હતી ?

**જવાબ :** દરેક જાતનું રાજદ્વારી સાહિત્ય નાવિકોને મળી શકે તેમ હોય છે, અને એમનામાંના ઘણાખરા રાજકીય દૃષ્ટિએ જાગ્રત હોય છે. દેશના અમુક ભાગમાંથી આવતા નાવિકોને અમે દરિયાઈ–ધારાશાસ્ત્રીઓ કહીએ છીએ.

**શ્રી મહાજન :** દક્ષિણ હિંદુસ્તાનીઓને કે ? ( હસાહસ )

**જવાબ :** હા, હું ધારું છું ત્યાં સુધી એમને જ.

**શ્રી આયંગર :** દેશની સ્વતંત્રતા માટેના પ્રચારમાં નાવિકો વધુ ઊંડો રસ લેતા હતા ?

**જવાબ :** હું એમ નથી કહેતો.

સવાલ : સુશિક્ષિત નાવિકો પોતાને મળેલા હુકમોનું પાલન બરાબર કરતા હતા ખરા?

જવાબ : સીધા હુકમોનું તેઓ પાલન તો કરતા પણ શિસ્તનું બહુ પાલન કરે તેવા એ નહોતા. તેઓ હુકમોનું ઝડપી પાલન નહોતા કરતા.

સવાલ : નાવિકો પ્રત્યેનો અફસરોનો વર્તાવ જોઈએ તેવો નહોતો એ સાચુ છે?

જવાબ : ના.

સવાલ : અફસરોને અપશબ્દોથી ભરેલી ભાષા વાપરવાની ટેવ હતી એ સાચું છે?

જવાબ : ના

સવાલ : અમારી સમક્ષ પડેલી જુબાનીમાં એમ કહેવાયું છે કે 'હરામજાદા' શબ્દનો અફસરો છુટથી ઉપયોગ કરતા હતા.

જવાબ : હિંદી નૌકાદળનો એક નિયમ એ છે કે, અપશબ્દો કોઈ એ ન બોલવા જોઈ એ. હું જાણું છું ત્યાં સુધી અફસરો અપશબ્દો બોલતા નહોતા.

શ્રી પુરૂષોત્તમદાસ : દત્તનો છુટકારો થયો તે પછી એને ખુલ્લી કેદમાં રાખવામાં આવેલ તે ખરું છે?

જવાબ : બીજા બધાની માફક એને શાળામાં જ રાખેલ.

સવાલ : પંડિતજીની આત્મકથાની નકલ રાખનાર એક સોલોમન નામના માણસને નોકરીમાંથી છુટો કરવામાં આવેલ એની તમને ખબર છે?

જવાબ : ના.

સવાલ : ફરિયાદો અંગે તપાસ કરતી વખતે કમાન્ડર કિંગે કેટલાંક પગલાં ભરવાની ધમકી આપેલી?

જવાબ : હા.

સવાલ : કમાન્ડરે નાવિકોને ધમકી આપી ત્યારે બીજું કોઈ હાજર હતું?

જવાબ : ના.

સવાલ : એટલે કે કમાન્ડર કિંગ પોતે જ પોતાની સામેની ફરિયાદ વિશે તપાસ કરી રહ્યા હતા?

જવાબ : હા...... ૧૮મીની સવારે કવાયત કરતી વખતે કમાન્ડર કિંગ હાજર નહોતા તે હું કબૂલ કરું છું. કવાયત વેળા હાજર રહેવાની એમની ફરજ છે, પણ મારા અનુભવ દરમિયાન મેં એમને કવાયત વેળા બહુવાર નથી ભાળ્યા. આ બનાવથી નાવિકો વધુ ઉશ્કેરાતા.

તે પછીના સાક્ષી મહમ્મદ નાઝરુલ્લા ૧૯૪૫માં ઈન્ટરની પરીક્ષા પસાર કરીને લાહોરથી નૌકાદળમાં ભરતી થયેલા. 'અકબર' ઉપર એમણે કામ કરેલું. બળવામાં ભાગ લેવા માટે એમને મુલુંડની છાવણીમાં મોકલાયેલા; ત્યાંથી થોડા દિવસો પછી એમનો છુટકારો થયેલો.

શ્રી ફઝલઅલી : તમે હડતાલમાં શા માટે જોડાયેલા?

જવાબ : અફસરોના જુલમ સામેની અમારી ફરિયાદો ઉપર પ્રકાશ ફેંકવા માટે હું હડતાલમાં જોડાયેલો. 'વિજિલન્સ ઑફિસર' અમારી ફરિયાદો ઉચ્ચ અફસરોને પહોંચાડતા નહોતા. અફસરોનો વર્તાવ ઘણો ખરાબ હતો. કેટલીક વાર અમારે અફસરોના ઓરડા વાળવા પડતા અને રાંધવાના વાસણો માંજવા પડતા. આવું કામ કરવા માટે અમે નૌકાદળમાં ભરતી થયા નહોતા. ખોરાક અંગેની ફરિયાદો પ્રત્યે

લક્ષ્ય અપાતું નહોતું. ઊલટાના અફસરો તો અમને કામ દેતા કે, "તમે આને જ લાયક છો!" એકવાર મેં કમાન્ડિંગ અફસરને ચોખાની ખરાબ જાત વિશે ફરિયાદ કરેલી. મને જવાબ મળ્યો કે, "વાંદરોના, તું બહુ બોલકો છો. તારે આવો ખોરાક નહોતો જોઈતો તો પછી નૌકાદળમાં જોડાયો શા માટે ?"

**શ્રી મહાજન :** તમે નૌકાદળમાં શા માટે જોડાયેલા ?

**જવાબ :** હું નૈકાદળમાં ભરતી થયો એ જ મારું બદકિસ્મત. સરકારી દીવાલપત્રોએ મને ઊંધે રસ્તે દોરેલો. નૌકાદળમાંની આબાદીના એમાં ઘણાં ગુલાબી ચિત્રો દોરેલાં હતાં. મને માસિક રૂ. ૬૫થી શરૂ કરેલો અને આજે મને રૂા. ૭૦થી વધુ નથી મળતા. એક ચપરાસી પણ આટલી રકમ મેળવી લઈ શકે છે.

ત્રાવણકોરના વતની અને 'નાસિક'માં વાયરલેસના ઓપરેટર તરીકે કામ કરનાર શ્રી થોમસે તે પછી જુબાની આપતાં કહ્યું કે, '૧૯૪૩માં હું ભરતી થયેલો. મુલુંડની છાવણીમાં મોકલાયેલા હડતાલિયાઓમાં મને પણ શામિલ કરવામાં આવ્યો છે...સબ-લેફ૦ લેસ નાવિકોને બેવકૂફ મૂર્ખાઓ કહીને સંબોધતા......સૈન્યભરતીના અમલદારે મને કહેલું કે મને રૂા. ૧૨૦ ઉપરાંત રૂા. ૪૦ પગાર મળશે. પણ મને તો માત્ર રૂા. ૬૦ અને ૮ કપડાંના ભથ્થાના મળે છે. અમને અપાતાં કપડાં કાં તો બહુ મોટાં હોય છે યા તો બહુ ટૂંકાં હોય છે. એમાં ફેરફાર કરાવવા માટે મારે મારા ખિસ્સામાંથી ખર્ચ કરવો પડે છે. નોકરીમાંથી છૂટા થયા પછી ક્યાંય કામધંધો મળવાની મને આશા નથી.'

૧૯૪૩માં મદ્રાસમાંથી ભરતી થયેલા રામચંદ્રાવે કહ્યું કે, 'બળવા વખતે હું 'ફિરોઝ'માં હતો. 'તલવાર'ના નાવિકો પ્રત્યે હમદર્દી દેખાડવા માટે હું હડતાલમાં જોડાયેલો. પહેલાં હું એમ

માનતો કે હિંદી નૌકાદળને શાહી નૌકાદળના નમૂના પરથી જ બનાવવામાં આવ્યું છે કારણ કે ચોપાનિયાઓમાં એ બન્નેનો દરજ્જો એકસરખો બતાવવામાં આવેલો....ખોરાકની જાત ઘણી ખરાબ હોય છે.'

**મે૦ જ૦ રીઝ:** જો ખોરાક એટલો બધો ખરાબ હોય તો પછી હિંદી નૌકાદળના માણસોનું વજન સામાન્ય રીતે વધતું જતું હોય છે તેનું કાંઈ કારણ તમે બતાવી શકશો ?

**જવાબ:** તે હું ચોક્કસપણે ન કહી શકું પણ બરાકોમાં મળતા ખોરાક ઉપર નાવિકો કદી આધાર રાખતા નથી. પ્રસંગ મળે ત્યારે એ બહાર જ જમી લેતા હોય છે. મેં પોતે મારો આખો પગાર ખોરાકમાં ખરચી નાખેલો અને મારા કુટુંબના નિભાવ માટે હું કાંઈ મોકલી શકેલો નહિ. મારા માસિક પગારના ૮૩ રૂપિયામાંથી દર મહિને બરાક બહારના ખોરાક માટે હું પચીસેક ખરચું છું.

**શ્રી આયંગર:** મેં સાંભળ્યું છે કે દક્ષિણ હિંદના નાવિકો બરાબર શિસ્ત પાળતા નથી એ સાચું છે?

**જવાબ:** ના, નથી.

**સવાલ:** અફસરો નાવિકોની બાબતમાં રસ લેતા હોય છે?

**જવાબ:** એવો રસ લેનારા અફસરો ઘણા ઓછા હોય છે.

હિંદી નૌકાદળમાં બાર વર્ષની નોકરી કરનારા ચીફ પેટી ઑફિસર સુલતાન મહમ્મદે પોતાની જુબાનીમાં જણાવ્યું કે, 'હું હડતાલમાં ન જોડાયો કારણ કે નોકરીનો મારો ઇતિહાસ હું બગાડવા નહોતો માગતો. ખોરાક વિશે મારે ફરિયાદ કરવાની હતી જ. મારા પગારના રૂા. ૧૪૦માંથી દર મહિને હું લગભગ ૮૦ રૂપિયા ખોરાક માટે ખરચું છું...મારા મત પ્રમાણે અનામતખાતાના કેટલાક અફસરોમાં એમના હાથ નીચેના માણસો સાથે કામ લેવાની આવડત નથી હોતી, કારણ કે નૌકા-

દળમાં એ નવા નવા આવેલા હોય છે અને માણસો સાથે એમને ખાસ સંપર્ક નથી હોતો. ચીફ પેટી ઑફિસરોને મળતા પગારમાંથી આજની પરિસ્થિતિમાં એક કુટુંબનો ગુજારો થઈ શકે તેમ નથી. મારે પોતાને જ કાંતો ઘેરથી પૈસા મંગાવવા પડે છે ને કાંતો ઉછીના લેવા પડે છે.......હું ચીફ પેટી ઑફિસરપદે પહોંચી ગયો છું એટલે વિશેષ બઢતીની આરે મારે કોઈ તક રહેતી નથી. તેથી હવે હું મારા કામમાં ઝાઝો રસ લેતો નથી. શાહી નૌકાદળના પેટી ઑફિસરો અને એથી પણ નીચલા દરજ્જાના માણસો આગળ જતા હિંદી નૌકાદળમાં અફસરો બની બેસે છે, પણ મારા જેવા ચીફ ઑફિસરોને બઢતી મળતી નથી.'

**વા૦ એ૦ પેટર્સન :** તમારી નોકરીના ઇતિહાસની ખેવનાને કારણે જ તમે હડતાલથી વેગળા રહેલા ? નૌકાદળ પ્રત્યેની તમારી વફાદારીનું શું ? અશાંતિ અટકાવવા માટે તમે કાંઈ કરી શકો તેમ નહોતા ?

**જવાબ :** કાંઈક કરવાની મારી ફરજ હતી, પણ એ બાબતમાં હું સાવ નિઃસહાય હતો. મેં પ્રયત્ન પણ કરી જોયેલા, પરંતુ નાવિકો મારી વાત સાંભળતા નહોતા. આનું કારણ એ છે કે નાવિકોની હાજરીમાં જ ઉચ્ચ અફસરો અમને પેટી ઑફિસરોને ગાળો દેતા હોય છે, એટલે નાવિકોમાં અમારું જરાય માન રહેતું નથી.

## ૭. ગેરવર્તાવથી ત્રાસનારનો આપઘાત

**મે ૩ : શુક્રવાર**

**ભ**ુળવા વખતે 'કેસલ' બરાકમાં હાજર હતા તે ચીફ પેટી

ઓફિસર શેર આલમની જુબાનીની શરૂઆતમાં શ્રી પુરુષોત્તમદાસના એક સવાલના જવાબમાં એમણે જણાવ્યું કે, 'મેં સામે ચાલીને જુબાની આપવાની ઈચ્છા દર્શાવી નહોતી પરંતુ મારા કમાન્ડિંગ ઓફિસરના કહેવાથી હું અહીં આવ્યો છું.'

શ્રી મહાજનની ઉલટતપાસમાં શેર આલમે જણાવ્યું કે, 'હિંદી નૌકાદળમાં હું ૧૧ વર્ષથી કામ કરું છું અને મારે ઘણી ફરિયાદો કરવાની હોવા છતાં હું હડતાલમાં જોડાયો નહોતો. મારો પગાર ૧૫૦ રૂપિયા છે. એમાંથી દર મહિને હું રૂા. ૫૦ ખોરાકમાં, ૨૦ ધોબીખર્ચમાં અને ૩૦ સિગારેટમાં વાપરું છું. ઇંગ્લંડ અને ઑસ્ટ્રેલિયામાંની મારી ફરજ-બજાવણી દરમિયાન મને ખર્ચાળ આદતો પડી ગઇ છે. અત્યારનું મારું ઊંચું જીવન-ધોરણ જોતાં મહિને રૂા. ૨૫૦નો પગાર મળે તો જ મને સંતોષ થાય. મારા મત પ્રમાણે લડાઈ પહેલાં અમને મળતો ખોરાક ખરાબ નહોતો, સિવાય કે ચામાં દૂધ નહોતું. પણ જેમ જેમ લડાઇ આગળ ચાલી તેમ તેમ ખોરાકની જાત બગડતી ચાલી. એમાં પણ બિનઅનુભવી રસોઈઆઓ રસોઇને વધુ બગાડતા હતા. ચોખા અને દાળમાં કાંકરા આવતા. એવી અફવા પણ સંભળાતી કે રેશનનું વજન પૂરતું બતાવવા માટે ચોખામાં કાંકરા ભેળવવામાં આવે છે. માંસ માટે મારે કોઈ ખાસ ફરિયાદ કરવાની નથી. પણ સામાન્ય રીતે ખોરાક એટલો બધો ખરાબ હોય છે કે મને જરા જરામાં નબળાઈ અને દરિયાઈ-માંદગી આવી જાય છે. ઉપરી અફસરોના વર્તાવ અંગે મારે કાંઈ ફરિયાદ કરવાની નથી.'

સવાલ: તમે નૌકાદળમાં ઘણાં વર્ષો ગાળ્યાં છે. બરાકોમાંના માણસોની લાગણી શી હોય છે તે તમે જાણો છો ખરા?

જવાબ: તેઓ ખોરાક વિષે ફરિયાદો કરતા હતા એટલું જ હું તો જાણું છું.

**સવાલ :** બળવો શું ખરાબ ખોરાકને કારણે થયો હતો ?

**જવાબ :** હું ધારું છું કે એ જ મુખ્ય કારણ હતું. પણ 'કેસલ' બરાકમાંના માણસો કહેતા હતા કે 'તલવાર'ના નાવિકો પ્રત્યે સહાનુભૂતિ દેખાડવા એ હડતાલ ઉપર જવાના છે.

**સવાલ :** ૧૮મી ફેબ્રુઆરીએ સાંજના સાડાચારે તમે ફરજ ઉપર હાજર થયા ત્યારે બધું હંમેશ મુજબ ચાલી રહ્યું હતું એમ તમે માનેલું ?

**જવાબ :** જી હા. પણ રાતના આઠ વાગે એક નાવિક દોડતો દોડતો મારી પાસે આવ્યો અને એણે કહ્યું કે કાંઇક ધમાલ ચાલી રહી છે. હું ત્યાં ગયો અને એક માણસને મેં કાંઈક કાગળિયા વહેંચતો જોયો. હું ચીફ પેટી ઑફિસર હતો એટલે મેં એને બહાર કાઢી મૂક્યો અને માણસોને શાંત બનીને બરાકમાં જઈ ભોજન લેવાનું કહ્યું. પણ એ તો કહે કે, "એવા ગંધાતા ખોરાકને અમે હાથ પણ નહિ લગાડીએ. 'તલવાર'માં બળવો થયો છે અને અમે પણ અમારા બિરાદરોને પગલે ચાલવાના છીએ." હું એમને કાબુમાં રાખી શકીશ નહિ એમ મને લાગ્યું એટલે મે મુખ્ય અફસરને ખબર આપ્યા.

**વા૦ એ૦ પેટર્સન :** (પગાર વિ૦ અંગેની) તમારી ફરિયાદો તમે અગાઉ જાહેર કેમ નહિ કરેલી ?

**જવાબ :** મુખ્ય અફસરને ફરિયાદ કરતાં હું ડરતો હતો.

**સવાલ :** તમે એક ચીફ પેટી ઑફિસર થઈને તમારા ઉપરી અફસર પાસે જતાં ડરતા હતા એમ કેમ બન્યું ? હિંદી નૌકાદળના માણસોની ફરિયાદો અંગે તપાસ કરવા એક સમિતિ નીમવામાં આવેલી એની તમને ખબર નહોતી ?

**જવાબ :** એ મને ખબર નહોતી કારણ કે ઘણીવાર જાહેરાતો

પાટીઓ ઉપર મૂકવામાં આવતી નહોતી. મારા મુખ્ય અફસરને મેં મારી ફરિયાદ ન જણાવી, કારણ કે હું એમ કરીશ તો બીજાઓ પણ મને અનુસરશે અને હું એક આગેવાન ગણાઇ જઇશ એવી મને દહેશત હતી.

**સવાલ :** નૌકાદળમાં રહીને તમે બીડી પીતાં અને એની પાછળ મહિને ૩૦ રૂપિયાનો ખર્ચ કરતાં શીખ્યા, પણ નોકરીમાંથી છુટા થશો ત્યારે પછી તમે શું કરશો?

**જવાબ :** પછી એ જ જીવન-ધોરણ જાળવી રાખવું મને મુશ્કેલ પડશે.

**સવાલ :** તમારી ફરિયાદો જોઇએ તેટલી ગંભીર નહોતી એ કારણે તમે બળવામાં ન જોડાયેલા?

**જવાબ :** મારે મારી નોકરીનો રેકર્ડ બગાડવો નહોતો એટલે હું નહિ જોડાયેલો. હું ૧૧ વર્ષથી નૌકાદળમાં કામ કરું છું અને ટૂંકમાં જ મને પેન્શન મળશે......અત્યારે એક અફસરને ભાગે ૪૦૦ નાવિકોનું ધ્યાન રાખવાનું આવે છે. પણ ખરી રીતે તો એ ૩૦-૪૦ની પણ પૂરતી સંભાળ રાખી શકે તેમ નથી હોતા.

'ફિરોઝ'માંના મદ્રાસી કારકૂન રાવે જુબાનીમાં કહ્યું કે, 'બીજાઓ પ્રત્યે હમદર્દી દર્શાવવા હું હડતાલમાં જોડાયેલો......એમ કહેવાય છે કે હિંદની આર્થિક હાલત એવી છે કે હિંદી નૌકાદળના નાવિકોના પગાર શાહી નૌકાદળના ધોરણ જેટલા વધારી શકાય નહિ. પણ એવી હાલત છતાં હિંદી નૌકાદળના કેટલાક અફસરો શાહી નૌકાદળ કરતાં પણ વધુ પગાર મેળવી શકે છે.'

**સવાલ :** અફસરોએ તમારી સાથે કદીય ગેરવર્તાવ કર્યો છે ખરો?

**જવાબ :** 'ફિરોઝ'માંના રેગ્યુલેશન ઑફિસર લેફ્o પિન્ટોએ

મારી સાથે ગેરવર્તાવ કર્યો હતો. કારકુનો પાસે એ ચોકીપહેરાનું કામ કરાવતા અને એક વાર તો એમણે મને સવાર–સાંજ એક–એક કલાક ઑફિસ વાળવાનું કામ કરવાનો હુકમ કરેલો. એક વાર મેં મારી માતાની ઉત્તરક્રિયા કરવા માટે છ કલાકની રજા માગી ત્યારે મારા અફસરે એ મંજુર ન કરી અને મને ઑફિસની બહાર નીકળવાનું કહ્યું......મુસાફરીમાં એક વડા કારકુનને ભુસાવળ સ્ટેશન પરના કેન્ટીનમાંથી હાંકી કાઢવામાં આવેલ અને ચા પણ ન પીવા દીધેલ તે મેં અને એના હાથ નીચેના કેટલાક નાવિકોએ નજરે જોયેલું છે.

સંદેશાવ્યવહારની કલકત્તાની મધ્યસ્થ કચેરીના લીડિંગ ટેલીગ્રાફિસ્ટ ઇડિકુલેએ જુબાની આપતાં કહ્યું કે, એમના મથકના ૪૦૦થી વધુ નાવિકો મુંબઈમાંના બળવાના સમાચાર સાંભળીને હડતાલ ઉપર ગયેલા. અફસરોના ગેરવર્તાવ અંગે બોલતાં એમણે 'તલવાર'-ના એક ટેલીગ્રાફિસ્ટનો દાખલો ટાંકી કહ્યું કે, એવા ગેરવર્તાવથી કંટાળીને એ માણસે આત્મહત્યા કરેલી: 'એ બનાવ ૧૯૪૨માં 'તલવાર'માં બનેલો. એ નાવિકનું નામ હું જાણતો નથી, પણ એને ત્રણ–ત્રણ મહિના સુધી લાગલગાટ સજા થયા કરેલી તેથી અંતે, એણે ગળે ફાંસો ખાધેલો.'

સવાલ : એને શા માટે સજા કરાયેલી?

જવાબ : એ મને ખબર નથી.

મે૦ જ૦ રીઝ : એણે કહેવાતા ગેરવર્તાવને કારણે આપઘાત કર્યો હતો એમ તમે શા ઉપરથી કહો છો?

જવાબ : હું એમ ધારું છું, કારણ કે પોતાના મિત્રોને એ કહેતો હતો કે નૌકાદળથી એ ત્રાસી ગયો છે.

સવાલ : એણે આપઘાત કર્યો હતો એની તમારી પાસે કોઇ સાબિતિ છે ખરી?

જવાબ : મારી પાસે કોઈ સાબિતિ નથી. આ બનાવ બન્યો, ત્યારે હું 'તલવાર'માં નહોતો. પણ હું તમને એક સાક્ષી આપી શકું તેમ છું. એનું નામ છે લીડિંગ સિગ્નલમેન વિન્ગલેટ.

(વિન્ગલેટને તપાસ-સમિતિ સમક્ષ જુબાની આપવા હાજર કરવાનું ફરમાન થયું.)

અફસરોના ગેરવર્તાવનો પોતાને થયેલો અનુભવ ટાંકતાં સાક્ષીએ જણાવ્યું કે, '૧૯૪૧માં મને તાલીમ મળી રહી હતી ત્યારે હું બરાબર દોડતો નહિ હોઉં તેથી લેફ્૦ હોલોસે મને એકવાર છાતીમા ઘુરતો મારેલો. બીજા એક નાવિકને લોહીલોહાણ માર પડેલો પણ હું ત્યાં હાજર નહોતો. ધીમે ધીમે મને લાગ્યું કે મને ગુલામની માફક રાખવામાં આવે છે એટલે નૌકાદળમાંથી નીકળવા માટે મેં મારાથી બનતા પ્રયત્નો કરવા માંડ્યા. જેલમાં જવાનો નુસ્ખો પણ મેં અજમાવી જોયો, પણ એ બધું વ્યર્થ ગયું'

સવાલ : તમને ગુલામની માફક રાખવામાં આવતા એમ તમે શા ઉપરથી કહો છો?

જવાબ : હું ભરતી થયો ત્યારે મને એમ કહેવામાં નહોતું આવ્યું કે મારે જહાજ સાફ કરવાનુ અને એવું બીજું કામ કરવું પડશે.

મે૦ જ૦ રીઝ : એ તો નૌકાદળના નિયમોનો એક ભાગ છે અને શાહી નૌકાદળના બ્રિટિશ જહાજો ઉપર પણ એમ જ બને છે એ તમને ખબર નહોતી?

જવાબ : મને એ ક્યાંથી ખબર હોય?

તે પછીના સાક્ષી ટેલીગ્રાફિસ્ટ સેહગલ અશાંતિ દરમિયાન કોલાબા (મુંબઈ)ના સંદેશાવ્યવહાર-મથકમાં હતા.

સવાલ : તમે બળવામાં શા માટે જોડાયેલા ?

જવાબ : હું 'બળવા'માં નહિ પણ 'હડતાલ'માં જોડાયેલો. મારી સમજણ એવી છે કે હડતાલનું કામ ફરિયાદોનો નિકાલ કરાવવાનું હોય છે, જ્યારે બળવો તો સરકારને ઉથલાવી પાડવા માટે કરાય છે. આ મારો મત છે, કારણ કે હું જાતે વિચારી શકું છું. જો કે નૌકાદળના કાનૂન અનુસાર તો બે માણસો મળીને એક અરજી ઉપર સહી કરે તો એ પણ 'બળવો' ગણાય. મારી મુખ્ય ફરિયાદ ખોરાક વિશેની હતી. નૌકાદળમાં હું ત્રણ વર્ષ રહ્યો તે દરમિયાન સારો ખોરાક મેં કદી ચાખ્યો નથી. રોટલીઓ તો એવી હોય છે કે કૂતરાં પણ એને અડે નહિ.

સવાલ : તમે એ પ્રયોગ કરી જોયો છે ?

જવાબ : હા, અને એ હું તમારી સમક્ષ સાબિત પણ કરી બતાવી શકું તેમ છું. અરધી રોટલી જ ખવાય તેવી હોય છે, બાકીની અરધી કાચી હોય છે એટલે કૂતરાં પણ એને અડે નહિ... ...હડતાલ પહેલાં એક અઠવાડિયે કોલાબાના મથકમાં નાવિકો ભૂખમરાની હડતાલ પર ગયેલા. અમારા કમાન્ડિંગ અફસરે કહ્યું કે તમામ રેશન 'આર. આઇ. એ. એસ. સી.'માંથી આવતું હોવાથી એ એમાં કાંઈ કરી શકે તેમ નથી, પણ જો બધા મહિને બબ્બે રૂપિયાનો ફાળો કરે તો કાંઈક સારી ગોઠવણ કરી શકાય. એ હડતાલથી રાંધવામાં સુધારો થયો અને પછી અમારા ઉઘરાણામાંથી અમે વધારાનું રેશન મેળવી શકતા. ઉપરાંત રોજ ત્રણ-ત્રણ નાવિકોને ચોખા સાફ કરવા બેસાડતા. રેશનની યાદીમાં ઘીનું નામ છે—એટલે કે દૂધમાંથી બનાવેલું ઘી. પણ અમને હંમેશા વેજીટેબલ ઘી મળતું હોય છે. મને એ જરાય પસંદ નથી. અમને એક વસ્તુનો કોઈ આપવો

અને પછી બીજી જ વસ્તુ આપવી એનો અર્થ શો? જો સરકાર અમને સાચું ઘી પૂરું પાડી શકે તેમ ન હોય તો અમને સત્તાવાર રીતે એમ જણાવવું જોઈએ......ગોરાઓને મળતી સગવડ સાથે હિંદી નાવિકોને અપાતી સગવડ હું સરખાવું છું ત્યારે મને લાગે છે કે હું ગુલામ છું. જમવાના સમયે પોતાના હાથમાં રકાબીઓ લઈને હિંદીઓને હારમાં ઊભા રહેવું પડે છે. પણ ગોરાઓને ટેબલ-ખુરશી મળે છે. એક વાર તો આખા જહાજનો કાચનો સામાન લઇ લેવાયેલો અને અમને એલ્યુમિનિયમની રકાબીઓ અપાયેલી.

મે૦ જ૦ રીડ: એને તમે રંગભેદ કહો છો? વર્ષો સુધી મેં અફસરોના રસોડામાં એલ્યુમિનિયમની રકાબીઓમાં ખાધેલું છે.

જવાબ: તમારા કિસ્સામાં એમ બન્યું હશે, પણ મેં તો અફસરોને એલ્યુમિનિયમની રકાબીઓમાં જમતા જોયા નથી.

બળવા વખતે 'કેસલ' બરાકમાં હાજર હોવા છતાં એમાં ન જોડાનાર એબલ સીમેન ખલિકે જણાવ્યું કે, 'નાવિકોના પ્રમાણમાં અફસરો બહુ ઓછા છે અને રહેવાની જગ્યા પૂરતી નથી. અફસરોની માફક કેટલાક પેટી ઑફિસરો પણ નાવિકોની આબાદી પ્રત્યે બેદરકાર હોય છે. ખોરાકની જાત બહુ ખરાબ નથી હોતી પણ રાંધનારા એને બગાડે છે. મારો પગાર ઘણો ઓછો છે અને પેન્શન તો હજી ઘણું ઘણું ઓછું થશે. એમાંથી મારો નિર્વાહ ચલાવવો અશક્ય બનશે.'

## ૮. શિસ્તના ઓઠા હેઠળ સિતમો

મે ૫ : રવિવાર                                                    કલ્યાણ

નાવિકોની હડતાલ દરમિયાન સ્થપાયેલી મધ્યસ્થ હડતાલ-સમિતિના પ્રમુખ શ્રી ખાન નામના નાવિકને કલ્યાણની કેદ-છાવણીમાં રાખવામાં આવ્યા હતા ત્યાં જઈને તપાસ-સમિતિના સભ્યોએ આજે એમની જુબાની લીધી.

હડતાલની શરૂઆત કેવી રીતે થઈ તેનું વર્ણન કરતાં સાક્ષીએ કહ્યું કે, ખોરાક ખરાબ મળતો હોવાથી 'તલવાર'ના બધા નાવિકોએ ઉહાપોહ મચાવ્યો અને ખાવાની ના પાડી દીધી ત્યારે મુંબઈના ફ્લૅગ ઑફિસર ત્યાં આવ્યા અને નાવિકો સમક્ષ એમણે ભાષણ કર્યું. પણ એમની સામે ફરિયાદ રજૂ કરતાં નાવિકો ડરતા હતા. કારણ કે જે ફરિયાદ કરવા જાય તેને જ તોફાની આગેવાન ગણીને સજા થાય તેવો પૂરતો સંભવ હતો. નાવિકોની આ બીકની ફ્લૅગ ઑફિસરને ખબર પડી એટલે એમણે કહ્યું કે, દરેક વિભાગમાંથી તમે ત્રણ-ત્રણ પ્રતિનિધિઓ મોકલો. પોતાનો જમણો હાથ ઊંચો કરીને એમણે કોલ આપ્યો કે, "હું પ્રમાનથી કહું છું કે આ લોકોને તોફાની આગેવાનો નહિ, પણ તમારા પ્રતિનિધિઓ ગણવામાં આવશે." તેથી 'તલવાર'ના નાવિકોએ ૧૪ પ્રતિનિધિઓ ચૂંટી કાઢ્યા. પાછળથી એ પ્રતિનિધિઓ હડતાલ-સમિતિ તરીકે ઓળખાવા માંડેલા.

શ્રી ખાને કહ્યું કે 'જ્યારે સહુ તોફાનોનો વિચાર કરી રહ્યા હતા ત્યારે સમિતિ નાવિકો ઉપર અંકુશ રાખી રહી હતી અને એ આત્મનાશને મારગે ન ચઢી જાય તે માટે મથતી હતી. લોકો જાણે છે કે મેં નાવિકોને મદદ કરેલી તેમ સરકારને પણ મદદ કરેલી. સમિતિની ઇચ્છા તોફાનો કરાવવાની નહોતી. એ તો બગડતી જતી પરિસ્થિતિને કાબૂમાં રાખવા માગતી હતી.

'સામસામા ગોળીબારો થયા તેને આગલે દિવસે 'અકબર'ના

નાવિકો 'તલવાર'માં આવી પહોંચ્યા. રસ્તા ઉપર એ સૂત્રો પોકારતાં પોકારતાં આવેલા. સમિતિને એ પસંદ ન પડયું. એટલે હું અને બીજાઓ એમની પાસે ગયા અને અમે એમને 'અકબર'માં પાછા જવાનું સમજાવ્યું. અને એ પાછા ગયા પણ ખરા... મને ખબર મળ્યા કે 'કૅસલ' બરાકની બહાર લશ્કરી લોરી ઊભી છે અને અંદરથી નાવિકો રોડિયા કરી રહ્યા છે. હું એ બરાકમાં ગયો. મને નાવિકોએ કહ્યું કે, "અમે ગમે તેટલી મુસીબતો વેઠવા તૈયાર છીએ, પણ અમે જાણે ભયંકર ગુનેગારો હોઈએ તેમ અમારી છાતી સામે ચમકતી સંગીનો ધરાય છે તે અમે નહિ સહી શકીએ." ફ્લૅગ ઑફિસર પાસે જઈને મેં આ બધી વાત કરી ત્યારે એ કહે કે, લશ્કર પાછું નહિ ખેંચી શકાય. પરિસ્થિતિ કાબુ બહાર જતી રહી હોવાથી લશ્કરી સેનાપતિએ એની જવાબદારી લઈ લીધી છે.

'આગલા દિવસથી જ નાવિકોને પાણી અને ખોરાક અપાતાં બંધ થઈ ગયેલાં. એ ભૂખ્યા થયા હતા. એમને બહાર નીકળીને દેખાવો નહોતા કરવા પણ પોતાનું પેટ ભરવું હતું. પણ લશ્કરી ચોકિયાતોએ એમને કહ્યું કે, તમે પાણી પીવા બહાર આવશો તો પણ ગોળીએ દેશું. પછી નાવિકો ઝાલ્યા ન ઝલાયા. એ બહાર આવવા લાગ્યા. મેં એમને પાછા ધકેલવાનો પ્રયાસ કર્યો. ધક્કા મારતાં મારતાં મને મૂર્છા આવી ગઈ. તા. ૧૮મીથી ૨૧મી સુધીમાં મેં કાંઈ ખાધું નહોતું અને મારી શક્તિ ખલાસ થઈ ગઈ હતી.

'ગુંડાગીરી અટકાવવા માટે અમે અમારાથી બનતું કર્યું અને એમાં અમે સફળ પણ થયા વ્યવસ્થાની પુનઃસ્થાપના કરવાનું કામ એ લશ્કરી સેનાપતિએ નહોતું કર્યું. મને ખાતરી છે કે બે મહિના સુધી પ્રયત્ન કરવા છતાં એનાથી એ કામ ન થઈ શકત. નાવિકોનો જુસ્સો હું જાણું છું. સેનાપતિને તો ગોળીઓ ચલાવવી પડત. પણ સમિતિએ તેને મદદ કરી અને વ્યવસ્થા સ્થાપી દીધી. એને માટે અમને ઘણો સારો બદલો મળ્યો—જેલ!

'એડમિરલને મેં કહેલું કે, તમે લશ્કર ખસેડી લ્યો, કોઇ નાવિક બહાર નહિ નીકળે તેની જવાબદારી હું લઉં છું. પણ એ તો કહે કે એમને મળેલા હુકમમાં કાંઇ ફેરફાર થઈ શકે તેમ નહોતો. પછી જ્યારે 'કેસલ' બરાકમાં ગોળીબાર શરૂ થયા ત્યારે એડમિરલે મને કહ્યું કે, નાવિકો પાસે જાવ અને ગોળીબાર બંધ કરાવો. હું ગયો. નાવિકોને મેં બંદૂકો ચલાવવાનું કારણ પૂછ્યું. મને જવાબ મળ્યો કેઃ "અમે પાણી પીવા માટે બહાર નીકળવા જતા હતા ત્યારે સૈનિકોએ અમારી ઉપર ગોળીબાર કર્યો. એટલે પછી કેટલાક નાવિકોએ સામા ગોળીબારથી એનો જવાબ વાળ્યો. અમને થયું કે સરકારની જો એ જ તીતિ હોય કે અમને કાં તો ગોળીએ દેવા ને કાંતો ભૂખે–તરસે મારવા, તો પછી હથિયાર ઉઠાવીને સીધી રીતે જ શું કામ ન મરવું?"

' આને માટે હું લશ્કરી અધિકારીઓને જવાબદાર માનું છું... અને પછી, રાતના આઠ વાગે હું પાછો 'કેસલ' બરાકમાં ગયો, એમનાં હથિયાર લઈ લીધાં, દારૂગોળોભેગો કર્યો અને એક ખટારામાં ભરીને બહાર કાઢી એડમિરલને એ બધું સોંપી દીધું. આ બધું કર્યું તેના બદલામાં સત્તાવાળાઓએ કહ્યું: એને કેદમાં પૂરો.'

'કાકોરી' નામના સૈન્યવિખેરણી–મથકને સાક્ષીએ જાપાનીઓની કેદ–છાવણી સાથે સરખાવ્યું. સૈન્યમાંથી છુટા કરાયેલા માણસો માટે ત્યાં કોઈ જાતની સગવડ નહોતી. એમને ગળતા છોડી દેવામાં આવતા હતા.

*જજ–એડવોકેટ : રાજકારણને બળવા સાથે શો સંબંધ હતો?*

**જવાબ :** નાવિકો દેશવિદેશમાં ફરી આવ્યા હતા સ્વતંત્ર મુલક એટલે શું તે એમણે જોયું હતું. પોતાના વતનમાં એ પાછા ફર્યા ત્યારે એને પણ બીજા મુલકો જેવું બનાવવાની એમને ઇચ્છા થઈ આવી.

**સવાલ :** જો નાવિકોની કાંઈ ફરિયાદો ન હોત તો એકલા રાજકારણથી બળવો થયો હોત?

જવાબ : નાજી.

મે ૧ : સોમવાર

'તલવાર 'ના ટેલીગ્રાફિસ્ટ હેલ્મ્સે પોતાની જુબાનીમાં જણાવ્યું કે, 'નવ વરસ સુધી અફસરોને હાથે નાવિકોને થયેલા અન્યાયો અને એમની એકઠી થયેલી ફરિયાદોને પરિણામે આખરે બળવો થયો હતો. હિંદી નૌકાદળનું સંચાલન કાયમી અફસરોના હાથમાં હોય છે અને શિસ્તના ઓઠા હેઠળ એમણે અનેક સિતમો ગુજાર્યા છે. બળવાને માટે મુખ્યત્વે આ અફસરો જ જવાબદાર છે.'

શ્રી મહાજનના પ્રશ્નોના જવાબમાં સાક્ષીએ નાવિકો સાથે થયેલા ગેરવર્તાવના કેટલાક દાખલા ટાંક્યા : નબળા મગજવાળા એક નાવિકને પરીક્ષામાં નાપાસ થવા માટે વારંવાર સજાઓ કરવામાં આવેલી. 'તલવાર 'ના બીજા એક બેનરજી નામનાં નાવિકને 'કામમાંથી છટકવા માંદગીનો ઢોંગ કરવા બદલ' ૬૦ દિવસની સખત સજા વેઠવી પડી હતી. જેકસન નામનો એક નાવિક વારંવાર કારાવાસ વેઠીને ગાંડો બની ગયો હતો. મથકના તબીબી અફસરે એને તપાસેલો અને એ ગાંડો બની ગયો છે એવું નિદાન કપલું. તે પછી એ નાવિકને નોકરીમાંથી છુટો કરવામાં આવેલો. મથકના એક કમાન્ડર નાવિકોને સજા કરવામાં એટલા બધા કડક હતા કે નાવિકો એને 'નૌકાદળનો જલ્લાદ' કહેતા. સાક્ષીએ હજારેક નાવિકોને સજા થતી જોયેલીઃ તેમાથી ઓછામાં ઓછા પચ્ચીસ તો બિલકુલ નિર્દોષ હતા. 'નૌકાદળના જલ્લાદ 'નો વહીવટ દરમિયાન ૩૦ માણસો નોકરીમાંથી નાસી છૂટેલા. જે ન ભાગતા એમને જેલમાં જવું પડતું સજાઓ ,એવી સખત થતી કે એને ન સહી શકનાર એક જુવાન નાવિક એક દિવસ મથકના ઊંચા સ્તંભ ઊપર ચઢી ગયો અને ત્યાંથી પડીને આપઘાત કરવા તત્પર બન્યો. પણ અફસરોએ એને પટાવીને નીચે ઉતાર્યો અને નોકરીમાંથી તરત જ

છૂટો કરવાનું વચન આપ્યું. પછી એ નાવિક નીચે ઊતર્યો કે તરત જ એને જેલ–કોટડી ભેગો કરવામાં આવેલો. ૧૯૪૦–૪૧માં એક નાવિકે તો રીતસર આત્મહત્યા કરેલી. એ બનાવ સાક્ષીએ પોતાની નજરે જોયેલો નહિ પણ એને વિશે નજરે જોયેલી માહિતી ર્ઇસાક નામનો એક માણસ આપી શકે તેમ છે.

(એ માણસને જુબાની આપવા હાજર કરવાનું ફરમાન તપાસ-—સમિતિએ કર્યું.)

સાક્ષીએ વધુમાં કહ્યું કે મેકરેવીશ નામના એક લેફ્ટનન્ટને નાવિકોને હમેશાં ‘હરામજાદાઓ’ કહીને સંબોધવાની આદત હતી.

હિંદી નૌકાદળ (મુંબઈ)ના ચીફ સ્ટાફ ઑફિસર કૅપ્ટન નોટના સવાલના જવાબમાં સાક્ષીએ જણાવ્યું કે, ‘મારા દેશની સેવા કરવા માટે અને નૌકાદળમાં અપાતો પગાર મેળવવા માટે હું નૌકાદળમાં જોડાયેલો......નામદાર શહેનશાહ અને તેમના વારસદારોની હું વિશ્વાસપૂર્વક અને આજ્ઞાંકિતપણે સેવા બજાવીશ એવી કોઈ પ્રતિજ્ઞા ઉપર મેં નૌકાદળમાં જોડાતા અગાઉ સહી કરેલી નથી......મેં તો બહુ ઓછું સહન કર્યું છે. પણ બીજા જુવાનોને સહન કરતાં, અન્યાયો સહન કરતાં મેં જોયા છે. એટલે જ આખરે મેં એ જુવાનો સાથે જોડાવાનું નક્કી કર્યું.’

‘જમના’ જહાજના નાવિક બંસીલાલે તપાસ–સમિતિને જણાવ્યું કે, ‘કેટલીક વાર શાહી નૌકાદળનાં અને હિંદી નૌકાદળનાં જહાજો પડખોપડખ નાંગરેલાં હોય ત્યારે શાહી નૌકાદળના અફસરો હિંદી નાવિકોને મળવા આવતા. એ ઘણા માયાળુ ને વિનયશીલ હતા અને નાવિકો સાથે ખુલ્લા દિલથી વાતો કરતા. શાહી નૌકાદળના અને હિંદી નૌકાદળના અફસરોના વર્તનમાં દેખીતો તફાવત હોય છે. હિંદી નૌકાદળના અફસરો માને છે કે જુવાનો ઉપર કાબૂ

રાખવાનો એક માત્ર રસ્તો દાબ બેસાડવાનો અને ધમકી દેવાનો છે. હું માનું છું કે કમાન્ડિંગ અફસરનું કામ સામાન્ય રીતે નાવિકોની સંભાળ રાખવાનું અને તેમની ફરિયાદોનો નિકાલ લાવવાનું હોવું જોઈએ. પણ કમાન્ડિંગ અફસરો તો પોતાનો સમય છોકરીઓ સાથે હરવાફરવામાં અને દારૂ પીવામાં જ વીતાવતા હોય છે.'

**મે૦ જ૦ રીઝ** : કેબિનોના એકાંતમાં છોકરીઓ સાથે મોજ ઉડાવવા અને દારૂ પીવા સિવાય બીજું કાંઈ જ ન કરતા હોય એવા અફસરોનાં નામ તમે મને જણાવશો ?

એવા ત્રણ અફસરોના નામ બંસીલાલે આપ્યાં. વધુ ઊલટ-તપાસમાં એમણે જણાવ્યું કે, ' મેં જેની ઉપર અઢી–ત્રણ વરસ કામ કર્યું છે તે ' જમના ' જહાજે પોતાનો ઘણોખરો સમય સમુદ્રમાં જ વિતાવ્યો છે અને લડાઈમાં સુંદર કામગરી બજાવી છે. એ ઘણા બંદરોમાંથી પસાર થઈ ચૂકેલ છે. કોલંબો બંદરેથી અફસરોને જહાજ ઉપર છોકરીઓ લઈ આવતા મેં જોયા છે.'

' તલવાર 'ના પેટી ઑફિસર ચેટરજીએ તે પછી જુબાની આપતાં કહ્યું કે, ' બળવામાં મેં કોઈ ભાગ લીધો નહોતો; કારણ કે તે વખતે હું રજા ઉપર હતો. પણ બળવાનું સૌથી મહત્ત્વનું કારણ તો સૈન્યભરતી-ખાતાના અમલદારોએ જે ડંફાસો મારેલી તે જ છે.'

તે પછીના સાક્ષી લેફ્૦ અર્જુન સિંઘની ઊલટતપાસ બેએક કલાક સુધી ચાલી. ૧૯૪૪થી સાક્ષી ' કેસલ ' બરાકમાં ડિવિઝનલ અફસરપદે હતા. એમણે કહ્યું કે, ' નાવિકોએ દર્શાવેલા કારણો બળવો કરવા માટે વાજબી નથી. ' ખરાબ ખોરાક, અફસરોનો ગેરવર્તાવ કે સૈન્યવિખેરણી પછીના પુનર્નિયોજનની ખામી અંગે મને કોઈએ ચોક્કસ ફરિયાદો કરી નથી. એ ફરિયાદો તો બળવાની શરૂઆત

પછી આગળ ધરવામાં આવી છે. બળવાની અગાઉ ખોરાક બરાબર ન રંધાયાની અને ચોખા તથા આટાની જાત વિશે કોઈ કોઈ વાર ફરિયાદો કરાયેલી, પણ એ ચોક્કસ પ્રકારની નહોતી. જ્યારે જ્યારે હું અફસર તરીકેની ફરજ પર હોઉં ત્યારે મારી પાસે આવવાની નાવિકોને છૂટ હતી, પણ બળવા અગાઉના છેલ્લા એક વરસ દરમિયાન ખોરાકની ખરાબ બનાવટ અને જાત વિષે મને માત્ર બે ફરિયાદો મળેલી.'

સવાલ : એ ફરિયાદોનો નિકાલ કરવા તમે શાં પગલાં લીધેલાં ?

જવાબ : મેં પોતે ખોરાક ચાખી જોયેલો અને રસોઈઆઓને વધુ ધ્યાન રાખવાની સૂચના આપેલી. પરિણામે તે પછીને દિવસે ખોરાક ચોક્કસ વધુ સારો બનેલો......૧૯મી ફેબ્રુઆરીની સવારે 'કેસલ' બરાકને દરવાજે ઉશ્કેરાયેલા નાવિકોનું એક ટોળું ભેગું થયેલું મેં જોયું. એમાંના થોડા નાવિકો બીજાઓને હડતાલ ઉપર જવા સમજાવતા હતા. મેં નાવિકોને પૂછ્યું કે, આ બધી શી ધમાલ છે ? એટલે એમણે મને 'ફ્રી પ્રેસ જર્નલ'ની એક નકલ બતાવી. એમની ફરિયાદો શી છે તે મને ન કહ્યું. માત્ર એટલું જ કહ્યું કે, 'તલવાર'ની અને અમારી ફરિયાદો એકસરખી છે. પાછળથી, હાથમાં લાકડીઓ લઈ લઈને એ બરાકની બહાર નીકળી પડ્યા. મેં એમને ચેતવ્યા કે દરવાજા બહાર જો દેખાવો કરશો, તો સત્તાવાળાઓ કદાચ તમારી ધરપકડ કરશે. ઘણાખરા નાવિકો હડતાલમાં જોડાવા ઉત્સુક નહોતા, પણ ધમકીને વશ થઈને એ જોડાયા હતા.

સવાલ : તમે કહો છો કે બળવો કરવા માટે નાવિકોએ દર્શાવેલાં કારણો સાચાં નથી. નાવિકો એમ કહે છે કે સૈન્યભરતી-ખાતાના અમલદારે મારેલી ડંફાસોને કારણે એ નૌકાદળમાં જોડાયેલા. તમને એ વાત વાજબી લાગે છે ?

જવાબ : હા, હું એની સાથે સમંત થાઉં છું. સૈન્યભરતી વખતે અને પુનર્નિયોજન અંગે એમને અપાયેલાં વચનોને પરિણામે નાવિકો નિરાશ થયા હોય એ બળવાનું એક કારણ હોઈ શકે. તે ઉપરાંત, એમનામાં આવેલી રાજદ્વારી જાગૃતિ પણ એક અગત્યનું કારણ ગણી શકાય; કારણ કે એમની માગણીઓમાં આઝાદ હિંદ ફોજનો છુટકારો અને ઈન્ડોનેશિયામાંના હિંદી સૈનિકોને પાછા બોલાવી લેવાની વાત શામિલ હતી. તે ઉપરાંત તેઓ કોંગ્રેસના અને લીગનાં સૂત્રો પણ પોકારતા હતા અને અંગ્રેજો સાથે સમાન દરજ્જો માગતા હતા......'કેસલ' બરાકમાંના અફસરો ગેરવર્તાવ રાખતા નહોતા. બેશક, ત્યાં શિસ્ત ઘણી કડકપણે જળવાય છે અને એને કદાચ 'ગેરવર્તાવ' ગણાવવામાં આવી હશે......સમિતિ સમક્ષ જુબાની દેવા માટે મારા કમાન્ડિંગ અફસરે મને પસંદ કરેલો, પણ હું અહીં કઈ જાતનું નિવેદન કરવાનો છું તે મને પૂછવામાં આવ્યું નહોતું.

શ્રી મહાજનની ઊલટતપાસમાં સાક્ષીએ જણાવ્યું કે, "નૌકાદળમાં જોડાયા અગાઉ હું પંજાબની પોલીસમાં ફોજદાર હતો. હું માસિક ૪૫ રૂપિયાના પગારથી પોલીસખાતામાં જોડાયેલો અને ૧૯૪૪ના જુનમાં મેં એ છોડયું ત્યારે મારો પગાર રૂા. ૧૩૫ હતો. નૌકાદળમાં દાખલ થયા પછી 'ફિરોઝ'માં મેં ચાર માસની તાલીમ લીધી. તે પછી મને રૂા. ૪૫૫ના પગારથી સબ–લેફ્ટનન્ટ બનાવાયો. આજે સંપૂર્ણ લેફ્ટનન્ટ તરીકે મને માસિક ૮૦૦ રૂપિયા મળે છે.'

સવાલ : 'કેસલ' બરાકમાંના નાવિકોને અપાતો ખોરાક તમે કેટલી વાર ચાખેલો છે?

જવાબ : ૭–સાત વાર.

સવાલ : તમને જો ત્રણ મહિના સુધી સતતપણે ખરાબ ખોરાક અપાય તો તમે બળવો કરો કે નહિ?

જવાબ : ના હું મારા ઉપરીઓને ફરિયાદ કરું.

સવાલ : અને જો તેઓ પણ આ બાબતમાં કાંઈ કરે નહિ તો?

જવાબ : તો હું મારા કિસ્મતમાં જે મંડાયુ હોય તે વેઠી લઉં.

સવાલ : નોકરીમાંની એમની હાલતથી નાવિકો બહુ ખિન્ન બન્યા હતા એવો ખ્યાલ તમને કદી આવેલો ખરો ?

જવાબ : તેઓ બહુ ખિન્ન નહોતા.

સવાલ : તેઓ બહુ જ અસંતુષ્ટ હતા ખરા ?

જવાબ : મારા મત પ્રમાણે નાવિકોનો ૭૫ ટકા ભાગ સંતોષી હતો.

સવાલ : 'કેસલ' બરાકના ૧૫૦૦ માણસોમાંથી ૮૦ ટકા ભાગને નોકરીમાંથી છૂટા કરવામાં આવનાર હોય અને પુનર્નિયોજનની કોઈ યોજના વિના એમને રઝળતા મૂકનાર હોય તે છતાં પણ તેઓ સંતોષી છે એવી તમારી માન્યતા ચાલુ રહે છે ?

જવાબ : બળવા વખતે ૧૫૦૦માંથી માત્ર ૨૦૦ ને જ છુટા કરવામાં આવનાર હતા.

સવાલ : ૨૮,૦૦૦ નાવિકોમાંથી માત્ર ૪૦૦૦ને જ નોકરીમાં ચાલુ રાખવાના છે એ વાતથી તમે અજાણ્યા છો ?

જવાબ : નાજી, હું એ જાણું છું......મારો મત એવો છે કે ઘણાખરા નાવિકોએ બળવા પછી પોતાની ફરિયાદો ઉપજાવી કાઢી છે. કુલ નાવિકોનો ૧૫-૨૦ ટકા ટકા ભાગ સુશિક્ષિત છે અને રાજદ્વારી વાતાવરણને પરિણામે એમનું મગજ અસ્થિર બન્યું

છે. શાહી વિમાની દળની એક છાવણીમાં જાગેલી અશાંતિને માટે 'બળવા'ને બદલે 'હડતાલ' શબ્દનો ઉપયોગ થયો હતો તેની પણ તેમના મગજ ઉપર અસરં થયેલી. પેલાઓની માફક એમની સામે પણ કાંઈ પગલાં ભરવામાં નહિ આવે એમ તેઓ માનતા હતા. આમપ્રજાએ હડતાલિયાઓ માટે ઘણી હમદર્દી બતાવી તેની પણ અસર હતી...બળવાનું સંચાલન બહારથી થતું હતું અને બહારના માણસો એને મદદ કરી રહ્યાં હતાં. ૧૯મી ફેબ્રુઆરીની સવારે 'કેસલ' બરાકના મુખ્ય દરવાજા સામેની મ્યુઝીઅમની દીવાલ ઉપર મેં એક ભીંતપત્ર જોયેલું. એમાં લખેલું કે "હિંદી નાવિકો શુરવીર છે;અને આ કાર્ય પોતાની માતૃભૂમિ કાજે કરી રહ્યા છે." આ ભીંતપત્ર સામ્યવાદીઓએ બનાવેલું એમ હું માનું છું. બીજા અફસરો પણ એમ માને છે.

**શ્રી ફેઝલઅલી**: એ ભીંતપત્ર સામ્યવાદીઓનું હતું એમ તમે શા ઉપરથી ધાર્યું.

**જવાબ**: એ તો માત્ર એક કલ્પના હતી.

**શ્રી મહાજન**: સામ્યવાદી એટલે શું?

**જવાબ**: રશિયન દષ્ટિબિંદુ ધરાવનારો વ્યક્તિ.

**સવાલ**: પણ તમે કાંઈ સામ્યવાદી સાહિત્ય વાંચ્યું છે ખરું? અને સાચો સામ્યવાદી કોણ કહેવાય તે તમે જાણો છો?

**જવાબ**: હું નથી જાણતો.

**શ્રી મહાજન**: તો પછી તમારા કથનને કાંઈ મહત્ત્વ આપી શકાય નહિ.

(શ્રી ફઝલઅલીએ એવો ચુકાદો આપ્યો કે સાક્ષીનું આ કથન લક્ષ્યમાં લેવાવું જોઈએ.)

**શ્રી મહાજન :** બળવાને બહારના આગેવાનો મદદ કરતા હતા એ તમે શા આધારે કહો છો ?

**જવાબ :** મેટ્રો સિનેમા નજીક બે શહેરીઓએ મને મારી ટોપી અને ખભાના બિલ્લા ફગાવી દેવાનું કહેલું, પણ મેં એમ કરવાની ના પાડેલી. એ ઉપરથી મેં માન્યું કે બહારનાં બળો પણ પોતાની અસર બળવા ઉપર પાડી રહ્યાં છે. ઉપરાંત બળવાના દિવસની સવારે નાવિકોએ પોતાની ફરિયાદોની ટીપ નક્કી કરી નહોતી પણ સાંજના એ બહારથી પાછા ફર્યા તે પછી જ કરેલી, તેથી મેં ધાર્યું કે એ ફરિયાદ ઉપજાવી કાઢનારા રાજદ્વારી આગેવાનોને તેઓ મળી આવ્યા હશે...... જો કે એને બદલે એમણે 'તલવાર'ના નાવિકો સાથે મસલત કરી હોય એ પણ બનવાજોગ છે.

**શ્રી મહાજન :** સવારે નાવિકોએ તમને કાંઈ ન કહ્યું કારણ કે એક ઉચ્ચ અફસરના કહેવા મુજબ, નાવિકો હિંદી અફસરોને દ્રોહીઓ ગણે છે—એ ખ્યાલ તમને ન આવ્યો ?

**જવાબ :** હું ધારું છું કે સવારે એમને પોતાને જ એમની ફરિયાદોનું ભાન નહોતું.

તે પછી નૌકાદળ વતી એક અફસરે જણાવ્યું કે હિંદી નૌકાદળનું સંખ્યાબળ ઘટાડીને ૪૦૦૦ સુધી લઈ જવાનું નથી પણ અત્યારના ૨૨,૦૦૦માંથી ઘટાડીને ૧૧,૦૦૦ કરવાના છે.

આજના છેલ્લા સાક્ષી ખોકળે નામના પૂનાવાસી બ્રાહ્મણ હતા. ૧૯૪૨માં ભરતી થયેલા એ નાવિકે કહ્યું કે, 'હું બળવામાં નહોતો જોડાયો કારણ કે મને એમ કરવાની તક મળી નહોતી......પેટી ઑફિસર અલી મહમ્મદે મારી જનોઈ કાપી નાખી તેથી મારી ધાર્મિક લાગણીઓ દુભાયેલી. ડેક વાળવાનું અને ધોવાનું કામ કરીને નૌકાદળમાં મારે મારી જાતને હલકી બનાવવાની છે એવી મને ખબર

હોત તો મારા જેવો બ્રાહ્મણ એમાં કદી જોડાત જ નહિ......એક વાર અમારા જહાજમાં સુવાની જગ્યામાં દરિયાનું પાણી ભરાઈ ગયેલું તેથી હું ડેક ઉપર સૂતેલો ત્યાં લેફ્૰ બ્રોન્ડે મને લાત મારેલી.

## ૯. 'હાડમારીઓનું મૂળ ગુલામીમાં છે'

**મે ૭ : મંગળવાર**

૨૧ વર્ષ પહેલાં નૌકાદળમાં પાંચ રૂપિયાના પગારથી દાખલ થઈને આજે **'તલવાર'**ના રેગ્યુલેટિંગ અફસરપદે પહોચીને મહિને રૂા. ૬૫૦નો દરમાયો મેળવનાર સુલેમાન ફકીરે જુબાની આપતાં કહ્યું કે :

'સમિતિ સમક્ષ જુબાની આપવા હું મારી સ્વેચ્છાથી આવ્યો છું. હું રત્નાગિરિ જિલ્લામાંથી આવું છું અને ૧૯૨૪માં હું નૌકાદળમાં જોડાયેલો. ૧૯૪૧માં 'તલવાર' અસ્તિત્વમાં આવ્યું ત્યારે હું એમાં જોડાયો. 'તલવાર'માં આવેલા ૧૨૦૦ નાવિકોનો મોટો ભાગ સુશિક્ષિત હતો. નૌકાદળમાં જોડાયા પછી હું અંગ્રેજી શીખ્યો છું પણ નાવિકો અને અફસરો સાથે સામાન્ય રીતે હું ઉર્દૂમાં વાતચીત કરું છું. મેં દરિયાઈ જહાજો ઉપર કામ કર્યું નથી, તેમ આ લડાઈ દરમિયાન જંગમાં ભાગ લીધો નથી.'

હિંદી નૌકાદળમાં ખોરાક કઈ રીતે આવે છે તેની વિગતો આપતાં એમણે જણાવ્યું કે, 'અગાઉ એ બજારમાંથી સીધો ખરીદાતો, પણ હવે એ લશ્કરના ગોદામોમાંથી આવે છે. અગાઉના વખતમાં હલકી જાતનો માલ આવે તો તે પાછો મોકલાતો અને વેપારીઓ એ લઈ લેતા. પણ લશ્કરી ગોદામમાં જો માલ પાછો મોકલાય તો એ કહેતા કે, જોઈતો હોય તો આ લઈ જાવ, નહિ તો બીજો નથી. ગોદામમાંથી ચોખા,

લોટ, ઘી વગેરે પદાર્થો લાવવા માટે અઠવાડિયે એક વાર નૌકાદળના એક અફસર જતા, અને શાક કે માંસ જેવી બગડી જાય તેવી ચીજો લેવા રોજ એક કારકુન જતો. ગોદામમાંથી મળતો માલ જો બરોબર ન હોય તો તે લેવાની ના પાડી શકાય છે, પણ કારકુન એમ કરતાં ડરતો; કારણ કે એના અફસરના ઠપકાની એને બીક લાગતી....પૂરવઠા ખાતાના અમલદારો રસોઈઆઓને ચોખા બરાબર સાફ કરવાની સૂચના આપતા. પણ રસોઈઆઓ સારા નહોતા અને એમની સામે અનેક ફરિયાદો થતી. ચોખામાં બહુ વધારે પડતા કાંકરા હોવાની ફરિયાદ રસોઈઆઓ પણ કરતા. દક્ષિણી નાવિકોને ચોખા ભાવે છે, જ્યારે ઉત્તર હિંદુસ્તાનીઓ રોટલીના શોખીન હોય છે. પણ એનો કાંઈ ખ્યાલ રાખ્યા વિના એ બધાયને સવારે ચોખા અને સાંજે રોટલી અપાતી. એથી પણ નાવિકોના દિલમાં રોષ પેદા થયો હશે... નૌકાદળમાં મને લગભગ બાવીસ વરસનો અનુભવ છે તે ઉપરથી મારો મત એવો બંધાયો છે કે ભણેલાઓ લશ્કરી કામગરી માટે લાયક નથી હોતા. હું હવે બુઢ્ઢો થયો છું એટલે નાવિકો મને 'દાદા' કહે છે અને પોતાના દિલની વાતો મને પ્રેમથી સંભળાવે છે. એમાંના ઘણાખરાએ મને કહ્યું છે કે સૈન્યભરતીખાતાના અમલદારે એમને સાવ ઊંધે રસ્તે દોર્યા હતા અને નૌકાદળમાં દાખલ થતાં જ એમનો ભ્રમ ભાંગી ગયો હતો. એક દિવસ, કેટલાક નાવિકોએ એલ્યુમિનિયમનાં વાસણમાં ભોજન લીધું અને પછી એ સાફ કરવાની ના પાડી. એ કહે કે, અમે ભરતી થયા ત્યારે આવું બધું કામ અમારે કરવું પડશે એવુ અમને કોઈએ કહ્યું નહોતું. વાસણને લાત મારીને એ તો ચાલ્યા ગયા. એ મને કહેતા કે, આવાં હલકાં કામ કરાવવા માટે અમારાં માબાપે અમારા શિક્ષણ પાછળ હજારો રૂપિયા નથી ખરચ્યા. ચીફ અને પેટી અફસરોનાં જમવાનાં વાસણો માંજવાનું કામ રોજ બે-ત્રણ નાવિકોને સોંપાતું. એની સામે પણ ઘણો વિરોધ થયેલો. પોતાનાં વાસણો ન ઉટકનારા પેલા નાવિકોને ૯૦ દિવસની સખત

સાથે સોએક નાગરિકો પણ હતા. એ સો માણસો તો રસ્તા ઉપર ભેગું થઈ ગયેલું ટોળું જ હોય અને નાવિકોની સાથે જવામાં એમનો ખાસ કોઈ ઈરાદો ન હોય એ બનવાજોગ છે. બળવામાં બહારથી કોઈની ઉશ્કેરણી હતી કે નહિ તે હું કહી શકું નહિ. પણ પ્રતિબંધો એવા કડક હોય છે કે બહારનો કોઈ માણસ અંદર આવીને નાવિકોને અસર કરી શકે એ બનવાજોગ નથી.

શ્રી પુરુષોત્તમદાસના જવાબમાં સાક્ષીએ કહ્યું કે, '૧૯૪૨ કે ૧૯૪૩માં કોઈએ આપઘાત કરેલો એમ મેં સાંભળ્યું છે, પણ તે વખતે હું રજા ઉપર હતો.'

'તલવાર'ના મુખ્ય ટેલીગ્રાફિસ્ટ અલિફ-ઉદ્-દીને પોતાની જુબાનીમાં જણાવ્યું કે, 'નૌકાદળમાંની મારી આઠ વર્ષની નોકરી દરમિયાન ખોરાક કદી સારો નહોતો. અફસરોને ફરિયાદ કરવાથી પરિસ્થિતિ સુધરતી નહિ. આજે બળવા પછી પણ, ઝાઝો સુધારો નથી થયો... શાહી નૌકાદળના નાવિક કરતાં હિંદી નાવિકને ઓછો પગાર શા માટે મળવો જોઈએ તે હું સમજી શકતો નથી; કારણ કે, બ્રિટિશ નાવિક કરતાં બમણું કામ કરવાની શક્તિ હિંદી નાવિકમાં હોય છે.'

સવાલ : તમારા એ કથનનું સમર્થન કરશો?

જવાબ : હા. મુંબઈમાં હું સંદેશાઓ ઝીલવાનું કામ કરતો અને કોઈ કોઈવાર લાગલાગટ ૧૬ કલાક સુધી કામ કરતો. પણ કોલંબોમાં મેં જોયેલું કે એટલું કામ કરવા માટે બે બ્રિટિશ નાવિકોની જરૂર પડતી...હિંદી નૌકાદળમાં આવડત અને સખ્ત કામગરીથી બઢતી નથી મળતી. એ તો જે 'મસ્કા-પાલીસ' (ખુશામત) કરે કે બહુ કામ કર્યાનો દેખાવ કરે અને અફસરો પાસે દોડયા દોડયા જાય એમને જ ઝડપી બઢતી મળતી હોય છે...નૌકાદળનો કેન્દ્રીન વિભાગ સૌથી

વિશેષ અસંતોષકારક હોય છે, કારણ કે એનું સંચાલન કરનારા અફસરો પોતાને ફાવે તેમ વર્તતા હોય છે. 'ડેલહાઉસી'માં સારામાં સારી જાતની સિગારેટો અફસરો માટે જૂદી રખાતી અને નાવિકોને હલકી જાતથી સંતોષ માનવો પડતો. 'તલવાર'ના કેન્ટીનમાં કેટલીક વસ્તુઓના ભાવ ગામના ભાવ કરતાં પણ વધુ હતા. અફસરોને કોઈ પૂછે તેમ નહોતું. એકવાર મેં પોતે દરખાસ્ત કરેલી કે નાવિકોની સમિતિ બનાવીને કેન્ટીનોનો વહીવટ એના હાથમાં મૂકવો. બીજાઓએ પણ પ્રસંગોપાત એવી અરજીઓ કરેલી. પરંતુ એને કાંઈ ગણતરીમાં લેવાઈ નહોતી.

('તલવાર'ના કેન્ટીને કેટલો નફો કર્યો છે તેની તપાસ કરવાનું વાઇસ-એડમિરલ પેટર્સને જજ-એડવોકેટને કહ્યું.)

શ્રી પુરુષોત્તમદાસના સવાલના જવાબમાં સાક્ષીએ કહ્યું કે, 'તલવાર'ના કમાન્ડિંગ અફસર કમાન્ડર બર્ડ પાસે જઈને મેં કહ્યું કે, આ સમિતિ સમક્ષ મારે જુબાની આપવી છે, એટલે મારી જુબાનીનું એક સંપૂર્ણ નિવેદન રજુ કરવાનું એમણે મને જણાવ્યું. મેં એમને મારા નિવેદનનો માત્ર સારભાગ જણાવ્યો અને કહ્યું કે મારી ફરિયાદો સંપૂર્ણપણે તો હું ફક્ત સમિતિ સમક્ષ જ રજુ કરીશ. એટલે વાઈસ-એડમિરલે ધમકીભર્યા અવાજે મને કહ્યું કે, "બહુ સારું, જો તમારે આ જ નિવેદન કરવાનું હોય તો તો પછી દેખીતું જ છે કે નૌકાદળમાં રહેવાની તમારી ઈચ્છા નથી. હું જાણું છું કે તમે આ નોકરીથી કંટાળી ગયા છો. તમારે જો નીકળી જવું હોય તો એ ઘણું સહેલું છે." કમાન્ડર બર્ડ એમ માને છે કે જે કોઈ વણમાગી જુબાની દેવા જાય તેની ઈચ્છા નૌકાદળમાંથી નીકળી જવાની હોય છે. પણ મારે તો નોકરીમાં રહેવું છે.'

**શ્રી આયંગર:** એ અફસરે તમને જુબાની ન આપવાનું સમજાવવા કોશિશ કરેલી કે?

જવાબ: એમના વર્તન ઉપરથી મને લાગ્યું કે એમની ઇચ્છા હું જુબાની ન આપું એવી હતી. અકરામ નામના બીજા નાવિકને પણ એમણે એ જ શબ્દો કહેલા તે હું જાણું છું. તે પછી, પરિણામથી ડરી જઈ ને બે નાવિકોએ પોતાની જુબાની આપવાનું અને નિવેદનો ઘડવાનું માંડી વાળેલું.

'તલવાર'ના એક ટેલીગ્રાફિસ્ટ ખાને રંગભેદની નીતિના પોતાને થયેલા અનુભવો ટાંકતાં કહ્યું કે, 'ઇસ્ટબુર્ન (ઇંગ્લંડ)ના એક કેન્ટીનમાં હિંદીઓને 'કાળિયાઓ' કહીને ઓળખાવાતા. મોમ્બાસામાં મને કહેવામાં આવેલું કે હિંદી નૌકાદળના માણસોને ત્યાંના કેન્ટીનો વાપરવાની મનાઇ છે. કોલંબોમાં પણ એવું જ બનેલું... શાહી નૌકાદળના માણસો હિંદુસ્તાન આવે ત્યારે એમને 'ગરમ પ્રદેશનું ભથ્થું' મળતું હોય છે. પણ હું ઇંગ્લંડ ગયો ત્યારે મને 'ઠંડા પ્રદેશનું ભથ્થું' નહોતું મળ્યું.'

હિંદી નૌકાદળમાંથી તાજા જ બરતરફ કરાયેલા અકરામ નામના નાવિકે પોતાની જુબાનીમાં કહ્યું કે, 'નૌકાદળમાં જોડાઇને મેં મારી કારકિર્દી ધૂળમાં મેળવી છે. જલંદરની એક નિશાળમાંથી તાજો જ બહાર આવેલો હું ૧૯૪૦માં સૈન્યભરતીખાતાના અમલદારના પ્રચારમાં ફસાયો. એમણે મને સારી નોકરી, બહુ સરસ ખોરાક, પહેલા વર્ગની મુસાફરી અને બીજી ઘણી સગવડોની લાલચ આપી. પણ એમાંથી કાંઈ સાચું ન પડ્યું. એ અફસરે તો એટલી હદ સુધી કહેલું કે, શાહી હિંદી નૌકાદળમાં તમારે શાહી જિંદગાની ગુજારવાની આવશે અને પંદર વરસમાં તો તમે એડમિરલ બની જશો. હું નાનો છોકરો હતો એટલે મને એ બધું સાચું લાગ્યું, અને મારા પિતાની ઇચ્છા વિરુદ્ધ હું ભરતી થઈ ગયો...નૌકાદળમાં બધા નાવિકોને એકીસાથે નાગા નાગા નહાવાનું હોય છે એ સાંભળીને હું તો દિંગ થઇ ગયેલો. પોતાની નગ્નતા છુપાવવા જે છોકરાઓ લંગોટ જેવું કાંઇ

પહેરીને નહાતા તેમને અમારા કમાન્ડિંગ અફસર સજા કરતા ...નૌકા-દળમાં કામ કરતા ૧૮ વર્ષની નીચેના નાવિકોને ' છોકરા ' ગણવામાં આવે છે, અને પુખ્ત વયના નાવિકો જેટલું જ કામ એ કરે છતાં એમને પગાર ઓછો અપાય છે... એક વાર અમારા વહાણ ઉપરથી ઉતરાણનો અખતરો કરવા ૧૦૦ અમેરિકનો જહાજ ઉપર આવેલા. દરિયો ઘણો તોફાની હતો અને છતાં અમારા કમાન્ડિંગ અફસર એ પ્રયોગ પાર પાડવા વિશે મક્કમ રહ્યા. તે પછી ચાર હોડીઓ દરિયામાં ઉતારાઇ. એમાંની એકને સુકાન પણ નહોતું. પરિણામે એ હોડી ઊંધી વળી ગઈ અને આઠ અમેરિકનો તથા બે હિંદીઓ ડૂબી મૂઆ. મરનારમાંનો એક મારો ખાસ મિત્ર હતો. એના કુટુંબને કાંઈ ' કમ્પેનસેશન ' ( બદલો ) અપાયેલ નહિ. અરે, એનો સરસામાન સુદ્ધાં લીલાંઉ કરી નખાયેલો....કેરોમાં એક વાર અમને અફસરો માટે ચા બનાવવાનું કહેવામાં આવેલું. એક નાવિકે " હું કાંઈ બબરચી નથી " એમ કહીને એ કામ કરવાની ના પાડી એટલે એને એક માસની કેદ મળેલી.'

મે ૮ : બુધવાર

નૌકાદળમાંથી હડતાલ બાદ બરતરફ કરાયેલા ટેલીગ્રાફિસ્ટ અબ્દુલ ગફુર આલમગીરે તપાસ-સમિતિ સમક્ષ પોતાની ફરિયાદોની એક લાંબી યાદી રજૂ કરી. ઓછા પગાર વિષે બોલતાં એમણે કહ્યું કે :

'સીલોન, બરમા અને સામાલીલેંડના નૌકાદળો કરતાં હિંદી નૌકાદળમાં નાવિકોને ઓછો પગાર મળે છે તેનું કારણ એ નથી કે અમારું જીવનધોરણ નીચું છે. અમે એક ગુલામ પ્રજા છીએ એ જ એનું સાચું કારણ છે.'

રંગભેદના પોતાને થયેલા અનુભવો સાક્ષીએ વર્ણવ્યા : '૧૯૪૩માં એકવાર હું ઇરાનમાંની એક બ્રિટિશ ઇસ્પિતાલમાં હતો ત્યારે ત્યાંના કેટલાક અંગ્રેજ તબીબી-મદદનીશોએ મારી સારવાર કરવાની ના

પાડેલી. મારી નોકરી દરમિયાન આવા તો મને અનેક અનુભવો થયા છે અને મારા દિલ ઉપર એની ઘણી ઊંડી અસર થઈ છે.'

સાક્ષીએ હડતાલમાં ભાગ નહોતો લીધો છતાં એમને 'લાયકાત વિનાના'-ના શેરા સાથે નોકરીમાંથી છૂટા કરવામાં આવ્યા હતા. એ શેરાને કારણે એમને હવે કયાંય નોકરી મળતી નથી.

'જમના'ના તોપચી અલ્લા દીત્તાએ જુબાની આપતાં કહ્યું કે, '૧૯૨૮માં હું કિશોરવયે નૌકાદળમાં જોડાયેલો. આજે મને રૂા. ૭૫૦ નો પગાર મળે છે......નાવિકોના મતે ફેબ્રુઆરીની ૧૮મી અને તે પછીના બનાવો 'હડતાલ' હતી, જ્યારે અફસરો એને 'બળવો' કહે છે. મેં હિંદુસ્તાનમાં ઘણા બળવા જોયા છે પણ આ બળવો તો સૌથી મોટો હતો. ફેબ્રુઆરીની ૧૭મીએ '*તલવાર*'*ના જે નાવિકો ઉપવાસ ઉપર ઊતરેલા તેમની સાથે* મીઠાશથી કામ લેવાયું હોત તો વાત આગળ વધી ન હોત. મને પોતાને આ નોકરીથી કાંઈ અસંતોષ નથી. નાવિકોએ ખોરાક વિષે જે ફરિયાદો કરી છે તે માત્ર એક બહાનું જ છે. મૂળ કારણ તો નાવિકોને બધાં હલકાં કામ કરવાં પડે છે એ જ છે. નૌકાદળમાં નવા નવા ભરતી થતી વખતે નાવિકોને એમને માથે આવનારા રોજિંદા કામનો કાંઈ ખ્યાલ નથી હોતો. પણ ભરતી થયા પછી એમને અણગમતાં કામ કરવાં પડતાં હોય છે. શાહી વિમાની દળ અને હિંદી વિમાની દળમાં પડેલી હડતાલો પણ આ હડતાલ માટે જવાબદાર ગણી શકાય. છાપાંમાં થતો પ્રચાર પણ બળવાનું એક કારણ છે. હિંદુસ્તાન પોતાની સ્વતંત્રતા માટે લડી રહ્યું છે એ તો જાણીતી વાત છે.'

મેં જ૦ રીઝના સવાલના જવાબમાં સાક્ષીએ કહ્યું કે, 'કાંઇક અશાંતિ થશે એવી મારી ધારણા હતી જ. પણ એ આટલી ગંભીર હદે પહોંચી જશે એવો મને ખ્યાલ નહોતો. બળવા અગાઉ જહાજે

અને બંદરી–મથકો વચ્ચે એ અંગે સંદેશા ચાલતા હતા કે નહિ તે હું કહી શકું તેમ નથી. પણ મુંબઈમાં ટેલીફોન છે અને સંદેશાઓની આપલે થઈ શકે છે એ સૌને ખબર છે. મને પોતાને એવું લાગે છે કે કોઈ જાતની પૂર્વતૈયારી તો થઇ જ હશે.'

શ્રી આયંગરના પ્રશ્નના જવાબમાં સાક્ષીએ કહ્યું કે જુબાની આપતાં પહેલાં એમણે એમના અફસરોની પરવાનગી લીધેલી અને એ વિષે એમની સાથે ચર્ચા પણ કરેલી.

## ૧૦. પ્રથમ કોણ : દેશ કે રાજા ?

લેફ્૦ મહેન્દ્રપાલ સિંઘે સમિતિ સમક્ષ પોતાનું નિવેદન જોરશોરથી અને ત્રાડો પાડીને વાંચી સંભળાવ્યું. એમણે કહ્યું કે, '૧૯૪૨માં હું દિલ્હીમાંથી ભરતી થયેલો. મુંબઈમાંના તાલીમી જહાજ 'કલાઈવ' ઉપર હું કામ કરું છું. નાવિકો સાથેની વાતચીત ઉપરથી મને લાગ્યું છે કે નૌકાદળની નોકરી વિષે ખોટા ખ્યાલ અને જૂઠી આશાઓ લઇને તેઓ ભરતી થયેલા હતા. એમાંના ૭૦ ટકાને તો ૭ જ મહિનામાં નૌકાદળમાંથી નીકળી જવાની ઇચ્છા થઈ આવતી. પોતાને ઝાડુ વાળવાનું કામ કરવું પડશે એવો એમને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. અફસરોનાં વાસણ એમને માંજવાં પડશે એવું એમને ભરતી કરતી વખતે કોઇએ કહ્યું નહોતું. લાતો, તમાચાઓ અને ગાળો નૌકાદળમાં સામાન્ય થઈ પડ્યાં છે. એનાથી નાવિકોના દિલમાં ઘણી કડવાશ પેદા થાય છે. ૧૯૪૩માં હું 'રજપુતાના'માં હતો ત્યારે લેફ્૦ કોસ્થામ નામના એક અફસર જરા જરા વાતમાં પણ નાવિકોને તમાચા લગાવતા. આવા બનાવો

મેં મારી નજરે જોયેલા છે. કેટલાક બ્રિટિશ અફસરો ખુલ્લેખુલ્લું કહેતા હોય છે કે હિંદી નાવિકો તો ગાળોને જ પાત્ર છે. એવા એક અફસરનું નામ લેફ્૦ બુચામ હતું. અમે એક સભા ભરીને એમને સાફ કહી દીધેલું કે, જો ગાળો દેવી બંધ નહિ કરો તો ઉચ્ચ અધિકારીઓને અમે આ બાબતની જાણ કરશું. મેં એમ પણ કહ્યું કે, આવા સંજોગોમાં અફસર તરીકેની મારી ફરજ હું બજાવી શકું તેમ નથી. જવાબમાં લેફ્૦ બુચામે કહ્યું કે, હિંદી નાવિકો ગાળોને પાત્ર છે અને એમને ગાળો દેવાશે જ. આ બાબતની મેં મુંબઈના કાફલાના વડા અફસરને ખબર આપી અને ચોવીસ કલાકમાં જ મારી બદલી કરવાની વિનંતી કરી. તે પછી લેફ્૦ બુચામ દિલગીરી દર્શાવવા તયાર થયા. જો કે પોતાના અભિપ્રાયને તો એ વળગી જ રહ્યા. લેફ્૦ બુચામ મારી પાસે આવ્યા અને કહેવા લાગ્યા કે, " અંગ્રેજી ભાષા અમુક અંશે ગાળોથી ભરેલી છે અને એમાં તમને આટલું બધું લાગી આવશે એવી મને ખબર નહિ." મેં એમને કહ્યું કે, તમને માફ કરવાની મારે કાંઈ જરૂર નથી, અને આ બાબત તો હવે ઠેઠ ફ્લૅગ ઑફિસર–કમાન્ડિંગ સુધી પહોંચવી જોઈએ. એક ઉપરી અફસરની દિલગીરી ન સ્વીકારવામાં હું દુરાગ્રહી બની રહ્યો છું એવું મને કહેવામાં આવ્યું. પણ મેં એ સ્વીકારી લીધી હોત તો પણ મારી ઉપર કિન્નાખોરી કરાત એવી મને દહેશત હતી. એટલે હું તો બદલીની માગણીને વળગી રહ્યો. અને બીજે જ દિવસે મારી બદલી કરવામાં આવી.'

આગળ ચાલતાં સાક્ષીએ કહ્યું કે, ' નૌકાદળના અત્યારના ધારા-ધોરણ અને નિયમોની અંદર રહીને પોતાની ફરિયાદોનો નિકાલ કરાવવો એ ઘણું મુશ્કેલ છે......અફસરો નાવિકો પ્રત્યે કદી સહાનુભૂતિની દૃષ્ટિએ જોતા નથી. કુટુંબમાં કોઈ મરણ થાય તે પ્રસંગે રજા માગનાર નાવિકોને પણ એ ધમકાવતા હોય છે. નૌકા-દળના અધિકારીઓ એ વાત સમજી શકતા જ નથી કે વધુ ભણેલા-

ભણેલા અને વિશેષ વિચારશક્તિવાળા જુવાનો હવે એમની નોકરીમાં આવી રહ્યા છે અને પશ્ચિમ કિનારાના માછીમારો કરતાં વધુ સારી સગવડો એમને અપાવી જોઈએ.......આ બળવાની અગાઉથી તૈયારીઓ થયેલી હતી એ કથન બિલકુલ ખોટું છે. બળવા દરમિયાન જહાજો અને બંદરી મથકો ઉપર ફરકાવાયેલા કૉંગ્રેસ અને લીગના વાવટા બજારમાંથી ખરીદાયેલા નહોતા, પણ વહાણો ઉપરના બીજા વાવટાઓમાંથી બનાવાયેલા હતા. કોઈ રાજદ્વારી પ્રચારને કારણે બળવો થયેલો એમ કહી શકાય નહિ.'

મે ૯ '. ગુરૂવાર

પોતાની જુબાની આગળ ચલાવતાં લેફ્○ મહેન્દ્રપાલ સિંધે કહ્યું કે, 'આઝાદ હિંદ ફોજના મુકદ્દમાઓ અને ઈન્ડોનેશિયામાંની લડાઇથી નાવિકોની લાગણી ઘણી ઉશ્કેરાઈ હતી. આઝાદ ફોજના મુકદ્દમાઓએ એમને વિચાર કરતા કરી મૂકયા કે: પ્રથમ કોણુ દેશ પ્રત્યેની વફાદારી, કે રાજા પ્રત્યેની વફાદારી? ઈન્ડોનેશિયામાં હિંદી સનિકોનો ઉપયોગ થતો જોઈને નાવિકોનાં દિલ બહુ દુભાયેલા.... ખાસ કરીને બ્રિટિશ લશ્કર, શાહી વિમાની દળ અને હિંદી વિમાની દળમાંની હડતાલો પછી ફરિયાદોનો નિકાલ લાવવા માટે હડતાલ ઉપર ઉતરવાની ફેશન બની ગઈ હતી. એને બળવો ગણવામાં આવશે એવું નાવિકોએ કદી ધાર્યું નહોતું. 'તલવાર'માંની પરિસ્થિતિને કાબુમાં લાવવા માટે સત્તાવાળાઓએ લેફ્○ કોહલી અને લેફ્○ નંદાને મોકલ્યા. પણ નાવિકોએ એમનો હુરીઓ બોલાવીને એમને બહાર કાઢેલા. એને બદલે નાવિકોને જેમનામાં વિશ્વાસ હોય તેવા, લેફ્○ હસન કે લેફ્○ બત્રા જેવા અફસરોને મોકલવામાં આવ્યા હોત તો મામલો વણસી ન ગયો હોત. નૌકાદળના અધિકારીઓને જ્યારે લાગ્યું કે પરિસ્થિતિ કાબુ બહાર જઈ રહી છે ત્યારે પછી પોતાના ચૂંટેલા પ્રતિનિધિઓ દ્વારા પોતાની માગણીઓ

રજૂ કરવાનું નાવિકોને કહેવામાં આવ્યું. પાછળથી આ જ પ્રતિનિધિઓને આગેવાન તોફાનીઓ ગણવામાં આવેલા...... બ્રિટિશ અફસરો બાયલા બનીને પોતાનાં જહાજોમાંથી ભાગી છૂટ્યા અને એમના સાથી હિંદી અફસરોને એકલા પાછળ રહેવા દીધા તેથી પણ બળવો વહેલો આવ્યો. એમના આ પગલાને લીધે કદાચ આઝાદ હિંદ ફોજનું એક નવું જ પ્રકરણ લખાયું હોત...... સુશિક્ષિત અને સમજદાર હિંદી નાવિકો સાથે કામ લેવાની કુનેહનો બ્રિટિશ અફસરોમાં અભાવ હોય છે. હિંદીઓના રીતરિવાજો, રીતભાત અને સામાજિક દૃષ્ટિબિંદુનો એમને કાંઈ ખ્યાલ નથી હોતો...... અસ્વાભાવિક અને પશ્ચિમમય વાતાવરણમાં ચાર–પાંચ વર્ષ ગાળનારા હિંદી નૌકાદળના અફસરો અભ્યાસ પૂરતી લાયકાત પામી શકતા હશે, પણ હિંદી નાવિકો પાસેથી કામ લેવાનું શિક્ષણ એ નથી પામતા. આગેવાનીનો એક મહત્ત્વનો ગુણ છે ચારિત્ર્ય; અને મોટા ભાગના અફસરોમાં એનો અભાવ ભાસે છે. આ ગુણ વગરના અફસરોને માટે નાવિકોના દિલમાં સન્માન પેદા થતું નથી. સામાન્ય રીતે શિસ્તનું પાલન કરાવવાની અફસરોની રીત નાવિકોને એમ કહેવાની હોય છે કે, "આ કામ કરો, નહિ તો જેલમાં જાવ."......હિંદીઓને અફસર બનતાં પહેલાં એક પરીક્ષક–સમિતિ સમક્ષ હાજર થવાનું હોય છે. પણ અંગ્રેજોને તો પાછલે રસ્તેથી અફસર બનાવી દેવાતા હોય છે.'

ચીફ ઑફ સ્ટાફ વતી નિરિક્ષક તરીકે હાજર રહેલા લેફ્૦ કો૦ લેકોકે 'પાછલા રસ્તા' શબ્દોનો અર્થ સ્પષ્ટ કરવાનું કહેતાં સાક્ષીએ ઉમેર્યું કે, 'હિંદી નૌકાદળમાંના ઘણાખરા બ્રિટિશ અફસરો મૂળ ખેડૂતો કે વેપારીઓ હોય છે. એમનાં ભણતર કે તાલીમ વિશે એમને પુછાય તો એ જવાબ આપતા હોય છે કે: અંગ્રેજ ચાહે તેટલું ઓછું ભણેલો હોય પણ હિંદી નૌકાદળમાં તો એ નાવિક નહિ પણ અફસર જ હોવો જોઈએ.'

પંજાબ યુનિવર્સિટીના એમ.એ. લેફ્૦ વાસુદેવે જુબાની આપતાં કહ્યું કે નાવિકો પાસેથી કામ ન લઈ શકવા માટે અફસરોનો વાંક કાઢવામાં આવે છે તે બરોબર નથી. ખરો વાંક ઉચ્ચ અધિકારીઓનો અને એમણે ઘડેલા વહીવટીતંત્રનો છે. બ્રિટિશ અફસરોની તુમાખી, રંગભેદની એમની ભાવના, હિંદી નૌકાદળને પરાયું ગણીને તેનું કામ કરતા હોય એ જાતનું એમનું વર્તન, બેહદ દારૂ ઢીંચવાની એમની આદત અને પીધેલી હાલતમાં એમને હાથે થતા ગેરવર્તાવને પરિણામ આખું તંત્ર શિથિલ બન્યું છે, અને નાવિકોના દિલમાં એને માટે તિરસ્કાર પેદા થયો છે, એમ સાક્ષીએ કહ્યું.

'ડફરિન' જહાજ ઉપર તાલીમ લીધા પછી સિંધીઆ કંપનીમાં કામ કરનાર લેફ્૦ ધટકે કહ્યું કે ૧૯૪૨માં એ નૌકાદળમાં જોડાયા અને ૧૯૪૩માં લેફ્ટનન્ટને દરજ્જે પહોંચ્યા. એમની જુબાનીનો સાર એ હતો કે લડાઈનાં ૪–૫ વર્ષો દરમિયાન આટલું સુંદર કાર્ય કરનારા નાવિકોને લડાઈ ને અંતે ઝપાટાબંધ રજા આપવામાં આવતી હતી, અને એમને નવે ધંધે લગાડવાની કોઈ જાતની સગવડ પણ નહોતી તેથી નાવિકોને ઘણું દુઃખ થયું હતું. લડાઈ પૂરી થઈ ગઈ તે પછી, નૌકાદળની નોકરીના એમના છેલ્લા દિવસો દરમિયાન, એમની કોઈ જાતની સંભાળ નહોતી લેવાતી એમ નાવિકોને લાગ્યું હતું. શાહી નૌકાદળનો નાવિકોની સાથે રહીને લડનારા હિંદી નાવિકોને પગાર ઇત્યાદિ ઓછાં મળતાં તેથી તેઓ ખિન્ન રહેતા. નૌકાદળના કાયમી હિંદી અફસરો નાવિકોથી અતડા રહેતા. ઇંગ્લંડમાં તાલીમ માટે ગાળેલાં વર્ષો દરમિયાન એમણે એક પ્રકારની લાઘવ-ગ્રંથિ કેળવી હતી. એ ગ્રંથિને છુપાવવા માટે જ એ હિંદી નાવિકોથી અતડા રહેતા. પોતાની ચામડીનો રંગ બદલવા સિવાય બીજી દરેક રીતે અંગ્રેજ બની જવાના પ્રયાસ એ હિંદી અફસરો કરતા.

તે પછીના સાક્ષી લેફ્૦ રણજીતે કહ્યું કે નૌકાદળમાંના ૯૯ ટકા હિંદીઓ જાણે છે કે રંગભેદની નીતિ સર્વત્ર વ્યાપેલી છે, પણ બીકના માર્યા એમ બોલવાની હિંમત એ દાખવી શકતા નથી.

વર્ષોનાં વર્ષો સુધીના બ્રિટિશ અમલને પરિણામે ચોપાસ શિથિલતા અને નાઉમેદી પ્રસરી ગયેલ છે. બ્રિટિશ અફસરોએ હિંદીઓનાં અપમાન કર્યાં હોય અને એમને માર્યા પણ હોય એવા સંખ્યાબંધ બનાવોનું એમણે વર્ણન કર્યું.

'તલવાર'ના ટેલીપ્રાફિસ્ટ રોડરિકે પોતાની જુબાનીમાં કહ્યું કે, 'ફેબ્રુઆરીની ૮મીએ કમાન્ડર કિંગ અમારા નિવાસસ્થાનમાં આવ્યા અને બોલ્યા કે, "કૂતરીના પેટના કુલીઓ, હું અહીં આવું ત્યારે ઊભા થતા જાવ!" એ વાતની મેં એક અફસરને જાણ કરી અને એણે ધણીય ના પાડી છતાં મેં એ વાતનો કેડો મૂકયો નહિ અને ઉચ્ચ અધિકારીઓને એની જાણ કરી. પણ હજી સુધી એ ફરિયાદ બાબત કાંઈ થયું નથી.'

'બાજુના મકાનમાં રહેતી હિંદી નૌકાદળના મહિલા-વિભાગની સ્ત્રીઓ સામે સિસોટીઓ વગાડવા માટે અને ઠીકિયારીઓ કરવા માટે એ નાવિકોને કમાન્ડર કિંગે ઠપકો આપેલો કે નહિ?' એવા તપાસ-સમિતિના સવાલના જવાબમાં સાક્ષીએ કહ્યું કે, 'એ હું જાણતો નથી.'

મે ૧૦ : શુક્રવાર કલ્યાણ

નાવિકોની હડતાલ-સમિતિના પ્રમુખ શ્રી ખાનની અધૂરી રહેલી જુબાની આજે આગળ ચાલી. શરૂઆતમાં શ્રી પુરુષોત્તમદાસે સમિતિને જણાવ્યું કે શ્રી ખાન અને બીજાઓ ઉપર લશ્કરી અદાલતમાં કામ ચાલે તેવો સંભવ હોવાથી તેઓ અહીં જે કાંઈ કહે તેનો તેમની વિરુદ્ધમાં ઉપયોગ ન થવો જોઈએ.

શ્રી ખાને પોતાની જુબાનીમાં જણાવ્યું કે, 'નૌકાદળનું હિંદીકરણ કરવાનો સરકારનો જરાય ઇરાદો નથી. મેં જોયું છે ત્યાં સુધી હિંદી નૌકાદળમાં વધુ ને વધુ અંગ્રેજોને લાવવામાં આવ્યા છે. શાહી નૌકાદળના નીચલા દરજ્જાના અફસરો પણ એક માત્ર એમની ચામડીનો

રંગ ગોરો હોવાથી હિંદી નૌકાદળમાં ઊંચા ઊંચા હોદ્દાઓ ઉપર ચડાવાતા હોય છે. બીજી કોઈ લાયકાત એમનામાં હોતી નથી...... જે પરિસ્થિતિમાં હિંદી નાવિકોને કામ કરવું પડે છે તે એટલી ખરાબ છે કે એક માત્ર પોતાની દેશદાઝને કારણે એ સારા છ વર્ષો સુધી ટકી રહ્યા હતા. પોતાની માતૃભૂમિ ઉપર જે ભય ઊભો હતો તેનું નાવિકોને સંપૂર્ણ ભાન હતું, અને જાપાનીઓ આવીને આ દેશને પીંખી નાખે એવી કોઈની ઇચ્છા નહોતી. પછી શાંતિ સ્થપાઈ અને દુશ્મનનો ભય ન રહ્યો ત્યારે, અત્યાર સુધી જેમણે મૂંગે મોઢે સહન કરેલું અને પોતાની ધીરજના અંત સુધી આવી ગયા હતા તેમણે પોતાની ફરિયાદોના નિકાલ માટે દબાણ કર્યું......સરકારી અધિકારીઓની જાણ માટે હું કહી દઉં છું કે નૌકાદળ અને લશ્કરી ફરિયાદોનો તાત્કાલિક નિકાલ નહિ થાય તો પછી સાચે જ ખુલ્લા બળવા જેવો ઉલ્કાપાત મચી જશે.'

**શ્રી ફેઝલઅલી :** આ તપાસ–સમિતિને માત્ર નૌકાદળ સાથે સંબંધ છે, હિંદી લશ્કર સાથે તેને કાંઈ નિસ્બત નથી.

આગળ ચાલતાં સાક્ષીએ જણાવ્યું કે, 'કેદ પકડાયેલા નાવિકો સાથે સરકાર જે વર્તન રાખી રહી છે તેનાથી વધુ અશાંતિને મદદ મળવાનો સંભવ છે. કાંઈ પણ કારણ જણાવ્યા વિના અમને કેદ પૂરવામાં આવેલા છે. યુદ્ધકેદીઓને લાયકની એક કોટડીમાં મને રાખવામાં આવ્યો છે. સરકારની સાચા દિલથી સેવા કરવાના બદલામાં મને એક જાપાનીસ યુદ્ધકેદીની માફક રખાય છે......૧૯૩૯માં હું પહેલી વાર નૈકાદળમાં ભરતી થયો. પણ ત્યાંની પરિસ્થિતિ મને ન ગમી એટલે તરત જ હું ત્યાંથી નાસી છૂટયો. હું ઘેર પાછો ફર્યો, પણ મારા પિતાની રજા વિના નૌકાદળમાં જોડાયેલો એટલે એમણે મને ઘરમાં ન આવવા દીધો. એટલે ફરી પાછો હું ભરતી થઈ ગયો. એ ખાતામાં હું જોડાયો તે દિવસથી જ મને એની પ્રત્યે અણગમો થયો.'

તે પછી સાક્ષીએ રંગભેદની, તમીબી મદદના અભાવની, અફસરોના ગેરવર્તાવની અને બીજી અનેક ફરિયાદો રજૂ કરી હિંદી નૌકાદળમાં જોડાતા અફસરને રૂા. ૫૦૦–૬૦૦નો પગાર મળતો હોય છે ત્યારે સામાન્ય નાવિકને ૨૦–૩૦ રૂપિયા મળે છે, એમ જણાવીને એમણે આવડા મોટા વર્ગભેદ ભણી આંગળી ચીંધી. ખોરાકની ફરિયાદો પણ એમણે દષ્ટાંતો ટાંકીને રજૂ કરી. એમના કહેવા મુજબ અફસરો એવા મિજાજી હોય છે કે નાવિકો સાથે કાયદેસર રીતે નહિ પણ પોતાને મન ફાવે તે રીતે વર્તતા હોય છે. "મારા જહાજ ઉપર તો મારા મોઢાનો બોલ એ જ કાયદો. બીજા કાયદાની મને કાંઈ પડી નથી." કેટલાક આકરા અને ક્રૂર અફસરો નૌકાદળના જલ્લાદો તરીકે ઓળખાય છે. એવા અફસરોના નામ સાક્ષીએ સમિતિને ખાનગીમાં જણાવ્યાં. છેવટે એમણે પોતાની ધરપકડ પછીની આપવીતી કહેતાં જણાવ્યું કે, 'અહીં મારે કેટલો વખત રહેવાનું છે અને મારી ઉપર કયા આરોપો મુકાયા છે તે મને કોઈએ જણાવ્યું નથી. મારે જે કાંઈ કહેવાનું છે તે માટે મને કોઈ તક આપવામાં આવી નથી. બીજા કેદીઓથી મને જુદો શા માટે પાડવામાં આવ્યો છે તે પણ કોઈએ મને કહ્યું નથી.'

**શ્રી મહાજન :** અમે તેની તપાસ કરવા પ્રયત્ન કરશું.

**સાક્ષી :** બાર અઠવાડિયા સુધી મને કેદમાં રાખવામાં આવ્યો છે તેનો હું ગમે ત્યાંથી ઇન્સાફ મેળવીશ. મને કેદ પકડનાર માણસે પોતાની ભૂલની કિંમત ચૂકવવી પડશે.

**મે ૧૩ : સોમવાર**

મુંબઈથી થોડા માઈલને અંતરે આવેલા 'માછલીમાર' નામના સબમરીન–વિરોધી તાલીમમથકના એક શિક્ષક ચીફ પેટી ઑફિસર મલિકે પોતાની જુબાનીમાં જણાવ્યું કે, 'અત્યાર સુધીમાં ખરાબ ખોરાક, ઓછા પગાર અને અફસરોના વર્તન અંગે અપાયેલી જુબા-

નીઓ બેહૂદી છે. બળવાનાં કારણો વિષે છાપાંમાં બેહૂદા અહેવાલો આવ્યા હોવાથી સમિતિ સમક્ષ સાચી હકીકત રજૂ કરવા હું આવ્યો છું. નૌકાદળમાં જે પગારો મળે છે તે લશ્કરમાં કે વિમાનીદળમાં નથી મળતા, તેમ જ નાગરિક જીવનમાં પણ એટલા પગારો બીજે ક્યાંય નથી મળતા. છાપાંમાં ઉપજાવી કાઢવામાં આવ્યા છે એવા કોઈ આક્ષેપો અફસરો સામે કરી શકાય તેમ નથી. મારી ૭ વર્ષની નોકરી દરમિયાન કોઈ અફસરને મેં નાવિકને ગાળ દેતા કે મારતા જોયા નથી. આવા આક્ષેપો હાસ્યાસ્પદ છે. ખોરાક અંગેની ફરિયાદો તો રમૂજી વાર્તાઓ જેવી છે. ખોરાક સારો હતો પણ રસોઈઆઓ સામે થોડીઘણી ફરિયાદો થઈ શકે તેમ હતી. સમિતિ તરફથી પુછાતા યોગ્ય સવાલોના જવાબ આપવા હું તૈયાર છું.'

શ્રી મહાજન : યોગ્ય સવાલો એટલે શું ?

જવાબ : હું એમ કહેવા માગું છું કે ગૂંચવાડાભર્યા સવાલો ન પુછાવા જોઈએ.

સવાલ : અણગમતા સવાલો ન પુછાવા જોઈએ એમ તમે કહેવા માગો છો ?

જવાબ : હું એમ નથી કહેતો. પણ ગૂંચવાડાભર્યા સવાલો પુછાય તો હું કદાચ એ સમજી ન શકું.

સવાલ : ગૂંચવાડાભર્યા સવાલનો દાખલો તમે આપી શકો તેમ છો ?

જવાબ : ના.

સવાલ : ધારો કે હું તમને એમ કહું, કે નૌકાદળના વડા મથકે પોતાના પક્ષને ટેકો અપાવવા તમને અહીં મોકલ્યા છે, તો એ ગૂંચવાડાભર્યો સવાલ ગણાય ખરો ?

જવાબ : ના, એ તો સીધોસાદો સવાલ છે. અહીં અપાયેલી જુબાનીઓનો અહેવાલ 'ટાઇમ્સ ઓફ ઇન્ડિયા,' 'બોમ્બે ક્રોનિકલ' અને 'મોર્નિંગ સ્ટન્ડર્ડ' જેવાં છાપાંમાં વાંચ્યા પછી મારી મેળે જ હું જુબાની આપવા આવ્યો છું.

સવાલ : તમે કોઈ રાષ્ટ્રીય અખબાર વાંચો છો ખરા ?

જવાબ : અમને માત્ર આ છાપાં જ મળે છે.

સવાલ : નાવિકોને એમને રસોડે મળતો ખોરાક તમે કદી ચાખ્યો છે ખરો ?

જવાબ : અમારે એમને રસોડે જવાનું નથી હોતું.

સવાલ : એટલે તમે નાવિકોનો ખોરાક કદી ચાખ્યો નથી ?

જવાબ : કદી નહિ.

સવાલ : એટલે તમે જે ખોરાકની વાત કરો છો. તે ચીફ પેટી અફસરોના રસોડાના ખોરાક વિષેની જ ને ?

જવાબ : હા. ચીફ પેટી અફસરો તથા પેટી અફસરોનાં અને નાવિકોનાં રસોડાં જુદાં હોય છે, એમના રસોઇઆ પણ જુદા હોય છે, ફક્ત એમનું અનાજ એકસરખું હોય છે.

શ્રી આયંગર : ખોરાક જ બળવાનું કારણ હતો એ શંકા વિનાની વાત છે, એવા રેર-એડમિરલ રેટરીના કથન સાથે તમે સંમત થાવ છો ?

જવાબ : એ ખોટું છે. ખોરાકને કારણે બળવો કરી શકાય નહિ.

સવાલ : ખોરાક ખરાબ હતો કે નહિ એ હું તમને પૂછું છું.

જવાબ : ખરાબ નહોતો.

સવાલ : એડમિરલ ગૉડફ્રેએ નિવેદન કર્યું છે કે ખોરાકની જાત ખરાબ હતી. તમે એને પણ ખોટું માનો છો?

જવાબ : હા.

શ્રી પુરૂષોત્તમદાસ : એકાદ–બે દિવસમાં તમને વૉરંટ–ઑફ્-સરને પદે બઢતી મળવાની છે એ તમે જાણો છો?

જવાબ : ના.

સવાલ : છેલ્લા પાંચેક મહિનાથી તમે બહાર રહેતા અને બહારનો જ ખોરાક ખાતા એ સાચું છે?

જવાબ : હા.

તે પછી જાબર, નાયડુ, સ્વામી, ડેવિડ અને કૃષ્ણન નામના પાંચ નાવિકોએ પોતાની જબાની આપી. ફેબ્રુઆરીની ૮મીએ કમાન્ડર કિંગે 'તલવાર'ના આ નાવિકોને ગાળો દીધેલી એ અંગે એમણે ઉચ્ચ અધિકારીઓને ફરિયાદ કરેલી. એ ફરિયાદ ખુદ કમાન્ડર કિંગ દ્વારા ઉપર રવાના કરવાની હતી, કારણ કે એ પોતે જ એ મથકના કમાન્ડિંગ ઑફસર હતા. સાક્ષીઓએ કહ્યું કે:

કમાન્ડર કિંગે અમને ધમકી આપેલી કે, 'જો આ આક્ષેપો ખોટા ઠરશે તો એનાં પરિણામ ઘણાં માઠાં આવશે, માટે ફરિયાદ મોકલતાં પહેલાં વિચાર કરજો.'

શ્રી. આયંગર : (તાલીમમાં) કમાન્ડર કિંગે આમ કહ્યું તે તમને સલાહ આપતા હોય તે રીતે કે ધમકી દેતા હોય એ રીતે?

જાબર : એ ધમકી જ આપતા હતા. ઉચ્ચ અધિકારીઓ સુધી એ ફરિયાદ જાય તે એમને રુચતું નહોતું......ફેબ્રુઆરીની ૮મીની સવારે અમે કપડાં પહેરીને તૈયાર થતા હતા ત્યાં મેં કોઇની રાડો સાંભળી. પાછળ ફર્યો ત્યાં મેં કમાન્ડર કિંગને બરાકમાં પ્રવેશતા અને

નાવિકોને ગાળો દેતા જોયા: "કૂતરીનાઓ, કૂલીઓ, જંગલીઓ, હું અંદર આવું ત્યારે તમારે ઊભા થવું જાઇએ."

સવાલ: એ આવ્યા ત્યારે તમે ઊભા શા માટે નહિ થયેલા?

જવાબ: અમે તો કપડાં પહેરીને તૈયારીઓ કરતા હતા. જેણે એમને આવતા જોયા એ ઊભા થયા, જેણે ન જોયા તે ન થયા.

'કૅસલ' બરાકના લીડિંગ ટેલીગ્રાફિસ્ટ રહેમતખાને નૌકાદળના તબીબી અફસરોની બેદરકારીનો એક દાખલો આપતાં કહ્યું કે, ગુલામ હુસેન નામના નાવિકે પેટના અસહ્ય દુઃખાવાની ફરિયાદ કરી એટલે તબીબી અફસરે એને યોગાન ફરતા દોડવાની સલાહ આપી. ગુલામહુસેન એક ચક્કર પણ પૂરું કરી શકે તે પહેલાં ઢળી પડયો અને મરણ પામ્યો.

તે પછી એડવર્ડસ, ભાસ્કરન, શેખર, સૉલોમન અને રાઘવન નામના 'તલવાર'ના પાંચ નાવિકોએ આવીને કમાન્ડર કિંગે દીધેલી ગાળો અંગે સાક્ષી પૂરી.

તે પછી આવ્યા માજી લીડિંગ ટેલીગ્રાફિસ્ટ દત્ત. 'તલવાર'ની દિવાલો ઉપર 'જય હિંદ' અને 'ક્વીટ ઇન્ડીઆ' લખવા માટે એમની ધરપકડ થઈ તેને લીધે નાવિકોમાં ઉશ્કેરણી ફેલાયેલી અને હડતાલ પર જવાના કારણોમાં એકનો ઉમેરો થયેલો. બીજી ફેબ્રુઆરીએ દત્તની ધરપકડ થયેલી અને ૧૯મી માર્ચે એમને નૌકાદળમાંથી બરતરફ કરવામાં આવ્યા હતા. ત્યાર પછીથી એ મુંબઇના અંગ્રેજી દૈનિક 'ફ્રી પ્રેસ જર્નલ'માં સ્થાનિક ખબરપત્રી તરીકે કામ કરે છે. સાક્ષીએ કહ્યું કે: '૧૯૪૧ના ફેબ્રુઆરીમાં હું નૌકાદળમાં ભરતી થયેલો...' 'જય હિંદ' અને 'ક્વીટ ઇન્ડીઆ'નાં સૂત્રો મેં લખેલાં તે હું કબૂલ કરું છું.'

**શ્રી મહાજન :** એ સૂત્રો લખવા માટે તમે ફેબ્રુઆરીની પહેલી તારીખ શા માટે પસંદ કરી ?

**જવાબ :** હું જાણતો હતો કે નિયમાનુસાર નૌકાદળના ફ્લેગ ઑફિસર-કમાન્ડિંગ થોડા દિવસોમાં જ અમારા મથકની મુલાકાતે આવશે. કોઈને કાંઈ ફરિયાદ છે કે નહિ એવો સવાલ એ પૂછશે, અને એનો એ જ જવાબ એમને મળશે કે કોઈને કાંઈ ફરિયાદ નથી અને નાવિકો મોજમાં છે. એથી ઊલટું કહેવાની હિંમત કોઈ કરી શકે નહિ. એટલે નૌકાદળમાં બધું બરાબર નથી એવું એ મોટા સાહેબને સમજાવવા માટે મેં આ નુસ્ખો અજમાવ્યો. નૌકાદળની પાંચ વર્ષની નોકરી દરમિયાન હું તો ત્રાસી ગયો હતો.

શ્રી મહાજનના સવાલના જવાબમાં સાક્ષીએ કહ્યું કે, કોઈ રાજદ્વારી પક્ષના કહેવાથી એમણે દીવાલ ઉપર સૂત્રો લખ્યાં નહોતાં 'ડેલહાઉસી' અને 'બ્રેગન્ઝા' (મુંબઈ) નામનાં મથકોમાંની ત્રાસજનક હાલતનું એમણે વર્ણન કર્યું. લેફ્o પોર્કર નામના એક આયરીશ અફસર 'બ્રેગન્ઝા'માંના નાવિકોની હાલત સુધારવા જતાં પોતાના સાથી ગોરા અફસરોમાં કેવા અળખામણા થઈ પડેલા અને આખરે એમનાથી કંટાળીને એ ભલા અફસરને કઈ રીતે એ મથક છોડવું પડેલું તે સાક્ષીએ કહી બતાવ્યું.

મે ૧૪ : મંગળવાર

નાવિકોની હડતાલમાં ભાગ લેવા માટે કલ્યાણની અટકાયત—છાવણીમાં કેદ રખાયેલા સાત નાવિકો આજે પોતાની જુબાની આપવા મુંબઈની હાઈકોર્ટમાં આવ્યા. સરહદના મહમ્મદ શાહને પૂછવામાં આવ્યું કે, 'તમે બળવામાં શા માટે જોડાયેલા ?' જવાબમાં એમણે કહ્યું કે, હિંદમાંની બ્રિટિશ હકૂમતનો અંત આવે એવી મારી ઇચ્છા

નાવિકોને ગાળો દેતા જોયા: "કૂતરીનાઓ, ફૂલીઓ, જંગલીઓ, હું અંદર આવું ત્યારે તમારે ઊભા થવું જોઈએ."

સવાલ: એ આવ્યા ત્યારે તમે ઊભા શા માટે નહિ થયેલા?

જવાબ: અમે તો કપડાં પહેરીને તૈયારીઓ કરતા હતા. જેણે એમને આવતા જોયા એ ઊભા થયા, જેણે ન જોયા તે ન થયા.

'કૈસલ' બરાકના લીડિંગ ટેલીગ્રાફિસ્ટ રહેમતખાને નૌકાદળના તબીબી અફસરોની બેદરકારીનો એક દાખલો આપતાં કહ્યું કે, ગુલામ હુસેન નામના નાવિકે પેટના અસહ્ય દુઃખાવાની ફરિયાદ કરી એટલે તબીબી અફસરે એને મેદાન ફરતા દોડવાની સલાહ આપી. ગુલામહુસેન એક ચક્કર પણ પૂરું કરી શકે તે પહેલાં ઢળી પડ્યો અને મરણ પામ્યો.

તે પછી એડવર્ડ્સ, ભાસ્કરન, શેખર, સોલોમન અને રાઘવન નામના 'તલવાર'ના પાંચ નાવિકોએ આવીને કમાન્ડર કિંગે દીધેલી ગાળો અંગે સાક્ષી પૂરી.

તે પછી આવ્યા માજી લીડિંગ ટેલીગ્રાફિસ્ટ દત્ત. 'તલવાર'ની દિવાલો ઉપર 'જય હિંદ' અને 'ક્વીટ ઈન્ડીઆ' લખવા અંગે એમની ધરપકડ થઈ તેને લીધે નાવિકોમાં ઉશ્કેરણી ફેલાયેલી અને હડતાલ પર જવાના કારણોમાં એકનો ઉમેરો થયેલો. બીજી ફેબ્રુઆરીએ દત્તની ધરપકડ થયેલી અને ૧૯મી માર્ચે એમને નૌકાદળમાંથી બરતરફ કરવામાં આવ્યા હતા. ત્યાર પછીથી એ મુંબઈના અંગ્રેજી દૈનિક 'ફ્રી પ્રેસ જર્નલ'માં સ્થાનિક ખબરપત્રી તરીકે કામ કરે છે. સાક્ષીએ કહ્યું કે: '૧૯૪૧ના ફેબ્રુઆરીમાં હું નૌકાદળમાં ભરતી થયેલો...'જય હિંદ' અને 'ક્વીટ ઈન્ડીઆ'નાં સૂત્રો મેં લખેલાં તે હું કબૂલ કરું છું.'

**શ્રી મહાજન :** એ સૂત્રો લખવા માટે તમે ફેબ્રુઆરીની પહેલી તારીખ શા માટે પસંદ કરી?

**જવાબ:** હું જાણતો હતો કે નિયમાનુસાર નૌકાદળના ફ્લેગ ઓફિસર-કમાન્ડિંગ થોડા દિવસોમાં જ અમારા મથકની મુલાકાતે આવશે. કોઈને કાંઈ ફરિયાદ છે કે નહિ એવો સવાલ એ પૂછશે, અને એનો એ જ જવાબ એમને મળશે કે કોઈને કાંઈ ફરિયાદ નથી અને નાવિકો મોજમાં છે. એથી ઉલટું કહેવાની હિંમત કોઇ કરી શકે નહિ. એટલે નૌકાદળમાં બધું બરાબર નથી એવું એ મોટા સાહેબને સમજાવવા માટે મેં આ નુસ્ખો અજમાવ્યો. નૌકાદળની પાંચ વર્ષની નોકરી દરમિયાન હું તો ત્રાસી ગયો હતો.

શ્રી મહાજનના સવાલના જવાબમાં સાક્ષીએ કહ્યું કે, કોઈ રાજદ્વારી પક્ષના કહેવાથી એમણે દીવાલ ઉપર સૂત્રો લખ્યાં નહોતાં 'ડેલહાઉસી' અને 'બ્રેગન્ઝા' (મુંબઈ) નામનાં મથકોમાંની ત્રાસજનક હાલતનું એમણે વર્ણન કર્યું. લેફ્૦ પોર્કર નામના એક આયરીશ અફસર 'બ્રેગન્ઝા'માંના નાવિકોની હાલત સુધારવા જતાં પોતાના સાથી ગોરા અફસરોમાં કેવા અળખામણા થઈ પડેલા અને આખરે એમનાથી કંટાળીને એ ભલા અફસરને કઈ રીતે એ મથક છોડવું પડેલું તે સાક્ષીએ કહી બતાવ્યું.

મે ૧૪ : મંગળવાર

નાવિકોની હડતાલમાં ભાગ લેવા માટે કલ્યાણની અટકાયત--છાવણીમાં કેદ રખાયેલા સાત નાવિકો આજે પોતાની જુબાની આપવા મુંબઈની હાઈકોર્ટમાં આવ્યા. સરહદના મહમ્મદ શાહને પૂછવામાં આવ્યું કે, 'તમે બળવામાં શા માટે જોડાયેલા?' જવાબમાં એમણે કહ્યું કે, હિંદમાંની બ્રિટિશ હકૂમતનો અંત આવે એવી મારી ઇચ્છા

હતી.' લાહોરના શ્રી ખોસલાએ કહ્યું કે, 'મેં બળવામાં ઘણો આગળ પડતો ભાગ લીધેલો. હિંદી નૌકાદળના નાવિકોને એમ થતું હતું કે હિંદુસ્તાનની પ્રજા અમારી તરફ તિરસ્કારની નજરે જુએ છે. લડાઇ દરમિયાન અમે આઝાદી માટે બહાદુરીથી લડેલા. પણ વિજય મળ્યા પછી પણ અમારી હાલત ન સુધરી.....નેતાજી-દિન અને અબ્દુલ રશીદ-દિન અંગે થયેલા ગોળીબારોથી અમે અસંત નારાજ થયા હતા.' યુક્તપ્રાંતના શ્રી મિશ્રે જણાવ્યું કે, 'નૌકાદળમાંની પરિસ્થિતિ એટલી બધી ખરાબ હતી કે એને દારૂગોળાના એક ઢગલા સાથે સરખાવી શકાય. એમાં કમાન્ડર કિંગે દીવાસળી ચાંપી અને મોટો ધડાકો થયો.'

'કેસલ' બરાકના નાવિક શેખ શરાફતઅલીએ કહ્યું કે, 'મારા જેવા કુશળ ઈલેક્ટ્રિશિયનને શાહી નૌકાદળના એક સામાન્ય નાવિક કરતાં પણ ઓછો પગાર મળવાનો છે એવી જો મને ખબર હોત તો હું નૌકાદળમાં કદી જોડાયો ન હોત. આજે મને મહિને રૂા.૨૦૦ મળે છે. એથી બમણી રકમ હું બહાર કામ કરીને મેળવી શકું તેમ છું......હડતાલ અને બળવા વચ્ચે ફેર છે. જો શાહી વિમાની દળના માણસો પોતાની ફરિયાદોના નિકાલ માટે હડતાલ પાડી શકે તો અમે શા માટે ન પાડી શકીએ? અમે તો શરૂઆતમાં હડતાલ જ પાડેલી. પણ સત્તાવાળાની બિનઆવડતને લીધે એમાંથી બળવો થઈ ગયો. પણ એ બળવો સાવ સ્વયંસ્ફુરિત હતો. બહારની કોઈ મદદ એને મળેલી નહોતી. લેફ્૦ અર્જુનસિંધે કહ્યું છે કે આ હડતાલ કે બળવાને બહારની મદદ હતી, પણ હું કહું છું કે હિંદુસ્તાનના લશ્કરી સૈનિકોને પોતાની ફરિયાદોનો નિકાલ લાવવામાં બહારની કોઈ મદદની જરૂર નથી. લશ્કરી શિસ્તને કારણે અમે દેશના કોયડાઓમાં કે આઝાદીના સવાલમાં રસ લઈ શકતા નહોતા. હિંદુસ્તાનના ખૂણામાં પડેલાં ગામડાંનાં છોકરાં પણ રાજકીય રીતે જાગ્રત થઈ ચૂક્યાં છે. તો પછી અમારામાં રાજદ્વારી જાગૃતિ આવે એ તો સાવ દેખીતું છે.'

' હડતાલ 'ને બદલે ' બળવા ' શબ્દનો ઉપયોગ થાય છે તે સામે વિરોધ કરતાં શ્રી ખાંને કહ્યું કે, ' સરકાર સામે કે માતૃભૂમિ સામે સશસ્ત્ર બંડ કર્યું હોય તેને જ બળવો કહી શકાય. નૌકાદળની ભાષામાં ' હડતાલ ' જેવો કોઈ શબ્દ જ નથી એ. વાત સાથે હું સંમત નથી થતો......અમારામાંના કેટલાક કલ્યાણીમાં કેદ પુરાયા છે, કેટલાક મુલુંડમાં અને કેટલાક કોલાબાની અટકાયતી છાવણીમાં. બહારની દુનિયા સાથે અમારો કોઈ જાતનો સંપર્ક રહ્યો નથી. અમને ગોળીએ દેવાના છે કે છોડી મૂકવાના છે તે કશી જ ખબર અમને અપાતી નથી. સમિતિના હિંદી સભ્યોએ સત્તાવાળાઓ સમક્ષ અમારો સવાલ રજૂ કરવો જોઇએ.'

સાક્ષીએ એમ પણ કહ્યું કે કલ્યાણમાંની એમની અટકાયતી છાવણીના એક અંગ્રેજ અફસરે એમને ' જય હિંદ હરામજાદા ' કહેલું. તે પછીના સાક્ષી 'તલવાર'ના ટેલીગ્રાફિસ્ટ સેમ્યુઅલ વિલિયમે કહ્યું કે, ' આઝાદ હિંદ ફોજના મુકદ્દમાઓથી અમારામાં રાજદ્વારી જાગૃતિ આવી છે અને દરિયાપારના લોકો સાથેના સંપર્કને પરિણામે જ અમારા દેશમાં થઈ રહેલી અમારી ગૌરવહાનિનું અમને ભાન થયું છે. ' તલવાર 'ના સિગ્નલર મેકેંટિશે કહ્યું કે, ' ઘણા વખત પૂર્વે જે દૂર થઈ જવી જોઈતી હતી એવી ફરિયાદોના નિકાલ માટે હું હડતાલમાં જોડાયેલો. '

•

## ૧૧. ' રોટી—માખણ અને મુરબ્બા માટે ? '

કલ્યાણની અટકાયતી-છાવણીમાંથી આવેલા આઠમા સાક્ષી

અહમદ ગ્રાહીએ તે પછી આપેલી જુબાનીથી તપાસ-સમિતિના ખંડમાં સનસનાટી ફેલાઈ ગઈ હતી. પોતાનું નિવેદન વાંચતાં એમણે કહ્યું કે, 'સારો ખોરાક કે વધુ પગાર મેળવવા માટે અમે હડતાલ નહોતી પાડી. અમે 'રોટી, માખણ ને મુરબ્બા'નાં સૂત્રો નહોતાં પોકાર્યાં, પણ 'જય હિંદ', 'ક્વીટ ઇન્ડીઆ' અને 'શાહીવાદ હો બરબાદ'ના નાદ ગજવ્યા હતા. દેશ ઉપર દુકાળનો ભય ઝઝૂમતો હોય ત્યારે ખોરાક માટે હડતાલ કેમ પાડી શકાય ?......અમને રૂસી સાહિત્ય વાંચવું કેમ ગમે છે, અથવા હિંદમાં સામ્યવાદ પૂરપાટ વેગે કેમ પ્રસરી રહેલ છે એનો તમે કદી વિચાર કર્યો છે ? મૉસ્કોના સામ્યવાદીઓ સાથે અમારે કોઈ મહોબ્બત નથી; પણ અમે જાણીએ છીએ કે નાઝી હકૂમતની બીજી આવૃત્તિ જેવી આ સરકારના એ ઘોર દુશ્મનો છે. અમારી નેમ, અમારી મહત્વાકાંક્ષા અને અમારી ભાવિ નીતિ બ્રિટિશ શાહીવાદ સામે બળવો કરવાની છે. અમારી હડતાલનો એ જ મુખ્ય મુદ્દો છે. સરકાર સામેના કોઈ પણ બળવાને અમે ટેકો આપશું. દાળનો કે અફસરોના વર્તનનો વાંક શીદને કાઢો છો ? માત્ર ખોરાકને ખાતર હજારો નાવિકો પોતાનું લોહી વહાવવા તૈયાર ન થઈ જાય ! હડતાલનાં કારણો જુદાં જ હતાં. એક કારણ તો એ હતું કે નાવિકો બ્રિટિશ શાહીવાદના કટ્ટર વિરોધીઓ થઈ ગયા હતા. તેથી, કોઇ પણ શાહીવાદ-વિરોધીને નાવિકો પોતાનો દોસ્ત સમજે છે.'

હડતાલ માટેનાં કારણોમાં સાક્ષીએ નીચેનાંને મુખ્ય ગણાવ્યાં : આઝાદ ફોજના મુકદ્દમાઓ, કલકત્તાના ગોળીબારો, નાવિકો પ્રત્યેનું પ્રજાનું વલણ, અંગ્રેજો માટેનો તિરસ્કાર, સૈન્યવિખેરણીની યોજનાઓ પ્રત્યેનો એમનો અસંતોષ, ઇન્ડોનેશિયાનો બનાવ, હિંદી અને શાહી વિમાની દળોમાંની હડતાલો, સામ્યવાદી સાહિત્ય, કમાન્ડર કિંગની ગાળો અને 'તલવાર'માંની ઢીલી શિસ્ત.

'૧૯૪૫માં બરમા મોરચા પરની હીલચાલ દરમિયાન હિંદી નૌકાદળના કેટલાક નાવિકોએ રંગૂનને કિનારે પગ મૂક્યો. ત્યાંના હિંદીઓએ આઝાદ હિંદ ફોજનાં શૂરવીર કૃત્યોની અમને વાત કરી અને એને લગતું સાહિત્ય અમને આપ્યું. ફરી, સિંગાપુરમાં પણ નેતાજીની વાતો અમે સાંભળી, એમની છબીઓ અમને મળી, લખાણો મળ્યાં અને આઝાદ ફોજનાં કૂચગીતોની રેકર્ડો પણ અમે સાંભળી. એનાથી અમારા દિલમાં નવી પ્રેરણા ફૂટી. પછી ૧૯૪૫ના ડિસેંબરમાં અમે મુંબઈ પાછા ફર્યા. તે પછી આઝાદ ફોજના મુકદ્દમાઓ ચાલ્યા. કૅપ્ટન રશીદને સજા થઇ તેથી અમને આઘાત લાગ્યો. દરમિયાન આઝાદ ફોજ માટે ફાળાઓ ઉઘરાવા માંડયા. ચારે તરફ આઝાદ ફોજનાં ગુણગાન ગવાતાં હતા. અમને આઝાદ ફોજની અદેખાઈ આવી. એમને શૂરવીર ગણીને પૂજવામાં આવતા હતા; પણ અમારું શું? અમારી પ્રશંસા કેમ કોઇ નહોતું કરતું? અમે શું દેશભક્તો નહોતા?

'ના, અમને તો લોકો અંગ્રેજોના કાંધિયા ગણતા હતા. અમારે માટે એમના દિલમાં તિરસ્કાર હતો. અમારા પેટને ખાતર અમે નૌકાદળમાં જોડાયા હતા; પણ લોકોના વલણને લીધે અમને શરમ આવી. અમે શું કરવા માગતા હતા એ અમારે પ્રજાને દેખાડી આપવું હતું. એટલે અમે કદમ ઉઠાવ્યું. તે ઉપરાંત, અંગ્રેજો માટેનો ઊંડો ધિક્કાર નાવિકોના દિલમાં પ્રસરી ગયો હતો. એ અંગે વિશેષ કહેવાની મારે જરૂર નથી, કારણ કે તે પછીના બનાવોએ બતાવી આપ્યું છે કે એ ધિક્કાર કેટલો વ્યાપક હતો.....સામાન્ય રીતે મનાય છે કે બહારની કોઇ સંસ્થાએ અમને હડતાલ ઉપર જવાની શીખવણી કરેલી. પણ એ ખોટું છે. શરૂઆતમાં તો અમારી હડતાલ બિલકુલ ઈજા વગરની હતી. અંગ્રેજોની ગેરહકૂમત સામેના વિરોધનું એ પ્રતીક હતી. પણ સરકારે હલકાં અને અયોગ્ય પગલાં લીધાં અને હથિયાર ઉઠાવવાની અમને ફરજ પાડી. એમણે અમારા ભાઈઓને કેદ કર્યા ('કેસલ' બરાકમાં), એમને મળતાં ખોરાકપાણી પણ બંધ

કર્યાં. એટલે પછી હથિયાર ઉઠાવવા સિવાય નાવિકો માટે બીજો કોઈ માર્ગ રહ્યો નહિ. એમાં એડમિરલ ગૉડફ્રેએ નૌકાદળનો નાશ કરવાની ધમકી આપી, એથી તો નાવિકો વધુ મક્કમ બન્યા.

'રાષ્ટ્રીય આગેવાનોનાં સળગતાં ભાષણોએ અમારાં દિલને તૈયાર ન કર્યાં હોત તો આવું આકરું પગલું અમે ન લીધું હોત. તે ઉપરાંત છાપાંનાં મથાળાંમાં પણ ગર્જનાઓ થતી હતી. અમને પ્રોત્સાહન ખૂબ મળ્યું હતું. નાવિકોએ હથિયાર ઉઠાવ્યાં તેની ઘડી સુધી રાષ્ટ્રીય આગેવાનો રાતાંચોળ ભાષણો કર્યે જતા હતા. પણ અમે જ્યારે સાચે જ હથિયાર ઉગામ્યાં ત્યારે-ત્યારે શું થયું ? ત્યારે પછી નેતાઓ અહિંસાની વાતો કરવા માંડયા. અમને તો લડવાની અને મારવાની તાલીમ મળેલી હતી. ચરખાની વાત અમે કઈ રીતે સમજી શકીએ ? કોંગ્રેસના આગેવાનો પાસે અમે કેટકેટલી વાર ગયેલા ? રોજેરોજ પોતાની ફરિયાદો લઈને નાવિકો નેતાઓ પાસે જતા. પણ નેતાઓ તો મૂંગા જ રહ્યા. પોતાનું મોઢું એ ઉઘાડતા તો માત્ર અહિંસાનો મંત્ર ઉચ્ચારવા પૂરતું જ. પણ એનો અમલ અમારાથી થાય તેમ નહોતો. અમને દોરવા માટે કોઈ જવાબદાર નેતા આગળ આવ્યા નહિ. એ તો ચૂંટણીમાં અને પ્રધાન-ત્રિપુટીને આવકારવામાં મશગૂલ હતા.

'છેવટે હું મારા સાથી નાવિકોને બે શબ્દ કહેવા માગું છું. કેટલાક મિત્રો અહીં જે વાત બોલી ગયા છે તેનાથી મને ઘણી ઘૃણા ઊપજે છે. લશ્કરની નોકરી એ કાંઈ ગુલાબની સેજ નથી. એટલે નાની નાની ફરિયાદો રજૂ કરવાનો કાંઈ અર્થ નથી. ઉપરાંત, સુખદુઃખમાં આપણી પડખે ઊભા રહેનારા હિંદી અફસરોનો વાંક આપણે શા માટે કાઢવો જોઈએ ? ઉલ્ટાનો, આ બધી અશાંતિના મૂળ સમાન બ્રિટિશ અફસરોનો દોષ આપણે કાઢવો જોઈએ...... ભવિષ્યમાં મારું શું થશે તેની મને પરવા નથી-ચાહે તો હું જીવું

કે ચાહે તો મારી છાતીમાં ગોળીઓ વાગે. પણ મારા આટલા બધા સાથીઓને કતલ કરી નાખવામાં આવ્યા છે એ મારાથી કદી નહિ વીસરી શકાય.'

**શ્રી ફૈઝલઅલી** : હડતાલમાં તમે આગળ પડતો ભાગ લીધેલો ?

જવાબ : મેં થોડો ભાગ લીધેલો.

સવાલ : તમે આગેવાન હતા ?

જવાબ : હું હડતાલિયાઓનો પ્રતિનિધિ હતો.

સવાલ : એ બળવો હતો કે હડતાલ હતી ?

જવાબ : એ ફરજિયાત કરાવેલો બળવો હતો.

સવાલ : તમે એમાં શો ભાગ લીધેલો ? ભાષણો કરેલાં ?

જવાબ : હું એ જાતનો માણસ નથી.

સવાલ : તમે શાંતિ અને વ્યવસ્થા પસંદ કરો છો ?

જવાબ : હા

સવાલ : તમારું નિવેદન ઘણું સુંદર હતું. એ ઘડતાં તમને કેટલા કલાક લાગેલા ?

જવાબ : છએક કલાક

સવાલ : બળવાખોરોના મનમાં 'શાહીવાદ હો બરબાદ'ની લાગણી હતી એમ તમે કહ્યું છે. તમારા દિલમાં પણ એ જ લાગણી હતી ?

જવાબ : મારા નિવેદનમાં મેં કહેલું છે કે આ મારી લાગણીઓ નથી. હું અંગ્રેજોને એટલા બધા ધિક્કારતો નથી.

સવાલ : કેટલા નાવિકો બ્રિટિશ–વિરોધી છે ?

જવાબ : લગભગ ૯૯ ટકા.

મે ૧૫ : બુધવાર

ગઇકાલે અધૂરી રહેલી શ્રી ચોઢીની ઊલટતપાસ આજે આગળ ચલાવતાં શ્રી મહરાજને પૂછ્યું કે, 'ઉપવાસ ઉપર ઊતરવા માટે નાવિકોએ ૧૭મી ફેબ્રુઆરી શા માટે પસંદ કરેલ ?

જવાબ : કારણકે ચાર વર્ષ પહેલાં, બરાબર એ જ તારીખે એક બ્રિટિશ કર્નલે ૩૦,૦૦૦ હિંદી સિપાહીઓને જાપાનીઓના હાથમાં યુદ્ધકેદીઓ તરીકે સોંપી દીધેલા. પાછળથી એ જ સિપાહીઓને આત્મભાન થયું અને એકત્ર થઇને એમણે આઝાદ હિંદ ફોજ બનાવી.

**શ્રી આયંગર :** નાવિકોને વેઠવી પડતી યાતનાઓનાં થોડાં દૃષ્ટાંત આપશો ? ૰

**જવાબ :** માણસ પોતે મધદરિયે ન જાય ત્યાં સુધી નાવિકોની યાતનાઓ એ કદી ન સમજી શકે.

સાક્ષીએ કહ્યું કે કોઈ હિંદી કે બ્રિટિશ અફસરે 'એમની સાથે કદી ગેરવર્તાવ કર્યો નહોતો, તેમ એમની ઉપર હુમલો પણ નહોતો કર્યો એ કિસ્મતની એક યારી હતી. ' તોફાનીઓ એટલે કઈ જાતના માણસો ?' એવા શ્રી પુરુષોત્તમદાસના સવાલના જવાબમાં સાક્ષીએ કહ્યું કે એપોલો બંદર ( ગેટવે ઓફ ઇન્ડીઆ ) અને બેલાર્ડ પીઅર ઉપરથી કેટલાક નાવિકોએ બારામાંના જહાજોને શહેર ઉપર તોપમારો ચલાવવાના સંજ્ઞા–સંદેશા મોકલેલા. પરિણામે આખા શહેરનો નાશ થયો હોત.સાક્ષીએ કહ્યું કે, 'અહીં મારી વતી શ્રી પુરુષોત્તમદાસ હાજર રહે એ મેં નાપસંદ કરેલું, કારણ કે શ્રી પુરુષોત્તમદાસ અમુક રાજદ્વારી પક્ષમાં જોડાયેલા છે અને તેથી આવું કામ કરવામાં એમનો અમુક પ્રકા-

રનો સ્વાર્થ હોવો જોઈએ.' વધુ સવાલોના જવાબમાં સાક્ષીએ કહ્યું કે, 'કોંગ્રેસ સમાજવાદી પક્ષ વિષે હું કાંઈ જાણતો નથી, સામ્યવાદી પક્ષનું તો નામ પણ નથી સાંભળ્યું, ફક્ત કોંગ્રેસ વિષે મેં વાતો સાંભળેલી છે.' સાક્ષીએ એવો અભિપ્રાય દર્શાવ્યો કે, જો નૌકાદળનું રાષ્ટ્રીયકરણ કરવામાં આવે તો ખોરાક ખરાબ હોય અને પગાર ઓછા હોય તો પણ આજે એમાંથી નીકળી જવા માગતા માણસો એમાં રહેશે.

**સવાલ :** રાષ્ટ્રીયકરણ કરવું એટલે શું બધા બ્રિટિશ અફસરોને હાંકી કાઢવા ?

**જવાબ :** હા. હું એમ માનું છું.

તે પછીના સાક્ષી તરીકે આવ્યા હિંદી નૌકાદળના એક જૂના અને અનુભવી અફસર : કેપ્ટન લીઅરમોન્ટ. હાલ તેઓ 'કાકોરી' નામના સૈન્યવિખેરણી–મથકના કમાન્ડર છે. પોતાની નિખાલસ જુબાનીમાં એમણે જણાવ્યું કે : 'નૌકાદળમાંનાં અત્યારનાં અશાંતિ અને અસંતોષનાં ત્રણ મુખ્ય અને મુળભૂત કારણો છે : (૧) હિંદી નૌકાદળના વડામથકમાં તેમજ મુંબઈની નૌકા–કચેરીમાં કાબેલિયતનો સંપૂર્ણ અભાવ છે. (૨) દરિયાપારના દેશો, ખાસ તો ઇંગ્લંડ અને ઓસ્ટ્રેલિયાની મુલાકાતે જઈ આવેલા નાવિકોનું જીવનધોરણ સારી પેઠે ઊંચું ગયુ છે. એ હવે નીચું ન આવે એવી એમની ખાસ ઇચ્છા છે. (૩) કોઈ પણ ખાતાના વિકાસ દરમિયાન અનિવાર્ય રીતે બને તેમ, જુવાન અને અધૂરી તાલીમવાળા પેટી અફસરોના હાથમાં સંખ્યાબંધ નાવિકોનો કાબુ સોંપવામાં આવ્યો હતો. જેને માટેની લેશમાત્ર લાયકાત એમનામાં નહોતી એવા જવાબદાર હોદ્દાઓ ઉપર એ અફસરો મુકાયા હતા. તે ઉપરાંત તાત્કાલિક કારણો તો જાણીતાં છે.

'નૌકાદળના વડામથકમાં અંધાધૂંધી અને ગોટાળા વ્યાપક

બની ગયાં છે. નાવિકોને લગતી બાબતમાં અસહ્ય ઢીલ થાય છે. નૌકાદળમાં પેટી અફસરોનો દરજ્જો ઊંચો આવે અને એમનું સ્વમાન વધે એની કોશિશ હું હંમેશા કરતો રહ્યો છું. એમને રહેવાની જગ્યામાં અને એમની સગવડોમાં ઘણો સુધારો કરવાની જરૂર છે.'

શ્રી આયંગરના સવાલના જવાબમાં સાક્ષીએ કહ્યું કે, 'અફસરો અને નાવિકો વચ્ચેની કડીરૂપી પેટી અફસરો સાથે હું ખુબ હળતોમળતો. લડાઈ પહેલાં ચીફ પેટી અફસરો એમની ફરજ ઘણી કુશળતાપૂર્વક બજાવતા. પણ લડાઈ જેમ જેમ આગળ વધતી ગઇ તેમ તેમ તાલીમ વિનાના નવા જુવાનો આવવા મંડયા. હું એ જુવાનોનો વાંક નથી કાઢતો. એ તો એમનાથી બનતું બધું જ કરી છૂટતા. પણ એમનામાં તાલીમ અને અનુભવનો અભાવ હતો એ એક મોટી ખામી હતી. નાવિકો સાથે ભળવાહળવાની અને છૂટથી વાતો કરવાની મને ટેવ છે. પોતાના દિલની વાત એ મને કરતા પણ ખરા.'

શ્રી આયંગર: પોતાને અન્યાય થઇ રહ્યો છે એવી નાવિકોની લાગણીને પરિણામે અશાંતિ થઈ અને બળવાનાં કારણોમાં એ પણ શામિલ બની એમ હું માની લઉં છું.

જવાબ : હા, એમ બનેલું...નૌકાવડા મથકમાં થતી નિમણુંકો એક નાની ટોળકીના હાથમાં હોય છે. નૌકાવડામથકના વહીવટમાં ઊંડી તપાસ થવી જોઈએ એવી મારી મક્કમ માન્યતા છે. મુંબઇમાંની નૌકાદળની કચેરીમાં પણ એવી જ હાલત છે.......કમાન્ડર કિંગે નાવિકોને ગાળો દીધેલી હોવાની વાત પ્રચલિત બની છે તે અંગે જો નૌકાદળે એક સત્તાવાર નિવેદન કર્યું હોત તો કદાચ હડતાલને અટકાવી શકાઇ હોત. મારા આ અભિપ્રાય સાથે મારા ઉચ્ચ અફસરો પણ સંમત થાય છે......ખોરાક અંગેની નાવિકો સાથેની વાતચીત દરમિયાન મને જણાયેલું કે એમને બ્રિટન અને ઓસ્ટ્રેલિયામાં મળતું ભોજન વધુ પસંદ હતું. નાવિકોને અપાતા ચોખામાં મેં પોતે

અનેક કાંકરા જોયા છે. હું તો એનાથી ત્રાસી ગયો છું......ખોવાયેલા કે નુકસાન પામેલા સરસામાન માટે નાવિકોને પૈસા ભરી દેવા પડે છે એની સામેની નાવિકોની ફરિયાદ બિલકુલ સાચી અને વાજબી છે.

આટલું કહ્યા પછી કેપ્ટન લીઅરમોન્ટે એક ફાટલી કામળી, શેતરંજી અને ઓશીકું સમિતિ સમક્ષ રજુ કર્યાં અને ઉમેર્યું કે, 'નોકરીમાંથી છુટા થતી વખતે નાવિકો જો આવી વસ્તુઓ પાછી ન આપી શકે તો એને માટે એમની પાસેથી એની આખી કિંમત વસુલ ન કરવી જોઈએ.'

**શ્રી પુરૂષોત્તમદાસ :** અહીં જુબાની આપનારા સંખ્યાબંધ હિંદી નાવિકો અને અફસરોએ રંગભેદની નીતિ પ્રવર્તતી હોવાના આક્ષેપો કર્યા છે.

**જવાબ :** મને, અને મેં જેની જેની ઉપર કમાન્ડર તરીકે કામ કર્યું છે તે મથકોને લાગેવળગે છે ત્યાં સુધી મેં કદી હિંદી અને બ્રિટિશના ખ્યાલ રાખ્યા નથી. મેં તો હંમેશા માત્ર હિંદી નૌકાદળનો વિચાર કર્યો છે. તેમ છતાં, અમારા જેવા ખાતામાં જાતજાતના માણસો અને જુદા જુદા માનસવાળી વ્યક્તિઓ આવતી હોય છે. તેથી જુદાં જુદાં માનસ વચ્ચે ઘર્ષણ થાય એ દેખીતું છે. પણ મારો મત એવો છે કે સામાન્ય રીતે બહુ ઓછો રંગભેદ પ્રવર્તતો હોય છે.

તે પછી આવ્યા સ્કૉટલેન્ડના વતની લેફ્o મેકરેય. નવી દિલ્હીના 'ઇન્ટર સર્વિસીઝ હેડક્વાર્ટર્સ' (લશ્કરી ખાતાંઓને સાંકળનારા વિભાગનું વડું મથક)ના એ એક અફસર છે. એમણે કહ્યું કે: 'નૌકાદળની મુખ્ય બીમારી તો અફસરો અને નાવિકો વચ્ચેના સંપર્કનો સમૂળગો અભાવ છે. યુરોપિયન અને હિંદી, કાયમી અને અનામત—કોઇ પણ અફસરો નાવિકો સાથે સંપર્કમાં હોતા નથી.

એવી જાતનો અંગત સંપર્ક રાખનારા બહુ જ થોડા અફસરોને કોઇ ગણતરીમાં લેવાતા નથી. નાવિકો અને અફસરોએ એકબીજા સાથે હળવું મળવું ન જોઇએ એવી નૌકાદળની નીતિ છે. દિલ્હીમાંના 'ઇન્ડીઆ' મથકની હું સાંજે સાંજે મુલાકાતો લેતો. પણ મારા ઉપરી અધિકારીઓએ એની પ્રત્યે સખત અણગમો દર્શાવ્યો. તે પછી મારે માટે એક જ રસ્તો ખુલ્લો રહ્યો. પોતાની મરજી પડે તે વખતે મારે ઘેર આવવાનું ખુલ્લું નિમંત્રણ મેં નાવિકોને આપ્યું. પણ તરત જ મને જણાવવામાં આવ્યું કે, તમે નૌકાદળના અફસરનો દરજ્જો હલકો પાડી રહ્યા છો. છેવટ જતાં મારી ઉપર અનૈતિક ઇરાદાઓનો ક્રૂર આક્ષેપ મૂકવામાં આવ્યો. નાવિકો સાથે છૂટથી હળતા-મળતા બીજા એક અફસર ઉપર 'સસ્તી લોકપ્રિયતાના લાલચુ' હોવાનો આક્ષેપ થયો.'

શાહી નૌકાદળના જે માણસો હિંદી નૌકાદળમાં અફસર બનીને આવતા તેઓ એ હોદ્દા ધરાવવા બિલકુલ નાલાયક હતા અને હિંદી નાવિકો પ્રત્યેનો એમનો વર્તાવ શરમજનક હતો, એવો પ્રહાર પણ પણ સાક્ષીએ કર્યો. નૌકાદળમાં પ્રવર્તતી સૈન્યવિખેરણીની પ્રથા અંગે કડક ટીકા કરતાં સાક્ષીએ કહ્યું કે, 'શારીરિક ખામીઓને કારણે નૌકાદળમાંથી છુટા કરાયેલા નાવિકોને સાંપડેલી શારિરિક ખોડના બદલામાં ૧૯–૧૯ મહિનાઓ સુધી એક પાઇનું પણ પેન્શન ન મળ્યાના અસંખ્ય દાખલાઓ મેં જોયા છે. '**રજપુતાના**'ના લાલ-દીન નામના નાવિકને તોપમારાના એક અકસ્માતને કારણે પગમાં મોટી ઇજા થઇ હતી ૧૮ મહીના સુધી ઇસ્પિતાલમાં રહ્યા પછી લાલદીનને છુટા કરવામાં આવ્યા ત્યારે એના પાછલા પગારની એક પાઇ પણ એમને અપાયેલી નહોતી, નહોતાં અપાયાં નોકરી અંગેનાં એમનાં કાગળિયાં કે નહોતું અપાયું એમનું પેન્શન. એમને ' ઇજા શા. કારણે થયેલી, અગર તો એક વખત એ નૌકાદળમાં કામ કરતા

હતા એટલું બતાવતો એક કાગળ સુદ્ધાં એમની પાસે નહોતો. એ રીતે, મોટા ભાગના નાવિકોને નોકરીમાંથી છુટા કરતી વખતે એમણે નૌકાદળમાં કામ કર્યું હતું એવું લખેલી એક મેલી ચબરખી જ અપાય છે.'

મુંબઇની 'સેન્ટ્રલ કોમ્યુનિકેશન ઑફિસ' (સદેશાવ્યવહારની મધ્યસ્થ કચેરી)ના સબ-લેફ્૦ કાસિમે જુબાની આપતાં કહ્યું કે, 'રંગભેદની નીતિનો અમલ એકલા નાઝીઓ જ કરતા હશે એમ હું માનતો હતો. પણ મુખ્યત્વે એવા રંગભેદને કારણે જ આ બળવો થયો હતો એમ હું માનું છું.

મે ૧૬ : ગુરૂવાર

પોતાની જુબાની આગળ ચલાવતાં સબ-લેફ્૦ કાસિમે જણાવ્યું કે, 'બ્રિટિશ અફસરોએ સમજવું જોઈએ કે એમની રંગભેદની નીતિ સદાકાળ માટે ચાલી શકશે નહિ. . . જો બળવામાં હિંસા ન થઈ હોત તો હું એમાં જરૂર જોડાયો હોત. વળી, નાવિકો અફસરોને પોતાની સાથે રાખવા માગતા નહોતા તેથી પણ હું બળવામાં ન જોડાઈ શકેલો. બળવા પાછળ દેશના ફોજી દળોને છિન્નભિન્ન કરી નાખવાનો કોઈ રાજદ્વારી ઉદ્દેશ નહોતો. બળવાની મુખ્ય નેમ રંગભેદને દૂર કરવાની હતી.'

તે પછી, ગયા સોમવારે જુબાની આપી ગયેલા શ્રી દત્તની ઊલટતપાસ ચાલુ થઈ. '**તલવાર**'માં રાજદ્વારી સૂત્રો લખવા માટે સાક્ષીની ગયા ફેબ્રુઆરીમાં ધરપકડ થઈ તે પછી બરાકમાંના એમના ખાનાની જપ્તી લઈને કબજે કરાયેલ નોંધપોથી, કાગળો, ચોપાનિયાં, ચોપડી વિ૦ ચમિતિ સમક્ષ રજુ કરવામાં આવ્યાં. એમાં અશોક મહેતા કૃત '**૧૮૫૭નો હિંદી બળવો**' નામની ચોપડી, આઝાદ હિંદ ફોજની પ્રતિજ્ઞા, આઝાદ હિંદ ફોજ રાહત ફાળાની રૂા. ૨૦૬ની એક પાવતી, બે નોંધપોથીઓ, માજી-સૈનિકોના સંઘના મંત્રી શ્રી મેનનનું એક પત્ર વિ૦ હતાં.

જજ-એડવોકેટ (સરકારી વકીલ) લેફ૦ કૈ૦ પીતાર્રના પ્રશ્નોના જવાબમાં સાક્ષીએ કહ્યું કે, 'માજી સૈનિકોના સંઘની સમિતિનો હું સભ્ય છું પણ એ વાતનું કોઈ રાજદ્વારી મહત્વ નથી. અશિક્ષિત નાવિકોને હું હિંદના ઇતિહાસની, કોંગ્રેસની અને એવી વાતો કરીને શિક્ષણ આપતો. રાજકારણમાં રસ લેવાની શરૂઆત મેં નૌકાદળમાં જોડાયા પછી કરી, કારણ કે દરિયાપારના સ્વતંત્ર મુલકોમાં જવાની તક મને તે પછી મળી, બ્રિટિશ સૈનિકોના સંપર્કમાં હું આવ્યો, પુસ્તકો અને વર્તમાનપત્રો વાંચીને દેશના રોજિંદા બનાવો સમજવા લાગ્યો. સામ્યવાદી સાહિત્યમાં મને રસ નથી. ઓગસ્ટ (૧૯૪૨)ની ચળવળ શરૂ થઈ ત્યારે હું આ દેશમાં નહોતો પણ હું એને અંગેના સમાચારો વાંચતો રહેતો હતો. મને એ ઘણી ગમી ગયેલી. હિંદની આઝાદી મેળવવા માટે ભાંગફોડ કે સશસ્ત્ર બળવા સહિત ગમે તે રીતની લડત વાજબી છે.

સવાલ : દેશનાં ફોજી દળો સ્વતંત્રતાની ચળવળમાં જોડાય તો તમે બહુ રાજી થાવ ખરા ?

જવાબ : કોણ ન થાય !

સવાલ : તમે જો સિંગાપુરમાં હોત તો આઝાદ હિંદ ફોજમાં જોડાયા હોત કે :

જવાબ : જરૂર...મને થતું હતું કે કાંઈક કરવું જોઈએ. જાપાનની હાર થઈ ત્યારથી દેશના લશ્કરી માણસોની એક સંસ્થા સ્થાપવાનો વિચાર મને આવ્યા જ કરતો હતો. એ અંગે હું લેફ૦ નાયર, શ્રી મેનન, શ્રીમતી કુસુમ નાયર વગેરેને મળેલો.

સવાલ : આઝાદ હિંદ ફોજની પ્રતિજ્ઞા સાથે તમે સંમત થાવ છો ?

જવાબ : દરેક હિંદીએ એ પ્રતિજ્ઞા લેવી જોઈએ.

સવાલ : ખોરાક, મુસાફરી વગેરેની ફરિયાદોની અગત્ય ઘણી ઓછી છે એમ તમે માનો છો ?

જવાબ : હા.

**શ્રી મહાજન** : ૧૭-૧૮મી ફેબ્રુઆરીનો બળવો તમે શરૂ કરવા માગો તે જાતનો નહોતો ને?

જવાબ : એ બળવો મારી ઇચ્છા નહોતી તો પણ શરૂ થયેલો.

મે૦ જ૦ રીઝ : સ્વતંત્રતાની ચળવળ કઈ રીતે ચલાવવાની તમારી ઈચ્છા છે ?

જવાબ : અહિંસક રીતે કાર્ય કરીને.

**મે ૧૭ : શુક્રવાર**

૧૯મી ફેબ્રુઆરીએ હડતાલ શરૂ થઇ તે જ દિવસે **'તલવાર'** મથકના કમાન્ડર તરીકેનો હોદ્દો સંભાળી લેવા લોણાવલાથી મુંબઈ આવેલા કમાન્ડર કરમરકરે જુબાની આપતાં જણાવ્યું કે—

'નાવિકોમાં અસંતોષ ફેલાયેલો હતો અને એમની અમુક ફરિયાદો પણ હતી તે હું સ્વીકારું છું, પણ બળવો કરવાની હદે જવા જેટલી એ ગંભીર નહોતી. એ ફરિયાદોનો નિકાલ શાંતિપૂર્વક લાવી શકાયો હોત. શાહી નૌકાદળને મળતી વધુ સારી સગવડો, નૌકાદળ કે સરકારમાં નાવિકોના કોઈ જાતના વિશ્વાસનો સંપૂર્ણ અભાવ, શનું રાજકીય વાતાવરણ, કેટલાક રાજદ્વારી પક્ષો અને અમુક છાપાંની અસર, અને શાહી વિમાની દળમાંની હડતાલ પણ આ બળવા માટે કારણભૂત હતાં. નાવિકોનાં ટોળાંની લાગણીઓ ઉશ્કેરાયેલી હતી અને એમના મગજમાં એક ધૂન ચડી ગઈ હતી એ વખતે લશ્કરનો ઉપયોગ કરવાથી મામલો બિલકુલ વણસી ગયો હતો.'

સાક્ષીએ જણાવ્યું કે એમણે અને એક નાવિકે પંડિત જવાહરલાલની મુલાકાત લીધી હતી.

નવી દિલ્હીમાંના નૌકા વડામથકના એક અફસર લેફ્૦ ક૦ સેમ્પસને જણાવ્યું કે, 'આઝાદ હિંદ ફોજનાં ગુણગાન ગવાયાં તેથી નાવિકોની વફાદારીની ભાવના ડૂલી ગઈ. એમને થયું કે લડાઈમાં એમણે ભજવેલા ભાગને કારણે લોકો એમની તરફ તિરસ્કારની નજરે જુએ છે. એટલે, આઝાદ ફોજનું અનુકરણ કરીને લોકદૃષ્ટિમાં પોતાની આબરુ વધારવાનો એમણે વિચાર કર્યો. લડાઈ એકાએક પૂરી થઇ જવાને લીધે નાવિકો એકાએક કામધંધા વિના થઈ ગયા અને તેથી એમના દિલમાં અનિશ્ચિતતાની ભાવના પેદા થઈ અને શાહી; વિમાની દળ તથા હિંદી વિમાની દળની હડતાલોએ એમને ઉત્તેજન આપ્યું.'

'તલવાર'ના એક અફસર લેફ્૦ ક૦ શૉએ કહ્યું કે, 'લડાઈ દરમિયાન હિંદી નૌકાદળનો અત્યંત ઝડપી વિકાસ થયો હોવાને લીધે અયોગ્ય માણસોને અફસરો અને નાવિકો તરીકે ભરતી કરવામાં આવ્યા હતા એ બળવાનું મુખ્ય કારણ છે. સૈન્યભરતી માટેના પ્રચારમાં નૌકાદળના જીવન અંગે ગુલાબી ચિત્રો દોરવામાં આવતાં હતાં. પણ નૌકાદળમાં જોડાયા પછી નાવિકોએ પ્રત્યક્ષ જે પરિસ્થિતિ જોઈ તેથી તેમને ઘણો આઘાત લાગ્યો અને નોકરીની શરૂઆતથી જ એમનામા અસંતોષ પેંઠો. બળવા પહેલાં નૌકાદળમાં બળવાખોર તત્વો કાર્ય કરી રહ્યાં હતાં પણ જો નૌકાદળનું જીવન સુખી અને સંતોષી હોત તો આ બળવાખોર બીજનાં મૂળિયાં બાઝયાં ન હોત... કેટલાક નાવિકોએ સત્તાવાળાઓને જણાવેલું કે એમની માગણીઓ અંગે એમની વતી રાજદ્વારી નેતાઓને વાટાઘાટો ચલાવવા દેવી જોઈએ. એ બાબતમાં શ્રીમતી અરૂણા અસફઅલીનું નામ પણ એમણે સૂચવ્યું હતું. પાછળથી એ જ નાવિકોએ હડતાલ-સમિતિ સ્થાપેલી'

'તલવાર'ના એક અફસર લેફ્૦ બત્રાએ એ મથકના નાવિકો ઉપવાસ ઉપર ઊતર્યા તે પૂર્વેના બનાવોનું વિગતવાર વર્ણન કર્યું અને કહ્યું કે ખોરાક અંગેની ફરિયાદો રોજેરોજ થતી હતી. એક

સવાલના જવાબમાં એમણે જણાવ્યું કે 'કમાન્ડર કિંગ મુર્દાબાદ'નો પોકાર નાવિકોમાં ઘણો વ્યાપક હતો.

તે પછી 'કેસલ' બરાકના એક અફસર કેપ્ટન ઈન્નિગો જોન્સે જુબાની આપી. આ અગાઉ સમિતિ સમક્ષ આવી ગયેલા સાક્ષીઓમાંના એક નાવિકે એમને 'હિંદી નૌકાદળના જલ્લાદ.' તરીકે વર્ણવ્યા હતા. 'કેસલ' બરાક પરના એમના અમલ દરમિયાન નાવિકોને થયેલી સજાઓની સંખ્યામાં અઢીગણો વધારો થયેલો એ હકીકત સાચી છે કે નહિ, એવા પ્રશ્નના જવાબમાં એમણે કહ્યું કે, બીજાં જહાજો અને મથકોના ઘણા નાવિકો ત્યાં આવ્યા હોવાથી એમ બન્યું હશે. સજાઓની વધેલી સંખ્યા માટે એથી વિશેષ કાંઈ ખુલાસો પોતે કરી શકે તેમ નથી એમ એમણે જણાવ્યું.

તે પછી આવ્યા 'તલવાર'ના અફસર લેફ્‌૦ સચદેવ. એ અને લેફ્‌૦ બત્રા નાવિકોમાં ઘણા પ્રિય ગણાય છે કારણ કે એમની માગણીઓ અને ફરિયાદો પ્રત્યે તેઓ સહાનુભૂતિ ધરાવે છે. એમણે કહ્યું કે, નાવિકો નીચલા દરજ્જાના અફસરોને ફરિયાદ કરી કરીને થાકી ગયા અને નીચલા અફસરો ઉપરના અધિકારીઓને ફરિયાદ કરી કરીને થાકી ગયા; પછી બેઉની નિરાશા ભેગી થઈ અને એમાંથી એકાએક બળવો ફાટી નીકળ્યો.

મે ૨૦ : સોમવાર

પોતાની જુબાની આગળ ચલાવતાં લેફ્‌૦ સચદેવે કહ્યું કે, બળવા માટે અગાઉથી તૈયારીઓ થઈ નહોતી કારણકે શરૂઆતમાં મથકના એક જ વિભાગમાં હડતાલ પડેલી. પણ પરિસ્થિતિને કઢંગી રીતે સમાલવામાં આવી તેથી હડતાલ પાછળથી વધુ પ્રસરેલી...માજી હિંદી સૈનિકોના સંઘનો હું એક સભ્ય હતો અને એની ઘણી સભાઓમાં હું હાજર રહ્યો છું. સલામતી ખાતાના

અફસર તરીકેનું મારું કાર્ય એથી સરળ બનશે એમ માનીને હું એમાં જોડાયેલો. પાછળથી મેં છાપાંમાં વાંચ્યું કે એ સંસ્થાને અમુક રાજદ્વારી પક્ષ સાથે સંબંધ છે એટલે મેં એમાંથી રાજીનામું આપેલું.

**સવાલ :** સલામતીખાતાના અફસર તરીકે તમારી ફરજ એ મંચકમાં કોઈ ક્રાંતિકારી ચળવળ ન થાય તે જોવાની હતી ?

**જવાબ :** હા.

**સવાલ :** લશ્કરી સૈનિકોમાં વ્યાપેલા અસંતોષના ખબરો વર્તમાનપત્રોમાં આવતાં હતાં એ તમારા ખ્યાલમાં હતું ?

**જવાબ :** 'તલવાર'માં એવું કોઈ છાપું લવાતું નહોતું.

**સવાલ :** તમે કયા છાપાં વાંચતા હતા ?

**જવાબ :** 'ટાઇમ્સ ઓફ ઇંડિયા.'

**શ્રી મહાજન :** 'હિંદ છોડો'નો ઠરાવ, આઝાદ હિંદ ફોજ અને 'જય હિંદ' પ્રત્યે નાવિકોની સક્રિય સહાનુભૂતિ હતી એમ એમ કહેવું બરાબર છે ?

**જવાબ :** નાવિકોનું વલણ સહાનુભૂતિભર્યું હતું.

**શ્રી ફઝલઅલી :** તમે કહ્યું છે કે નાવિકો રાજકીય રીતે જાગ્રત હતા. એટલે શું ?

**જવાબ :** બધાને પોતાના દેશની આઝાદી જોઈતી હતી.

**સવાલ :** હિંસાત્મક માર્ગે લેવી હતી ?

**જવાબ :** ના.

**મે૦ જ૦ રીઝ :** તમે અંગ્રેજોના ગુલામ છો એમ તમે માનો છો ?

જવાબ : હા.

તે પછીના સાક્ષી તરીકે આવ્યા કમાન્ડર કિંગ. 'તલવાર'ના એ કમાન્ડિંગ અફસર હતા. પણ નાવિકોની હડતાલે શરૂ થઈ કે તરત જ એમને એ હોદ્દા ઉપરથી છૂટા કરવામાં આવેલા.

**શ્રી મહાજન :** 'તલવાર'માં મળતો ખોરાક તમે ચાખેલો ખરો ?

**જવાબ :** 'તલવાર'માં હું ૨૦ દિવસ રહ્યો તે દરમિયાન ત્યાંનો ખોરાક મેં બે-ત્રણ વાર ચાખેલો. એ ખોરાક સારો હતો. ત્યાંની રોટલીઓ તો મારે ઘેર હિંદી રસોઈઓ જે બનાવે છે તેનાથી પણ સારી હતી. 'તલવાર'ના ખોરાક અંગે કોઈ ફરિયાદ મારા કાન સુધી પહોંચી નથી.

**સવાલ :** 'તલવાર'ના નાવિકોમાં તમે લોકપ્રિય હતા ?

**જવાબ :** છાપામાં આવતા અહેવાલો પ્રમાણે તો હું ત્યાં લોકપ્રિય નહોતો. લોકપ્રિયતા મેળવવા જેટલો લાંબો સમય મેં ત્યાં ગાળ્યો નથી.

**સવાલ :** એક દિવસ તમારી મોટર ઉપર 'ક્વીટ ઇન્ડીઆ' (હિંદ છોડો) લખવામાં આવેલું અને એના એક ટાયરમાંથી હવા કાઢી નખાયેલી. આ બનાવને તમે ગંભીર ગણેલો ? એ અંગે તમે શાં પગલાં લીધેલાં ?

**જવાબ :** મેં એને એક અત્યંત ગંભીર બનાવ લેખેલો. આખા મથકને મારા કાબૂમાં રાખવાનો મારો ધર્મ છે એમ હું માનતો. એટલે મેં એ મથકમાં રખાતા નાવિકોની સંખ્યા ઓછી કરવાની અને મને વધુ અફસરો આપવાની વિનંતી સત્તાધિકારીઓને કરેલી. એનાથી ધાર્યું પરિણામ આવી શક્યું હોત. પણ સત્તાધિકારીઓ મને મદદ કરી શક્યા નહિ.

સવાલ : તમારી વિરુદ્ધ ફરિયાદ કરનારા ૧૪ નાવિકોને તમારી સામે કાંઈ દાઝ છે ?

જવાબ : અગાઉ કહી હું · એમને મળ્યો પણ નથી, મારી સામે દાઝ રાખવાનું એમને કોઈ કારણ હોઇ શકે નહિ...... એ મથકમાં વ્યવસ્થા સ્થાપવાના મારા સૌથી પ્રથમ પ્રયાસને પરિણામે શ્રી દત્તની ધરપકડ થઈ. નાવિકોના પક્ષકારોને એ ન ગમ્યું. એ એક ગેરરસ્તે દોરવાઈ ગયેલો પણ ખેલદિલ આદમી હતો. એક ક્રાંતિકારી સંસ્થાએ એને ઊંધે માર્ગે ચઢાવી દીધેલ છે. એ ઘણો ચાલાક માણસ હતો અને કોઈ પણ દેશનાં નૌકાદળને એણે ગૌરવ અપાવ્યું હોત. આખી વાતની બીજી બાજુ એને કહી બતાવનારા પૂરતા અફસરો મારી પાસે હોત તો એને મેં એક નમૂનેદાર નાવિક બનાવ્યો હોત.

સવાલ : ' તલવાર 'માં બળવો ફાટી નીકળતો અટકાવવા તમે શાં પગલાં લીધેલાં ?

જવાબ : બળવો ' તલવાર 'માં પણ ફેલાશે એવો મને ખ્યાલ નહોતો. એનું જીવનધોરણ ઊંચું છે—યુદ્ધકાળમાં કે શાંતિકાળ દરમિયાન મેં જોયેલા કોઈ પણ મથક કરતાં એ જીવનધોરણ વધુ ઊંચું છે.

સવાલ : પણ નાવિકો તો અસંતુષ્ટ હતા.

જવાબ : એમને બહારના પ્રચારની અસર થઈ હશે.

સવાલ : ત્યારે શું બળવાના સમયે સાચી ફરિયાદો કાંઈ હતી જ નહિ ?

જવાબ : ના. બળવાની પાછળ માત્ર રાજદ્વારી જ નહિ, પણ એક ક્રાંતિકારી ચળવળનો હાથ હતો. ' તલવાર ' ક્રાંતિકારી પ્રચા-

રથી છલકોઈ ગયું હતું. અને એની સામે કાંઈ પગલાં લેવાય એ નાવિકોને પસંદ નહોતું. શ્રી દત્તની ધરપકડ કરાવવા સિવાય બીજું કાંઈ મેં કર્યું નહોતું. પણ કાયદો અને વ્યવસ્થાના બજારુ વિરોધીઓને એ ધરપકડમાંથી પ્રચારનો ઘણો મસાલો સાંપડી ગયો. કદાચ એ રીતે જ બળવો ફાટી નીકળ્યો હશે...... નૌકાદળમાં સામાન્ય રીતે એમ મનાતું આવ્યું છે કે 'તલવાર' મથકમાંની શિસ્ત ઘણી નબળી છે.

**શ્રી ફઝલઅલી :** લેફ્૦ નંદા અને લેફ્૦ કોહલીએ એમ નિવેદનો કર્યાં છે કે ક૦ કિંગને ગંદી ભાષા વાપરવાની આદત છે. શું એ સાચું છે?

**જવાબ :** મારા મિત્રો સાથે હું કેટલીક વાર છૂટથી વાતો કરું છું.

**સવાલ :** જે શિષ્ટ ન હોય અને જેને ભૂલથી ગંદી ગણી શકાય એવી ભાષામાં?

**જવાબ :** પણ ગંદી ભાષા એટલે શું? નાવિકો સાથે હું મારા મિત્રોની માફક વાત નથી કરી શકતો. કેટલાક માણસો મિત્રો સાથે જે રીતે વાતો કરતા હોય છે તે રીતે અજાણ્યાઓ સાથે નથી કરતા.

**સવાલ :** ત્યારે એ આક્ષેપોનો તમે સાફ સાફ ઈન્કાર નથી કરી શકતા?

**જવાબ :** શબ્દકોષમાં આપેલા છે તે સિવાય બીજા કોઈ હરફ મારા મોઢામાંથી નથી નીકળ્યા એમ તમે કહેવા માંગો છો ને? શબ્દકોષમાં ન હોય એવા શબ્દો પણ હું પ્રસંગોપાત વાપરું છું.

તે પછી, લેફ્૦ નંદાએ 'તલવાર'ની તપાસ-સમિતિ સમક્ષ કરેલા નિવેદનમાંથી એક ફકરો શ્રી ફઝલઅલીએ વાચી સંભળાવ્યો:' ક૦ કિંગ સાથે

હું ઘણા સંપર્કમાં આવેલો છું. અજાણતાં જ એમનાથી બોલાઈ જતી ગંદી ભાષા મેં ઘણીવાર સાભળેલી છે.'

એનો અર્થ સમજાવતાં કo કિંગે કહ્યું કે, 'કેટલીકવાર હું મોકળા મને વાત કરું છું.'.

તે પછી આવ્યા 'તલવાર'ના અફસર લેફ્o નંદા. એમણે કહ્યું કે, '૧૪ નાવિકો કo કિંગ સામે ફરિયાદ કરવા ગયા ત્યારે એ મથકના કમાન્ડર તરીકે, નૌકાદળની સામાન્ય રસમ મુજબ એમણે એમને સમજાવ્યું કે જો એ ખોટી ફરિયાદ કરતા હશે તો પરિણામ ખરાબ આવશે. આને નાવિકો ધમકી માની બેઠા. નાવિકો માટે કo કિંગે 'બગર' શબ્દ વાપરેલો એ મને યાદ છે. પણ નૌકાદળમાં 'બગર' અને 'બ્લડી' (જંગલી અને ખૂની) જેવા શબ્દોનો ઝાઝો અર્થ ગણાતો નથી. જો કમાન્ડર કિંગે જરા વધુ કુશળતા દાખવી હોત તો ગંદી ભાષા અંગે ફરિયાદ કરનારા નાવિકોને એમણે કહ્યું હોત કે, મારો ઉદ્દેશ ગંદી ભાષા વાપરવાનો નહોતો અને જો એવી ભાષા વપરાઈ હોય તો એને માટે હું દિલગીર છું......'તલવાર'માં સૂત્રો લખવાનું કાર્ય અસંતુષ્ટ નાવિકોનું નહોતું. એ મથકની શિસ્તમાં ભંગાણ પાડવાના, સરકાર સામે લાગણી ઉશ્કેરવાના અને: લશ્કરી દળોમાંની ફરિયાદોને મોટું સ્વરૂપ આપવાના પ્રયાસો કરનારી કોઇ વ્યવસ્થિત સંસ્થાનું એ કાર્ય હતું......ટેલીગ્રાફિસ્ટ દત્તની ધરપકડના અને એમના છુટકારાના સમાચારોને અખબારોમાં સારી પેઠે સ્થાન આપવામાં આવેલું. આથી નાવિકોને થયું કે અખબારી પ્રચારને કારણે સત્તાવાળાઓને દત્તનો છુટકારો કરવાની ફરજ પડી હતી. એમને લાગ્યું કે છાપાં અને કોઈ રાજકીય સંસ્થાનું પીઠબળ હોય તો સત્તાવાળાઓ ઉપર દબાણ લાવવા માટે તેઓ ગમે તે કરી શકે છે.'

મે ૨૩ : મંગળવાર

ગઈકાલના સાક્ષી લેફ્o નંદાની જુબાની આજે આગળ ચાલી.

થોડા દિવસો પર એક સાક્ષીએ તપાસ-સમિતિ સમક્ષ જણાવેલું કે 'તલવાર' મથકમાં ૧૯૪૨ના અરસામાં એક નાવિકે આપઘાત કરેલો. લેફ્૰ નંદાએ એ વાતની સાહેદી પૂરી અને કહ્યું કે બનાવ બન્યા ત્યારે પોતે એ મથકમાં જ હતા, અને મરનારે તારના દોરડાથી ગળે ફાંસો ખાધેલો. આગળ ચાલતાં સાક્ષીએ કહ્યું કે બળવો પાછો ખેંચી લેવામાં આવ્યો તે પછી પોતે અને અમુક નાવિકો સરદાર વલ્લભભાઇ પટેલની મુલાકાતે ગયેલા. સરદારે હડતાલને વખોડી કાઢી હતી. એમણે કહ્યું કે જેનાથી પોતાને કાંઈ ફાયદો ન થયો એવી હડતાલ ઉપર ઉતરવામાં નાવિકોએ ગંભીર ભૂલ કરી છે. પોતાની લાંબી તવારીખમાં જેણે અંગ્રેજોની બિનશરતી શરણાગતિ સ્વીકારવાનો વિચાર સુદ્ધાં નથી કર્યો એ કોંગ્રેસને નામે નાવિકોને શરણે થઈ જવાનું કહેતાં સરદારે ઘણો તેજોવધ અનુભવ્યો હતો.

તે પછી લીડિંગ ટેલીગ્રાફિસ્ટ મલ્લિકે પણ સાક્ષી પૂરતાં કહ્યું કે, 'ગુલામ હુસેન નામના એક નાવિકે 'તલવાર'માં આપઘાત કરેલો તે હું જાણું છું.'

**'રોહિલખંડ'** જહાજના કમાન્ડિંગ અફસર કમાન્ડર બેર્ઇલીએ જુબાની આપી કે, બળવાના સમાચાર આવ્યા ત્યારે પોતે આંદામાનમાં હતા અને એમના કાફલાના તમામ જહાજોમાં હડતાલ પડેલી તેમજ જહાજો ઉપર કોંગ્રેસના વાવટા ફરકાવાયા હતા.

મુંબઈના ફ્લેગ ઑફિસરની કચેરીના એક અફસર કમાન્ડર ખેકરે કહ્યું કે, નૌકા-મથકોને અપાતા ચોખા માણસને ખાવાલાયક છે કે નહિ તે જાણવા માટે અગાઉથી એની વૈજ્ઞાનિક રીતે ખાતરી કરાતી.

'ફ્લાઇચ'ના એક નાવિક થિવેરીએ કહ્યું કે એક વખત એક બ્રિટિશ અફસરે રોટલીના ટુકડા કૂતરાને નાખ્યા અને કહ્યું કે, આ તમારે માટે અને કૂતરાઓ માટે બનાવવામાં આવેલ છે.

'હિંદુસ્તાન' જહાજના એક નાવિક ચિકોડીએ પોતાની જુબાનીમાં જણાવ્યું કે, 'એકવાર અમારું જહાજ કોલંબોથી ઉપડયું તે પછી પૂરા ત્રણ દિવસ સુધી અમને નાવિકોને ખારા -પાણીમાં રાંધેલો ખોરાક અને પીવામાં ખારું પાણી અપાયાં હતાં. અફસોસ-ની જોઈએ તેટલું મીઠું પાણી મળ્યું હતું....નેતાઓનાં ભાષણોથી અમારું ટાઢું લોહી ઉકળી ગયેલું, પણ ખરો મોકો આવ્યો ત્યારે નેતાઓ ખસી ગયા. અમારી લડત આઝાદી માટેની હતી અને અમે એને માટે અમારા જાન કુરબાન કરવા તૈયાર હતા. ખોરાકને ખાતર અમે અમારી જિંદગી હોડમાં ન મૂકીએ......માતૃભૂમિ માટે પોતા-નાથી બનતું બધુંજ કરી છૂટવાની હું દરેક નાવિકને અપીલ કરું છું.'

## ૧૨. માજી—સૈનિકોનો સંઘ

તે પછીના સાક્ષી સબ લેફ૦ ઓઝાએ કહ્યું કે માજી સૈનિકોના સંઘ વિશે મેં પહેલવહેલું ગયા જાન્યુઆરીમાં સાંભળ્યું અને એમાં હું ગયે મહિને જ જોડાયો. એની ૧૦મીએ મુંબઈના ફ્લેગ ઑફિસરના ચીફ ઑફ સ્ટાફના મદદનીશ લેફ૦ પેરીને મને મળવા બોલાવ્યો, અને એ સંઘના મંત્રી સાથે મેં ભોજન શા માટે લીધેલું તેનો ખુલાસો માગ્યો. એ સંઘ વિશે સત્તાવાળાઓએ મને ઘણા પ્રશ્નો પૂછ્યા પણ મારે બાતમીદાર કે જાસુસ બનવું નહોતું એટલે મેં એના જવાબ ન આપ્યા.'

**શ્રી પુરૂષોત્તમદાસ :** સંઘની કોઈ પ્રવૃત્તિમાં તમે રસ લ્યો છો ખરા ?

જવાબ : હું સહકારી મંડળીઓ સ્થાપવા માટે પ્રયત્નો કરી રહ્યો છું. એ માટે સરકારી અમલદારોની તેમજ મુંબઈ પ્રાંતના એક પ્રધાન શ્રી વૈકુંઠ મહેતાની મદદ પણ મેં માગેલી છે.

તે પછી શ્રી પુરુષોત્તમદાસે નૌકા-અફસરોની એક સામુહિક છબી રજુ કરી, અને સાક્ષીને પૂછ્યું: 'પહેલી હરોળમાં બેઠેલા તમામ અફસરો અંગ્રેજ છે તે તમે જુઓ છો ?'

જવાબ : હા.

સવાલ : એક પણ હિંદી અફસર આગલી હરોળમાં નથી બેઠા એ શું કેવળ એક અકસ્માત જ છે ?

જવાબ : બિલકુલ નહિ. પોતાનાથી નીચલા દરજ્જાના બે અંગ્રેજ અફસરો માટે જગ્યા કરવા બે હિંદી અફસરોને એમને સ્થાનેથી ઊઠવું પડેલું. રંગભેદની નીતિનો એ એક સૂક્ષ્મ પ્રકાર હતો.

તે પછી સાક્ષીએ રંગભેદના બીજા દાખલા આપ્યા.

લેફ્૦ ક૦ પવાર : નૌકાદળમાં જોડાયા તે અગાઉ પણ તમે આ દાખલાઓથી જાણકાર હતા ?

જવાબ : હા.

સવાલ : એ જાણવા છતાં પણ તમે નૌકાદળમાં જોડાયા ?

જવાબ : હા. મને નૌકાદળ માટે ઘણો પ્રેમ છે, અને મને ખાતરી હતી કે એકવાર આ દેશ સ્વતંત્ર થશે પછી આ બધી વસ્તુઓ અદૃશ્ય બનશે. ઉપરાંત મારે મારા દેશની સેવા પણ કરવી હતી.

તે પછી આવ્યા ઉપરકહ્યા લેફ્૦ પેરીન.

સબ-લેફ્૦ ઓઝાને પોતે મળવા બોલાવેલા તે તો એમના હોદ્દાની ફરજ-અજાવણીના એ [illegible] રૂપે હતું એમ એમણે કહ્યું :

'માજી સૈનિકોના સંઘ વિશે મારે તપાસ કરવી હતી. મને લાગ્યું હતું કે એ સંસ્થાને હૈયે સૈનિકોનું હિત નથી. મને એ 'બોદી' સંસ્થા લાગેલી.'

શ્રી પુરુષોત્તમદાસ : 'બોદી' એટલે શું? એ સંસ્થા વિશે તમે કાંઇ તપાસ કરેલી છે ખરી?

જવાબ : ના.

સવાલ : પૂરતી તપાસ કર્યા વિના આવાં નિવેદનો કરવાની તમને આદત છે?

સાક્ષીએ કાંઈ જવાબ ન આપ્યો.

માજી-સનિકોના સંઘ સામે આક્ષેપો થયા હોવાથી તપાસ-સમિતિના પ્રમુખ શ્રી ફઝલઅલીએ જાહેર કર્યું કે, એના મંત્રી શ્રી મેનન, તેમજ એમની વ્યવસ્થા-સમિતિના બે સભ્યો લેફ્૦ નાયર અને શ્રીમતી કુસુમ નાયરને સમિતિ સમક્ષ આવતા ગુરૂવારે જુબાની આપવા બોલાવવાનું નક્કી થયું છે.

તે પછી મદ્રાસના 'અધાર' મથકના કમાન્ડિંગ અફસર લેફ્૦ ક૦ હાર્પરે જુબાની આપતાં જણાવ્યું કે, '૨૦મી ફેબ્રુઆરીએ વિઝાગાપટ્ટમના નાવિકો તરફથી અમને સંદેશો મળ્યો કે એમણે હડતાલ પાડી છે એટલે 'અધાર'ના નાવિકો પણ હડતાલ પર ઊતર્યા..... ઇંગ્લંડમાં હું હોટેલોના ધંધામાં હતો એટલે ખોરાક વિશે હું ઘણું જાણું છું. ખરાબ ખોરાક વિશેની ફરિયાદો મારી પાસે આવતી અને તરત જ તે સુધારવા માટે હું પગલાં ભરતો. એક વખત તો એક હંડ્રેડવેઈટ (૧૧૨ રતલ)ના ચોખાના કોથળામાંથી ૨૫ રતલ કાંકરા નીકળેલા.'

મે ૨૨ : બુધવાર

મુંબઈના ફ્લેગ-ઑફિસર રેર-એડમિરલ રેટરીએ આજે પોતાની

જુબાની આપી. નાવિકોની ફરિયાદોએ બળવા માટેનું વાતાવરણ તૈયાર રેલું ખરું, પણ એમને મતે, સૌથી વિશેષ પ્રમાણમાં તો ૧૯૪૫ની આખરથી હિંદમાં પ્રવર્તી રહેલ રાજકીય તંગદિલીને પરિણામે જ બળવો થયેલો. ખરાબ ખોરાક એને માટે કારણભૂત હતો એમ કહેવું ખોટું છે. આખા હિંદુસ્તાનના બંદરો અને ભૂમિ-મથકોમાં બળવો ફરી વળ્યો એ ઉપરથી સ્પષ્ટ દેખાય છે કે એ એક વ્યવસ્થિત યોજના હતી અને નૌકાદળની અંદરનાં તેમજ બહારનાં બળવાખોરી તત્ત્વો છૂપી રીતે કામ કરતાં હતાં અને નાવિકોની શિસ્ત ઢીલી પાડી રહ્યાં હતાં.

સાક્ષીએ જણાવ્યું કે હિંદી નૌકાદળના ફ્લેગ-ઑફિસર કમાન્ડિંગને દિલ્હીમાં ફેબ્રુઆરીની પહેલીએ એક નનામો કાગળ મળેલો. હિંદી લશ્કર, હિંદી નૌકાદળ અને હિંદી વિમાની દળના સેંકડો સુશિક્ષિત જુવાનોને નામે લખાયેલા કહેવાતા એ કાગળમાં લખેલું હતું કે: "દુનિયાની લોકશાહીઓને અમે વિજય અપાવ્યો છે અને તેથી પુનર્નિયોજનની યોજનાઓમાં અમારો અગ્રહક્ક છે." તે પછી પગાર, પેન્શન વિગેરે અંગેની માગણીઓ રજૂ કરીને લખવામાં આવેલું કે: "અમે તમને બે અઠવાડિયાની મુદત આપીએ છીએ. તે દરમિયાન અમે કડકપણે શિસ્ત જાળવશું. પણ જો આ મુદત દરમિયાન અમારી ન્યાયી અને વાજબી માગણીઓ સોએ સો ટકા સંતોષવામાં નહિ આવે, તો નક્કી માનજો કે આખા દેશમાં ગેરશિસ્ત પ્રવર્તશે. અમે એને માટે તૈયાર છીએ. અમારું નિશાન ૧૯૪૬-ના ફેબ્રુઆરીની ૧૫મી તારીખ છે." હજારેક શબ્દોનો આ કાગળ હિંદી નૌકાદળના ફ્લેગ ઑફિસર-કમાન્ડિંગ ઉપરાંત હિંદી સર સેનાધિપતિને, મિત્રદળોના વડા સરસેનાધિપતિને, હિંદી સરકારના યુદ્ધમંત્રીને અને કેટલાંક અખબારોને એકી સાથે મોકલાયો હોવાનું મનાય છે. કાગળ (અંગ્રેજીમાં) ટાઈપ કરેલો હતો અને એમાં પેનસિલથી 'ફેબ્રુઆરી ૧, ૧૯૪૬' ની તારીખ લખેલી હતી.

સાક્ષીએ જણાવ્યું કે ફ્લેગ ઓફિસર-કમાન્ડિંગ તરફથી એ કાગળ એમને ગેની ૨૧મીએ મળેલા. એ અંગે તેથી વિશેષ કંઈ માહિતી એમની પાસે નહોતી.

ભૂતકાળમાં નૌકા-મથકોમાં અને જહાજોમાં હુકમભંગના બનાવો બન્યા પછી હિંદી નૌકાદળના ૧૯૪૩ના ફ્લેગ ઓફિસર-કમાન્ડિંગ વાઇસ એડમિરલ ફિટ્ઝહર્બર્ટે નૌકાદળના અફસરો ઉપર મોકલેલી સૂચનાઓ શ્રી મહાજને સાક્ષી સમક્ષ વાંચી સંભળાવી. એમાં એમ જણાવેલું હતું કે: "હુકમભંગના બનાવો વારંવાર બને છે એ બતાવે છે કે નાવિકો સાથે કામ લેવાની નૌકા-અફસરોની પદ્ધતિમાં કાંઈક મુળભૂત ખામી છે. નેપોલિયન બોનાપાર્ટે કહેલું છે કે, દુનિયામાં સૈનિકો કદાપિ ખરાબ નથી હોતા, ખરાબ તો માત્ર અફસરો જ હોય છે......અફસરોએ નાવિકો સાથે નિકટનો સંબંધ રાખવો જોઈએ અને એમના કુટુંબની હાલતના જાણકાર બનવું જોઈએ કારણ કે દરેક માણસ બીજા માણસથી કોઈક ને કોઈક રીતે જુદો પડતો હોય છે, અને બન્ને સાથે એકસરખો વર્તાવ રાખવો એ ભાગ્યે જ વાજબી ગણી શકાય. નાવિકો સાથે બુદ્ધિપૂર્વક કામ લેવાવું જોઈએ અને એમની આબાદીનો પૂરતો ખ્યાલ રખાવો જોઈએ."

**શ્રી ફેઝલઅલી :** આ સૂચનાઓનું પાલન એના અમલ કરતાં ભંગમાં જ મુખ્યત્વે થયેલું એમ અમે માની લઈએ કે ?

**જવાબ :** જહાજો અને મથકોમાંના અફસરોએ એ સૂચનાઓનું પાલન કરવા માટે પોતાનાથી બનતું બધું જ કર્યું હતું.

'તલવાર'ના કમાન્ડિંગ-ઓફિસર કમાન્ડર કિંગ હડનાલિયાઓ સાથે સંપર્ક સાધી શક્યા નહિ તેથી એમને એ હોદ્દા ઉપરથી ખસેડવામાં આવેલા એમ સાક્ષીએ જણાવ્યું.

**શ્રી મહાજન :** લડાઇ દરમિયાન રંગરૂટો મુખ્યત્વે સરકાર

પ્રત્યે વફાદાર હોય તેવાં કુટુંબોમાંથી આવતા. તો પછી, લડાઇ પૂરી થઇ ગયા બાદ આ લશ્કરી નોકરીએ તેમને બિનવફાદાર કેમ બનાવી મૂક્યા ?

**જવાબ :** લડાઇ પૂરી થઇ ગયા પછી આ માણસોના દિલમાં એમના ભાવિ વિષે ચિંતા પેદા થઈ. તેથી, અને અખબારોનાં લખાણોથી તેમજ બળવાખોર તત્વોને લીધે એ બહાવરા બેબાકળા બની ગયા.

**સવાલ :** નાવિકોની હડતાલ-સમિતિના પ્રમુખને બે-ત્રણ મહિના સુધી એકાંત કેદમાં શા માટે રાખવામાં આવેલા ?

**જવાબ :** મને લાગ્યું કે એમ કરવું જરૂરી છે એટલે એ વિશે મેં પોતે જ હુકમ આપેલો.

બળવામાં સ્વેચ્છાએ ભાગ લેવા બદલ ૩૭ દિવસની જેલ ભોગવીને આવેલા 'વાલ્સોરા' મથકના શ્રી ચૌધરીએ પોતાની જુબાનીમાં જણાવ્યું કે, 'અમે તેટલી તપાસ-સમિતિઓ નિમાય પણ એનો કાંઈ અર્થ નથી, કારણ કે આ તપાસ-સમિતિની નજર સામે જ જુદી જુદી કેદ-છાવણીઓમાં શકમંદ નાવિકો જુલમો સહન કરી રહ્યા છે. નૌકાદળનું આખું તંત્ર સડી ગયેલું છે અને એમાં ધરમૂળથી સાફસૂફી થવાની જરૂર છે. આ સડેલા વહીવટી-તંત્રમાં જો તાત્કાલિક અને ધરમૂળના ફેરફારો નહિ થાય, જો નાવિકોને ન્યાય આપવામાં સત્તાધિકારીઓ ગલ્લાંતલ્લાં કરશે, અને માત્ર આગેવાનોને અને હિંસક કૃત્યો કરનારાઓને જ સજા કરાશે એવી ખાતરી આપ્યા છતાં પણ અહિંસક બળવામાં જોડાનારા નવિકોને જો સજા કરાશે, તો હિંદી નૌકાદળમાં બીજો બળવો થશે એ ચોક્કસ છે.'

ખોરાક, પગાર વિગેરેની ફરિયાદ કર્યા પછી સાક્ષીએ કહ્યું કે

હડતાલ વખતે એમના મથકમાંના લેફ્૦ પીટર્સ અને રીગ્ઝ નામના બે બ્રિટિશ અફસરોએ કહેલું કે જો નવિકોને કાબુમાં રાખવા લશ્કરને બોલાવવામાં આવશે તો અમે અમારા અફસરી બિલ્લા ફગાવી દેશું. પીટર્સે તો એટલે સુધી કહેલું કે, જો લશ્કરને લાવશે તો હું નાવિકોની આગેવાની લઈશ અને લશ્કર ઉપર મશીનગન ચલાવીશ.

શ્રી નાયન નામના નાવિકે જુબાની આપી કે નવરા બેઠેલા નાવિકો પાસે કામ કરાવવા માટે અફસરોએ એમને એક જગ્યાએથી ઈંટો ઉપાડીને બીજી જગ્યાએ લઈ જવાનું અને ફરી પાછી ત્યાંથી મૂળ જગ્યાએ લાવવાનું કહેલું.

શ્રી માલહોત્રા નામના નાવિકે જુબાની આપી કે એકવાર રાંધવાનાં વાસણો ગટરના પાણીથી સાફ કરીને પછી એ વાસણોમાં રાંધેલો ખોરાક ખાવાનું ફરમાન એમને કરવામાં આવેલું. આ બાબત અંગે એ ફરિયાદ કરવા ગયા ત્યારે એમને ગંભીર પરિણામોની ધમકી આપવામાં આવેલી.

ખોરાક, પગાર અને ભથ્થાં અંગેની હંમેશની ફરિયાદો હવે કોઇએ રજુ કરવાની જરૂર નથી એવી શ્રી મહાજનની સૂચના પછી શ્રી સિંઘ નામના સાક્ષીએ કહ્યું કે, 'અમે નૌકાદળમાંથી છુટા થવાની માગણી કરતા ત્યારે કેટલાય સમય સુધી એની ઉપર ધ્યાન ન અપાતું. એટલે અમે જાણી જોઈને પરીક્ષામાં નપાસ થતા. તેથી તરત જ અમને રજા અપાતી.

મે ૨૩ : ગુરુવાર

માજી-સૈનિકોના સંઘ સાથે સંકળાયેલા ત્રણ સાક્ષીઓની જુબાની આજે લેવાઈ.

સૌથી પહેલા આવ્યા શ્રી મેનન. પોતાની ઓળખાણ આપતાં એમણે કહ્યું કે, 'હું એક લેખક અને પત્રકાર છું, બ્રિટનમાંના હિંદી-

ઓની સંસ્થાનો અને બ્રિટિશ અખબારોનો પ્રતિનિધિ પણ છું. માજી સૈનિકોના સંઘનો હું સંયુક્ત મંત્રી છું. એ સંઘની સ્થાપના ૧૯૪૬-ની ૨૦મી ફેબ્રુઆરીએ થયેલી, જ્યારે બળવાની શરૂઆત ૧૮મી ફેબ્રુઆરીએ થયેલી. આ સંઘને માન્ય રાખવા માટે મુંબઈ સરકારને અરજી કરવામાં આવેલી છે. સહકારી મંડળીઓ સ્થાપવા માટે સંઘે મુંબઈ સરકારના નાણાંમંત્રી સાથે સંપર્ક સાધ્યો છે. પોતાના કાર્ય અંગે સંઘે લશ્કરી ખાતાની મદદ માગેલી છે. જો કે નૌકાદળના અધિકારીઓ આ સંઘ સામે દુશ્મનાવટની દષ્ટિએ જુએ છે. લશ્કરમાંથી છૂટેલા સૈનિકોના પુનર્નિયોજનના કાર્યમાં આ સંઘ ભાગ લે છે. એવા સૈનિકો માટે એણે મુંબઈમાં એક હોસ્ટેલ સ્થાપી છે અને એમને પૈસાની મદદ પણ કરેલી છે. સંઘ એ કોઈ પણ પ્રકારની રાજદ્વારી સંસ્થા નથી.'

**શ્રી ફેઝલઅલી :** અમુક રાજદ્વારી નેતાઓ એની સાથે સંકળાયેલા છે. એ અંગે તમારો શો ખુલાસો છે?

જવાબ : સંઘનો એક મુખ્ય ઉદ્દેશ પ્રજા અને લશ્કરી સૈનિકો વચ્ચે સાંકળરૂપ બનવાનો છે. એ બે વચ્ચે એક દીવાલ અસ્તિત્વ ધરાવે છે એ વાત જાણીતી છે. એટલે જનસમાજ વચ્ચે સૈનિકોને પાછા લાવવાનું કામ પ્રજાકીય આગેવાનો દ્વારા જ થઇ શકે. એ રીતે સંઘને રાજદ્વારી નેતાઓ સાથે સંબંધમાં આવવું પડયું. તે સિવાય એ બિલકુલ બિન-રાજકીય સંસ્થા છે.

**સવાલ :** સંઘે બળવામાં ભાગ લીધેલો ?

જવાબ : ના.

**સવાલ :** તમે કદી છૂપા આગેવાન તરીકે કામ કરેલું ?

જવાબ : ના.

જજ–એડવોકેટ : તમે અગાઉ મલાયામાં હતા ?

જવાબ : હા.

સવાલ : આઝાદ હિંદ-ફોજે જે કર્યું તે દેશપ્રેમી કાર્ય હતું એમ તમે માનો છો ?

જવાબ : બેશક.

સવાલ : જો અહિંસા નિષ્ફળ નીવડે તો તમે હિંસક માર્ગે કામ લ્યો ખરા કે ?

જવાબ : હા. આઝાદી મેળવવા માટે હું કોઈ પણ રસ્તો લેવા તૈયાર છું. પણ આજના સંજોગોમાં લશ્કરી સૈનિકો આઝાદીની લડતમાં જોડાય તે સારું નથી.

સવાલ : તમારા સંઘના સભ્યોની એક યાદી મને આપશો ?

જવાબ : એ અત્યારે મળી શકે તેમ નથી.

શ્રી પુરુષોત્તમદાસ : તપાસ-સમિતિની જાણ માટે એ યાદી હું આપીશ. પણ નૌકા–અધિકારીઓને કે છૂપી પોલીસને એ કદી નહિ બતાવાય.

જજ–એડવોકેટ : તમે અમારામાં વિશ્વાસ રાખજો.

શ્રી પુરુષોત્તમદાસ : મને તમારામાં વિશ્વાસ નથી.

સવાલ : સૈનિકોની હાલત સુધારવા માટે તમે લશ્કર, નૌકા-દળ અને વિમાનીદળના વડાઓને મળેલા ?

સાક્ષી : ના.

સવાલ : એ વડાઓના આશીર્વાદ તમારે નહોતા જોઈતા ?

જવાબ : વડાઓ પાસે જવાનો સમય હજી નથી આવ્યો.

અને તે ઉપરાંત પણ, ગાંધીજી જેવા આધ્યાત્મિક આગેવાનના આશી-
ર્વાદ મેળવવા એ એક વાત છે, અને લશ્કરી આગેવાનોના આશીર્વાદ
મેળવવા એ બીજી વાત છે.

તે પછીના સાક્ષી હતા લેફ્‌૦ પ્રેમનાથ નાયર. રીજ્યિનલ એમ્પ્લૉયમેન્ટ
એક્સચેન્જ (કામધંધા શોધી આપનાર ખાતું)ના એ ડેપ્યુટી ડાયરેક્ટર છે,
અગાઉ એ હિંદી નૌકાદળમાં લેફ્ટનન્ટપદે હતા. આજે એ માજી-સૈનિકોના
સંઘના સભ્ય પણ છે. એમણે કહ્યું કે—

'દરિયાઈ જિંદગી પ્રત્યેના મારા આકર્ષણને લીધે હું નૌકા-
દળમાં જોડાયેલો. પણ ત્યાંની હાલત ભયંકર હતી. રંગભેદની
નીતિને લીધે અમારું લોહી ઊકળી આવતું. નીચલા દરજ્જાના અફ્‌-
સરોને કૂતરાથી પણ ખરાબ રીતે રખાતા. ૧૯૪૨થી હું નૌકાદળમાં
હતો. આજ સુધી મેં મારી શક્તિ અનુસાર એની સેવા કરેલી છે.
પણ જીવતાં માનવી માટે જેવી ઘોર બેદરકારી હિંદી નૌકાદળમાં છે
તેવી મેં બીજે ક્યાંય નથી જોઈ.'

'તલવાર'માં રાજદ્રોહી સૂત્રો લખવા માટે પકડાયેલા ટેલી-
ગ્રાફિસ્ટ દત્તની નોંધપોથીમાં એમ લખેલું હતું કે, "નાયરનાં ભાષણો
સાંભળીને સળગી ઊઠ્યો છું." એ અંગે સાક્ષીને સવાલ પૂછાતાં
એમણે કહ્યું કે, 'દત્ત 'તલવાર'માં હતા ત્યારે હું એને ઓળખતો
પણ નહોતો. તેમ મેં કદી ભાષણો કરેલાં નથી. હા, લડાઇના આખરી
દિવસો દરમિયાન લશ્કરમાં એવો કોઈ માણસ નહોતો કે જેને
પોતાના ભાવિની કે હિંદુસ્તાનના ભાવિની ચિંતા ન થતી હોય. એ
વખતે લશ્કરમાં બે માણસ ભેગા થાય ત્યારે આ વિષયો ઉપર જ
વાતચીત કરતા. એટલે મેં પણ એ વિષે વાતો કરી હશે, પણ
ભાષણો નથી કર્યાં.'

માજી સૈનિકોના સંઘના પ્રમુખ શ્રી પુરુષોત્તમદાસને એ સંઘની

પ્રવૃત્તિઓ અંગે એક લેખિત નિવેદન તપાસ–સમિતિ સમક્ષ રજૂ કરવાનું કહેવામાં આવ્યું.

લેફ૦ નાયરનાં પત્ની શ્રીમતી કુસુમ નાયરે પણ સમિતિ સમક્ષ જુબાની આપી. તેઓ એક પત્રકાર છે અને 'આઈ.એન.એ.' (આઝાદ હિંદ ફોજ) તથા 'આર્મી ઑફ ઓકયુપેશન' (કબજો જાળવનારું સૈન્ય) નામની પુસ્તિકાઓ એમણે લખેલી છે. લશ્કરી સૈનિકો સાથે એ સંપર્કમાં આવેલાં છે, કારણ કે એમના પતિ જેમ અગાઉ નૌકાદળમાં હતા તેમ એ પોતે 'વીમેન્સ ઓકઝીલિયરી કોર (ઇન્ડીઆ)' (નારી–મદદનીશોની હિંદી ટૂકડી)માં હતાં. આઝી–સૈનિકોના સંઘ સાથે પોતે સંબંધ ધરાવે છે એ એમણે કબુલ કર્યું. પણ પોતે કે સંઘે બળવા અંગે ઉશ્કેરણી ફેલાવવામાં હિસ્સો લીધેલો એ વાતનો એમણે ઇન્કાર કર્યો. એમનાં લખાણોમાંથી વાકયો ટાંકી ટાંકીને જજ–એડવોકેટે આ આક્ષેપ સાબિત કરવાના પ્રયાસો કરી જોયા.

મે૦ જ૦ રીઝ : લશ્કરી સનિકોએ (આઝાદીની લડતમાં) જોડાઈ જવું જોઇએ એમ તમે માનો છો?

જવાબ : જો સામુદાયિક બળવો થાય તો દરેક હિંદીએ એમાં ભાગ લેવો જોઇએ એમ હું માનું છું.

બીજા એક પ્રશ્નના જવાબમાં સાક્ષીએ જણાવ્યું કે, રાષ્ટ્રીય સરકારના યુદ્ધમંત્રીનો સાદ પડે તો લશ્કરમાંથી છુટા કરાયેલા સનિકો પોતાને મળતા તેથી અરધા પગારે પણ પાછા લશ્કરમાં જોડાવા તૈયાર થઈ જાય.

જજ–એડવોકેટ : હડતાળ દરમિયાન 'તલવાર'ના દરવાજા પાસે જઇને તમે લેફ૦ બત્રા સાથે વાતો શા માટે કરતા હતા?

જવાબ : કારણ કે પત્રકાર તરીકે સમાચારો મેળવવાની મારી ફરજ હતી,

સવાલ : આઝાદ હિંદ ફોજ વિશેની તમારી પુસ્તિકા બહાર પાડવામાં તમારો શો આશય હતો ?

જવાબ : થોડા પૈસા કમાવાનો.

સવાલ : હડતાલિયાઓ પ્રત્યે તમે સહાનુભૂતિ ધરાવતાં હતાં ?

જવાબ : પરિસ્થિતિને મદદરૂપ થવા મેં મારાથી બનતા બધા પ્રયત્નો કરેલા. સરદાર પટેલ પાસે જઈને મેં એમને કહેલું કે હડતાળ બંધ કરાવવા માટે સત્તાવાળાઓ અને નાવિકો ઉપર એ પોતાની લાગવગ વાપરે.

વા૦ એ૦ પેટર્સન : તમારા રાજદ્વારી વિચારોનું વાંચન કરવાથી લશ્કરી સૈનિકોની વફાદારીની ભાવના ઢીલી પડી હશે અને બળવો કરવાની એમને પ્રેરણા મળી હશે એમ તમે માનો છો ?

જવાબ : કોઇ રાજદ્વારી પક્ષ બળવા માટે ઉશ્કેરણી ફેલાવી શક્યો હોય એમ હું નથી માનતી. જો કોઈ પક્ષમાં એમ કરવાની શક્તિ હોત તો એ ૧૯૪૨માં થયો હોત. પણ તે વખતે તો લશ્કર લડતથી દૂર રહેલું. આજે તો બધા રાજદ્વારી પક્ષોની નીતિ શાંત રહેવાની છે. જો કોઈ એક પક્ષે આ હડતાળ માટે ઉશ્કેરણી ફેલાવી હોત તો એમાં આટલી બધી એકતા ન હોત. જો કોંગ્રેસે આદેશ આપ્યો હોત તો મુસ્લિમ લીગ ન જોડાત. લીગે ટેકો આપ્યો હોત તો કોંગ્રેસ ન હોત. અને જો સામ્યવાદી પક્ષે એને માટે પ્રયાસ કર્યા હોત તો પહેલા બેમાંથી એકેય એમાં ન જોડાયા હોત.'

'જમના' જહાજના કમાન્ડિંગ ઑફિસર લેફ્૦ સ્મિથે એક સામ્યવાદી ચોપાનિયું તપાસ-સમિતિ સમક્ષ રજુ કર્યું. એમાં નાવિ-

કોને હડતાલ ઉપર જવાની હાકલ કરવામાં આવી હતી. એમણે કહ્યું કે, 'મારા જહાજ ઉપર આદર્શ પરિસ્થિતિ હતી. મારા નાવિકોને મારી ઉપર પ્રેમ અને વિશ્વાસ છે. અમુક છાપાં અને અમુક અસંતુષ્ટ નાવિકોએ હડતાલ અંગે ઉશ્કેરાટ ફેલાવ્યો હતો.'

**શ્રી મહાજન :** તમારા જહાજના નાવિકો જો એટલા બધા સુખી હતા તો એ બળવામાં શા માટે જોડાયા?

**જવાબ :** શરૂઆતમાં એ નહિ જોડાયેલા. પણ પાછળથી બંદરી મથકોના પાંચસોએક હડતાલિયાઓ નાની હોડીઓમાં બેસીને અમારા જહાજ નજીક આવ્યા અને સૂત્રો પોકારવા લાગ્યા. પોતાની સાથે જોડાવાના સાદ એ અમારા માણસોને પાડવા માંડયા. તે પછી મોટા ભાગના નાવિકોએ મારી વાત સાંભળવાની ના પાડી દીધી અને નાવિકોની હડતાલ–સમિતિના ફરમાન મુજબ વર્તવાનું શરૂ કર્યું.

## ૧૩. અજોડ અફસર લેફ્૦ સોભાની

મે ૨૪ : શુક્રવાર

**નૌ**કાદળના બળવા પછી કેદ પકડવામાં આવેલા એકમાત્ર અફસર લેફ્૦ સોભાનીએ આજે જુબાની આપી. એમણે કહ્યું કે, 'ખોરાક મુસાફરી અને પગાર અંગેની ફરિયાદો એટલી બધી વાર અહીં ઉચ્ચારવામાં આપી છે કે આટલા મોટા બનાવનાં એ જ મુખ્ય કારણો હોય એવી માન્યતા બંધાઈ રહી છે. પણ શારિરિક સગવડોને લગતી એવી બાબતો કરતાં ઘણાં મહત્ત્વનાં કારણો ઉંડાણમાં પડેલાં

છે. બળવો તો નાવિકોના આત્માએ પુકારેલો હતો. અમારી નિરાશાની લાગણી એટલી બધી તીવ્ર હતી કે તમને એની કલ્પના પણ ભાગ્યે જ આવી શકે. અંગ્રેજોને હાથે નાવિકોને અને અફસરોને જે અપમાનો વેઠવાં પડતાં હતાં તે એટલાં બધાં અસહ્ય હતાં કે બળવા સિવાય બીજો કોઈ રસ્તો નહોતો રહ્યો......૧૯૪૪ની અધવચમાં હિંદી સરકારે હુકમ કરેલો કે, હિંદી નૌકાદળના અફસરોને લેફ્ટનન્ટમાંથી લેફ્૦-કમાન્ડર અને કમાન્ડર સુધીની બઢતીઓ આપવી. એમાં એક હિંદીની સામે દસ અંગ્રેજોને બઢતી મળતી. એવા કેટલાક અંગ્રેજોને અફસરપદ માટે નાલાયક ઠરાવીને નૌકાદળમાંથી છુટા કરવામાં આવેલા હતા. આ અંગેની અમારી ફરિયાદોનો નિકાલ ન થયો. એકેએક અફસરને એનું ભાન હતું. પણ એ અંગે એ કાંઈ કરી શકે તેમ નહોતા. તેથી મધ્યસ્થ ધારાસભા દ્વારા અમે હિંદી સરકારને અરજ કરેલી. અમારા ધારાસભા પાસે અમારી ફરિયાદો આ રીતે લઈ જવી એ બિલકુલ બંધારણપૂર્વકનો અને કાયદેસરનો રસ્તો છે. પણ એ અનાથ ધારાસભામાં કાંઈ કરવાની શક્તિ નથી એ અમને પછીથી સમજાયું.'

**મે૦ જ૦ રીઝ** : 'અમે' એટલે કોણ કોણ?

**જવાબ** : હું નામ આપી શકું તેમ નથી તે બદલ દરગુજર કરશો. એમાંના ઘણાખરા આજે પણ સરકારી નોકરીમાં છે અને એમને નુકશાન થવાનો સંભવ છે.

**સવાલ** : તમારા જવાબનો અર્થ તમે સમજો છો?

**જવાબ** : ના.

**સવાલ** : એનો અર્થ એ થાય છે કે તમે કાંઈક છુપાવી રહ્યા છો?

**જવાબ** : અમે કાંઈ ખોટું કર્યું હોય એમ હું નથી માનતો.

પણ જો સમિતિ તરફથી મને ખાત્રી આપવામાં આવે કે એમને કાંઈ હાનિ નહિ પહોંચે તો સમિતિને એમનાં નામ આપતાં હું અચકાઈશ નહિ......બાર પાનાં ભરીને કરેલી અમારી ફરિયાદો અમે શ્રી મનુ સુબેદાર (મધ્યસ્થ ધારાસભ્ય)ને મોકલેલી. તેને પરિણામે ૧૯૪૪ના શિયાળામાં મળેલી ધારાસભામાં એમણે પ્રશ્નો પૂછ્યા હતા...લશ્કરમાં ભરતી કરતી વખતે અમને કાયમી હોદ્દાઓની લાલચો અપાયેલી અને નૌકાદળના હિંદીકરણની ગુલાબી તસ્વીરો અમારી સમક્ષ દોરવામાં આવેલી. એ રીતે અમારા કાયમી ધંધાઓ અને અમારાં ભણતર મુકાવીને અમને આ ફરેબમાં લલચાવવામાં આવેલા. અને હવે લડાઈ પૂરી થઈ એટલે અમને કહેવામાં આવે છે કે અમારામાં પૂરતી લાયકાત નથી. તેથી શાહી નૌકાદળમાંથી ૩૦૦ અફસરોની હિંદી નૌકાદળમાં ભરતી કરવાના છે.' હિંદી અફસરો પાસેથી સત્તાધિકારીઓ કઈ જાતની લાયકાતની અપેક્ષા રાખે છે એ જ હું તો સમજી શકતો નથી. લડાઈને મોરચે પોતાની ફરજ બજાવવામાં નિષ્ફળ જવા માટે કોઈ હિંદી અફસરને આજ દિન સુધી સજા થઈ નથી. પણ લેફ૦ ઓઝવેલ અને લેફ૦ રાઈટ નામના બે બ્રિટિશ અફસરો એમને સોંપાયેલી ચોકિયાતી કામગરી પડતી મુકીને એમના કાણુ હેડળનાં જહાજો છોડીને મુંબઈમાંની એમની 'દિલદારો'ને મળવા આવેલા તેથી એમને ત્રણ-ત્રણ વર્ષની સખત સજા થયેલી એ અમને બરાબર યાદ છે. સરકારી નાણાંનાં વહીવટમાં હિંદીઓ સદાય પ્રામાણિક રહ્યા છે. લડાઈની શરૂઆતથી આજસુધીમાં એવાં નાણાંના ગેરવહીવટ માટે બે જ હિંદીઓ ઉપર લશ્કરી અદાલતમાં કામ ચાલેલું છે. પણ એવા બ્રિટિશ અફસરોની સંખ્યા ઘણી મોટી છે. હજી તો હમણાં જ 'અકબર'ના નાવિકોની બેંકના રૂ. ૨૦૦૦નો હિસાબ ન આપી શકવા બદલ એક બ્રિટિશ અફસરને સજા થઈ હતી.

આગળ ચાલતાં સાક્ષીએ કહ્યું કે, 'જાપાન સામેની લડાઈ પૂરી થઈ કે તરત જ કદાચ બળવો ફાટી નીકળ્યો હોત અને બળવાનું

કેંદ્રસ્થાન મુંબઈના 'તલવાર' મથકમેં બદલે કોકિનાડામાંનું 'જહાંગીર' જહાજ હોત. એ જહાજના અફસરો માટેના ખંડમાં દાખલ થતાં જ ત્યાંના રેડીઓ ઉપર વાગતું હિંદુસ્તાની સંગીત બંધ કરવાની બ્રિટિશ અફસરોને આદત હતી. હિંદી અફસરો બેઠા હોય અને એ સંગીત સાંભળતા હોય છતાં પણ બ્રિટિશ અફસરોએ ઘણા વખત સુધી આ રીતે વર્તવાનું ચાલુ રાખ્યું. એક દિવસ, અમુક બ્રિટિશ અફસરોની શિખવણીથી એક બ્રિટિશ અફસર એ ખંડમાં આવ્યા, અને એનાથી ઉંચા દરજ્જાના અમે કેટલાક હિંદી અફસરો ત્યાં બેઠા બેઠા રેડીઓ ઉપર હિંદુસ્તાની સંગીત સાંભળતા હતા તે છતાં એણે રેડીઓ બંધ કરી દીધો. અમે એને ચેતવ્યા કે, રેડીઓ જેમ હતો તેમ રહેવા દેજો, નહિતર તોફાન થશે. એટલે પેલા અફસર કહે કે, "તમારાથી થાય તે કરી લેજો, તમારું બ્લડી 'ઓહ હો' મારે અહીં ન જોઈએ." જહાજના કમાંડિંગ ઓફિસર કમાન્ડર હેન્ડરસનને આ બાબતની જાણ કરવામાં આવી અને પરિણામે પોતાના ગેરવર્તન માટે પેલા બ્રિટિશ અફસરો પાસે માફી મગાવાઈ હતી. આ રીતે જાહેરમાં માફી માગવાનું જે કલંક એમને ચોંટેલું તે ધોઈ નાખવા માટે એમણે એમ નક્કી કર્યું કે હું જ આ વાતનો આગેવાન હતો તેથી તે રાતે ખુબ દારૂ ઢીંચવો, એના નશામાં મને માથા ઉપર ફટકારવો અને પછી કોકિનાડાની ખાડીમાં મને ફગાવી દેવો. એ વખતે મારા મિત્ર હતા તે એક બ્રિટિશ અફસરે આવીને અમને એમના ઈરાદાઓની જાણ કરી અને ચેતવ્યા. આ સામેના વિરોધરૂપે બ્રિટિશ અફસરો સાથેના તમામ સંપર્કોનો બહિષ્કાર કરવાનું હિંદી અફસરોએ નક્કી કર્યું. હિંદી અફસરોની એક સભામાં સર્વાનુમતે નક્કી કરવામાં આવેલું કે જો મને ખાડીમા ફેંકી દેવામાં આવે તો તરત જ તમામ બ્રિટિશ અફસરોને પણ ખાડીમાં ફગાવી દઈને હિંદી અફસરોએ એનું વેર વાળવું. એ સભામાં લેફ્૦ સેજરામ, લેફ્૦ અલી અકબર અને સેકન્ડ-લેફ્૦ રિયાઝ હાજર હતા. પણ આજે

મારી ઉપરના ખટલામાં એ મારી વિરુદ્ધ સાહેદી આપવા ખડા થયા છે...ત્રણ–ચાર દિવસ પછી મેં કેન્ટીનમાં બેઠેલા કેટલાક નાવિકોને વાતો કરતા સાંભળ્યા હતા કે, બ્રિટિશ અફસરોએ સોભાની સાહેબનો જો વાળ પણ વાંકો કર્યો હોત તો, ખુદાના કસમ, 'જહાંગીર' જહાજ પરના એકેએક ગોરાના બદનમાં અમે છુરો હુલાવી દીધો હોત !

'આવાં કારણોને લીધે હિંદી અફસરોએ બળવાને કાબુમાં રાખવા ખાસ કાંઈ પ્રયત્નો કર્યા નહોતા. ઉપરાંત, દરેક હિંદી અફસર સાચા દિલથી માનતો હતો કે નાવિકોએ હડતાલ પાડી છે તે વાજબી છે. એમ ન હોત તો એ હાથ જોડીને ઊભા ઊભા તમાશો જોયા ન ન કરત.

'આઝાદ ફોજ જેમ આ બળવાના પરિણામરૂપ નહોતી, તેમ આ બળવો પણ આઝાદ ફોજને પરિણામે નહોતો થયો. અંગ્રેજોની શાહીવાદી નીતિ અને તેને કારણે પેદા થયેલાં દુઃખો અને અપમાનોનો અંત લાવવાની તમન્ના હિંદીઓના દિલમાં જાગી તેને પરિણામે આ બળવો થયેલો.'

શ્રી મહાજનના સવાલના જવાબમાં સાક્ષીએ જણાવ્યું કે, 'અત્યારે હું કેદમાં પડેલો છું. મારી સામે બાર આરોપો મૂકવામાં આવ્યા છે. બધા તો મને યાદ નથી, પણ એમાંનો એક, બળવો અટકાવવાનો પ્રયાસ ન કરવા માટેનો છે, અને બીજો, બળવાખોર ભાષણ કરીને બીજાઓને બળવામાં જોડાવા ઉશ્કેરવા માટેનો છે......
'હુમલા'ના નાવિકો સાથે હું મુંબઈ શહેરમાં ગયેલો ખરો, પણ તે તો આગ અને લૂંટના બનાવો બનતા અટકાવવા માટે. મારા કમાન્ડિંગ અફસરની રજા લેવા જેટલો સમય તે વખતે રહ્યો નહોતો. મેં બળવામાં ભાગ લીધો નથી. મારા નાવિકોને હિંસાને માર્ગે ચડી જતા રોકવા માટે જ હું એમની સાથે ગયેલો. હિંસક માર્ગે કાંઈ થઈ શકે તેમ નહોતું એ અમે જાણતા હતા. અમે એ જાણતા હતા

કે સામા પક્ષે ઘણી મોટી તાકાત હતી. એટલે શુરાતનને બદલે શાણુ-પણનો રાહ અમે પસંદ કરેલો. પણ નાવિકોને સંયમમાં રાખવાના બદલામાં મને છેલ્લા સાડાત્રણ મહિનાથી કેદમાં રાખવામાં આવ્યો છે.'

'કાઠિયાવાડ'ના લેફ્૦ પૉલે પોતાની જુબાનીમાં જણાવ્યું કે, 'કરાંચીના બંદરમાંના 'હિંદુસ્તાન' જહાજ પર કિનારા ઉપરથી તોપમારો ચાલી રહ્યો છે એવી જાહેરાત રેડીઓ ઉપરથી સાંભળીને 'કાઠિયાવાડ'ના નાવિકોમાં બળવાનો ઉશ્કેરાટ ફેલાઈ ગયો. 'હિંદુસ્તાન'માંના પોતાના સાથીઓનો બચાવ કરવાની એમણે જીદ લીધી......અમે એક ગુલામ પ્રજા છીએ અને રાજકારણમાં ભાગ લેવાની અમને છુટ હોવી જોઈએ. હિંદ ઉપરનો પોતાનો અમલ ચાલુ રાખવા માટે અંગ્રેજો અમને રાજકારણથી દૂર રહેવાનું કહે છે.'

તે પછીના સાક્ષી લેફ્૦ તેજરામે ફરિયાદ કરી કે, 'રાજદ્વારી નેતાઓ નૌકાદળમાં બહુ માથું મારી રહ્યા છે. ઘણા માણસો એનો લાભ લઈ રહ્યા છે. નૌકાદળમાં ઘણા રાજદ્વારી આગેવાનો ઘડાઈ રહ્યા છે, અને લેફ્૦ સોભાની તો ઊગતા નેતાજી છે......આ ખુરસી (સાક્ષીની બેઠક)માં બેસનારા માણસોએ પોતાનો આત્મા વેચી દીધેલો છે. અંગ્રેજો સત્તામાં હતા ત્યારે એ બધા એમના હાથા હતા, અને હવે જે નવો વર્ગ સત્તા ઉપર આવી રહ્યો છે એની સાથે એમને ભળી જવું છે.'

## ૧૪. 'પહેલો ભડાકો લશ્કરે કરેલો'

મે ૨૮ : મંગળવાર                                                   કરાંચી

વાઇસ-એડમિરલ પેટર્સનના ૧૦,૦૦૦ ટનના ક્રૂઝર 'નોરફોક'માં

બેસીને મુંબઈથી કરાંચી આવેલા તપાસ–સમિતિના સભ્યોએ પોતાની કામગરીના અંતભાગની આજે શરૂઆત કરી. અત્યાર સુધીમાં એમણે ૧૪૪ સાક્ષીઓની જુબાની સાંભળી છે.

મુસ્લિમ હોસ્ટેલના મકાનમાં એમની આજની કાર્યવહી શરૂ થઈ ત્યારે નાવિકોના બચાવ માટે કૉંગ્રેસે રોકેલા વકીલ શ્રી શ્રીકિશનદાસ લુલ્લાએ જણાવ્યું કે, નાવિકો સાથે સંપર્ક સાધવામાં એમને ઘણી મુશ્કેલીઓ પડે છે. 'હિંદુસ્તાન' જહાજમાં ૧૦૦ નાવિકો છે; પણ એમાંનો એકેય જુબાની આપવા અહીં આવવા તૈયાર નથી. નાવિકો સાથે સંપર્ક સાધવા માટે સગવડોની માગણી કરતા જે કાગળો એમણે નૌકાદળના અધિકારીઓને લખ્યા હતા તેનો એવો વિચિત્ર જવાબ અપાયો હતો કે, ઘણાખરા નાવિકો પાકિસ્તાનમાં માનતા હોવાથી કૉંગ્રેસે રોકેલા ધારાશાસ્ત્રીને હાથે પોતાનો બચાવ કરાવવાની એમને દરકાર નથી. શ્રી લુલ્લાએ જણાવ્યું કે આ જાતનો જવાબ સાચો ન હોઈ શકે.

તે પછી સાક્ષીઓની જુબાની શરૂ થઈ. સૌથી પ્રથમ સાક્ષી હતા 'ચમક'ના લેફ્૦ રાવ. 'હૂડ', 'રેઝોલ્યુટ' અને શાહી નૌકાદળનાં બીજાં યુદ્ધજહાજો ઉપર અગાઉ એમણે કામ કરેલું છે. પોતાની જુબાનીમાં એમણે જણાવ્યું કે—

'૧૯૪૨ની અધવચમાં જાપાનીઓ દક્ષિણ–પૂર્વ એશિયાના દૂરદૂરના અને વિશાળ પ્રદેશો ઉપર ફરી વળ્યા ત્યાં સુધી તો હિંદી નૌકાદળ એના અફસરોને મન એક સામાજિક જલસા કે મોટી કોઈ હોડી–કલબ સમાન હતું. સહુ એમાં મોજ કરતા હતા. અનામત–અફસરોનો મોટો ભાગ ચાના બગીચાના માલિકો, વેપારી જહાજોના અફસરો, અથવા પોતાને નામે બેન્કમાં મોટી રકમો રાખવાની એકમાત્ર લાયકાત જેમનામાં હતી એવા ઉત્સાહી શહેરીઓનો બનેલો હતો. એમણે મજૂરો, ખલાસીઓ અને કારકૂનો,

પાસેથી જ કામ લીધેલું હતું, અને નૌકાદળના નાવિકો પાસેથી કઈ રીતે કામ લેવાય એનો તેમને ખ્યાલ સુદ્ધાં નહોતો. આવા કેટલાક અફસરો એમની નીચેના નાવિકોનાં નામ જાણવાની પણ તકલીફ ન લેતા. લશ્કરમાં તો કોઈ અફસર અમુક ટૂકડીમાં જોડાય કે પછી એક અઠવાડિયામાં જ એના હાથ નીચેનાં માણસોનાં નામ એણે જાણી લેવાના હોય છે. ઘણાખરા અનામત–અફસરો ભભકા અને રૂઆબ માટે નૌકાદળમાં જોડાયા હતા. અફસર તરીકેની જવાબ–દારીઓનું એમને ભાન નહોતું. એમને તાલીમ આપતી વખતે પણ એ ભાન એમને કરાવાયું નહોતું. પહેલાં એ અફસર બની જતા અને તાલીમ પછીથી મેળવતા. લશ્કરમાં કે વિમાની દળમાં આવું નથી બનતું. અફસરપદની કસોટીમાંથી જે પસાર ન થઈ શક્યા હોય એવા ઘણા માણસોને નોકરીમાં રાખવામાં આવતા. આવા માણસોને હાથે હિંદી નૌકાદળનું ઘડતર થયું છે. હિંદી નૌકાદળના અફસરોના પાયા હજી પણ ઘણા કાચા છે. નાવિકોને જે કામ એ ઠંડે કલેજે સોંપતા હોય છે તે એમનામાંથી બહુ થોડા કરી શકે તેમ હોય છે. લટકતી ખુરશીમાં બેસીને જહાજની દીવાલો રંગવાનું, કે વાંકા વળીને એનો લાકડીઓ ડેક ઘસવાનું કામ વીસેક વર્ષના કેટલાક અફસરો કરી શકે તે વિષે મને શંકા છે. કાંઈ પણ ઉંહકારા કે ફરિયાદ વિના આ કામ કરવાનું એમને સૌથી પ્રથમ શીખવવું જોઈએ. પણ હિંદી નૌકાદળમાં એમ નથી કરાતું.

'લડાઈ દરમિયાન ભરતી કરાયેલા નાવિકો એટલા જૂદા જૂદા પ્રકારના હતા કે એમનું માનસ કયા પ્રકારનું છે તે નક્કી કરવું મુશ્કેલ થઈ પડે. પંજાબીઓમાં શિસ્તપાલન સારૂં હતું અને એ કુશળ નાવિકો બનતા. પણ શાંતિકાળ દરમિયાન લશ્કરી સત્તાવાળા-ઓએ એમના મગજમાં એવો ખોટો ઘમંડ પેસાડી દીધેલો કે તેઓ એક લશ્કરી કોમ છે. તેથી એ પોતાની જાતને બીજા કરતાં

ચઢિયાતી ગણતા. બંગાળીઓ અને દક્ષિણ હિંદુસ્તાનીઓ વધારે સુશિક્ષિત હતા એટલે દલીલો બહુ કરતા અને શિસ્ત ઓછી પાળતા. સુશિક્ષિત તરીકેનો ઘમંડ એમના મગજમાં હતો. શિસ્તનો આ અભાવ અને વહીવટતંત્રની આંટીઘૂંટીઓને લીધે ઘણો અસંતોષ પેદા થયેલો.

'અફસરોમાં શિસ્ત ન હોવાને પરિણામે ઘણીવાર નાવિકોમાં પણ ગેરશિસ્ત ફેલાતી. કેટલાક અફસરો વધુ પડતો નશો કરતા અને અને નાવિકોની નજરમાં પોતાની જાતને હલકી પાડતા. નીચલા દરજ્જાના અફસરો પોતાના વડાઓનાં ફરમાન બરોબર પાળતા નહિ. કાં તો એ દલીલ કરતા કે પછી સામા જવાબ દેતા. એમનું જોઈને નાવિકો પણ શીખતા. કેટલીક વાર તો અમુક હુકમ જેણે કાઢયો હોય તે અફસર પોતે જ એનો ભંગ કરતો. રેડીઓ, ગ્રામોફોન, રેફ્રિજરેટરો વગેરેમાંથી કેટલીક વસ્તુઓ ખાસ નાવિકોની સગવડ માટે અપાઇ હોય છતાં અફસરો એની ઉપર પોતાનો અખત્યાર રાખતા......કેટલાક નાવિકો અને અફસરો પોતાનું ભણતર અધૂરું મૂકીને નૌકાદળમાં જોડાયેલા. હવે ૭ કિંમતી વર્ષો વીતી ગયાં છે. પણ નૌકાદળમાંથી છુટા થયા પછી નાગરિક જીવનમાં એ કોઇ ધંધે વળગી શકે એ જાતની કોઈ તાલીમ એમને અપાતી નથી. હું હમણાં જ બ્રિટનથી પાછો ફર્યો છું. પુનર્નિયોજન અંગે ત્યાં અપાતી તાલીમ મેં જોઈ છે. એની સરખામણીમાં અહીંની તાલીમ તો એક તમાશો છે......રહેવાની સગવડો જહાજોમાં ઠીક હોય છે, પણ હમણાં નવા બંધાયેલાં જહાજોમાં એનો અભાવ હોય છે. દાખલા તરીકે 'ચમક' મથકમાં અત્યારે પૂરતાં જાજરૂ નથી. એની નહાવાની ઓરડીઓમાં ૭ નળ છે અને એમાંથી પાણી માંડમાંડ આવતું હોય છે. મહિના અગાઉ ૩૫૦ નાવિકોને ત્યાં નહાવું પડતું. એટલે પછી કેટલાક તો નહાતા જ નહિ. કચરો નાખવાની એક કુંડી બંધાવવા માટે છેક દિલ્હીથી રજા મગાવવી પડી હતી. આ મથકનો ઉપયોગ એક વરસ

કરતાં પણ વધુ સમયથી થાય છે. તે છતાં હજી નાવિકોને આ દશા-માં રખાય છે એ એક ભયંકર ગુનો છે.

'રંગભેદનો નીતિ માત્ર હિંદી નૌકાદળમાં જ નહિ પણ આખાય દેશમાં પ્રવર્તતી હતી. આ હકીકતનો તો કોઈ વિભ્રમિત બેવકૂફ પણ ઇન્કાર નહિ કરી શકે. બળવાનું એ એક મુખ્ય કારણ હતું. હિંદુસ્તાનમાં રંગભેદ કેટલીક વાર બંધબારણે પ્રવર્તતો હોય છે, પણ બ્રિટનમાં તો હિંદી હોવાને કારણે કેટલીય હોટલોએ મને રહેવાની જગ્યા આપવાની ના પાડેલી. આફ્રિકામાં રંગભેદના કેટલાય પ્રસંગોનો અનુભવ મને થયો તે પછી મેં એને કિનારે પગ મૂકવા-નું જ માંડી વાળ્યું...... શાહી નૌકાદળના કેટલાક નીચલા દરજ્જાના અફસરોને હિંદી નૌકાદળમાં ઉપરી અફસરોના હોદ્દા આપવામાં આવતા. હિંદી નૌકાદળના જહાજોમાં સફર કરતા શાહી નૌકાદળના નાવિકોને અફસરોના ભોજનખંડમાં ઉતારો આપવામાં આવતો તેથી હિંદી અફસરોને એમની કેબિનમાં જ બેસીને જમવું પડતું. ભોજન-ખંડના રેડીઓ ઉપર હિંદી અફસરો હિંદુસ્તાની સંગીત મૂકે તો બ્રિટિશ અફસર એની ઉદ્ધત ટીકા કર્યા વિના રહે નહિ. સંડાસ સાફ કરવાનો પોતાના હુકમ માનવાની ના પાડનાર એક નાવિકને એના કમાન્ડિંગ ઑફિસરે એક વાર લાતો મારેલી. હિંદી અફસરો કરતાં બ્રિટિશ અફસરોને જલદીથી બઢતી મળતી.

'લશ્કરી સૈનિકોએ રાજકારણથી પર રહેવું જોઇએ એવા સિદ્ધાં-તને હિંદુસ્તાન જેવા દેશમાં વળગી રહેવું એ ઘણું મુશ્કેલ છે–ખાસ તો આજે દેશ આખામાં અને લશ્કરમાં જાગૃતિ આવી ગઈ છે ત્યારે. આઝાદ હિંદ ફોજનાં કાર્યોને અને એના સૈનિકોને આખા દેશમાંથી જે ટેકો મળ્યો તેનાથી અમુક માણસોને પ્રેરણા મળી હશે. તે ઉપરાંત ઉપર કહી તે જાગૃતિ લડાઈ દરમિયાન મોટી સંખ્યામાં ભરતી કરા-યેલા સુશિક્ષિત નાવિકોમાં વધુ પ્રમાણમાં દેખાતી હતી. અને દેશનું

વાતાવરણ અનિશ્ચિત હતું –અને હજી છે– તેથી ચાલુ બનાવોની અસર નાવિકો ઉપર થતી. લાંબા કાળથી વણસાંભળી રહેલી ફરિયાદો અને શાહી વિમાની દળનો બળવો – કે જેને હડતાલ કહેવામાં આવેલ તે– આમાં ઉમેરાયા તેથી પોતાની લાગણીઓ વ્યક્ત કરવા માટે નાવિકોએ સામુહિક ચળવળનો માર્ગ લીધો.

'શાહી નૌકાદળમાં ૧૭૯૭માં બળવો થયેલો તેની સાથે હિંદી નૌકાદળના બળવાને સરખાવી શકાય. ૧૭૯૭ના બળવાનાં તાત્કાલિક કારણો ખરાબ ખોરાક અને ઓછા પગાર હતાં, પણ ખરું કારણ તો એ હતું કે દેશમાં એક જેહાદ ચાલતી હતી અને તેથી નાવિકોને 'માનવીના અધિકારો'નો ખ્યાલ આવ્યો હતો. હિંદી નૌકાદળમાં પણ અગાઉ પ્રાસંગિક તોફાનો થયેલાં પણ એ આના જેટલા મોટા પાયા પરનાં નહોતાં. શાહી નૌકાદળના ૧૭૯૭ના બળવાખોરો શિસ્તબદ્ધ હતા, પણ હિંદી નૌકાદળના બળવાખોરો નહોતા. તેઓ એક રોષે ભરાયેલા ટોળા જેવા હતા. એમાંના ઘણા તો પોતે બળવામાં શા માટે જોડાયેલા તે પણ જાણતા નહોતા. પોતાના કેપ્ટનોને જહાજની સીડી ઉપરથી ફટકા મારતા મારતા નીચે ઉતારવાની હિંમત એમનામાં નહોતી. શાહી નૌકાદળમાં બળવો થયો ત્યારે ફ્રેંચ લશ્કર લાવીને એને દાબી દેવાયો નહોતો. એના પોતાના નૌકા–સિપાહીઓનો પણ બહુ ઓછો ઉપયોગ થયેલો. એના એડમિરલ લોર્ડ હોવે નાવિકો સાથે એક પિતા તરીકે વાતચીત કરેલી. એકેએક વહાણ ઉપર જઈને એમણે પૂછેલું કે: "બેટા, તમારી ભૂલ તમને સમજાય છે?" અને નાવિકોએ એકી અવાજે જવાબ વાળેલો: "જી હા, જી હા!" એ રીતે એ બળવાનો અંત આવેલો...... પણ એ તો શાહી નૌકાદળના એડમિરલ લોર્ડ હોવ જેવા માણસો હતા. હિંદી નૌકાદળમાં તો બ્રિટિશ સનિકોની મોટી સંખ્યા લાવવામાં આવી હતી. તેથી નાવિકો આશા જ બની ગયેલા. પછીથી બળવાખોરો બિનશરતે શરણાગતિ ન સ્વીકારે તો નૌકાદળનો નાશ કરવામાં આવ-

નાર હતો. હું હૃદયપૂર્વક માનું છું કે નૌકાદળમાં એક અઠવાડિયાની રજા પાળવામાં આવી હોત તો આખો મામલો એની મેળે શાંત પડી જાત. નાવિકો પોતાના જહાજમાંથી કિનારે ગયા હોત અને એમણે થોડાં સૂત્રો પોકાર્યાં હોત. પછી એમનો સાદ બેસી જાત એટલે એ પાછા ફર્યા હોત. 'ચમક'માં આમ જ બનેલું. પણ એને બદલે, મેં સાંભળ્યું છે કે, લશ્કરે જ પહેલો ભડાકો કર્યો અને પરિણામે 'હિંદુસ્તાને' પોતાની ચાર ઈંચની તોપો વાપરી.'

તે પછી આવ્યા લેફ્‌૦ લેલે. ઝાઝા માણસોને ભરતી કર્યા બદલની બક્ષીસ મેળવવા માટે સૈન્યભરતી–અમલદારો રંગરૂટોને કેવી ખોટીખોટી લાલચો આપતા અને તરેહ તરેહના નુસખાઓ અજમાવતા તેનું એમણે બયાન આપ્યું. એમણે એમ પણ કહ્યું કે, 'ઘણા અફસરો એમ માનતા ક અફસર બનવા માટે દારૂ પીવામાં, સિગારેટો પીવામાં અને સામાન્ય રીતે એક શ્રીમંતની માફક જીવન ગાળવાની કળામાં પાવરધા બનવું એ પૂરતું છે. માણસોને જે કામ પોતે સોંપે તે કામ યોગ્ય રીતે કરી બતાવવાની આવડત તો કોઈ પણ આગેવાનમાં સૌ પહેલી હોવી જોઈએ એનું એમનામાંથી ઘણા થોડાને ભાન હતું.'

હિંદી નૌકાદળમાં સત્તર વર્ષની નોકરી કરી ચૂકેલા ચીફ પેટી ઑફિસર મહમ્મદ ઈબ્રાહીમે ખોરાક વિગેરેની ફરિયાદ કરીને પછી કહ્યું કે, 'ઘણાખરા અફસરોને એમના હાથ નીચેના નાવિકોમાં નહિ, પણ માત્ર છોકરીઓમાં અને દારૂ પીવામાં રસ હોય છે.'

ચીફ પેટી ઑફિસર ફિરદોસે પણ ચાલુ ફરિયાદો કર્યા પછી કહ્યું કે, કેટલાક અફસરો પોતાને મહારાજાઓ સમજતા અને જાતે જ કાયદાઓ બનાવતા.

'હિંદુસ્તાન'ના પેટી ઑફિસર અમીર અલીએ રંગભેદની નીતિ

અંગે ફરિયાદ કરતાં કહ્યું કે, દિલ્હીમાં 'વિક્ટરી પેરેડ' (વિજય-પરેડ) વખતે થયેલા ભોજનસમારંભમાં વાઈસરોયે હિંદી નાવિકોને પણ આમંત્રણ આપેલું હતું. પણ ત્યાં એમને બેસવા માટે ખુરશીઓ નહોતી મળી અને બ્રિટિશ અફસરોએ એમની સાથે અપમાનજનક વર્તાવ કરેલો.

મે ૨૯ : બુધવાર

'હિમાલય' મથકના કમાન્ડિંગ અફસર કમાન્ડર ગુરે પોતાની જુબાનીમાં જણાવ્યું કે ખામીભર્યાં ભરતીકાર્ય અને મોટાં જહાજોના અભાવને લીધે નૌકાદળની જમીન બળવાનાં બીજ માટે ફળદ્રૂપ બની હતી. બ્રિટનમાં નૌકાદળમાં જોડાવા માગનાર કોઈ પણ માણસને એનાં મિત્રો અને સગાં પાસેથી એક ખલાસીની જિંદગી અને એના કામ વિશે સાચો ખ્યાલ મળી રહેતો હોય છે. પણ હિંદુસ્તાનમાં તો હિંદી નૌકાદળમાં જોડાનારાઓ પોતાના કાર્યની અને પોતાની નોકરીમાં પ્રગતિને કેટલો અવકાશ છે તેની માહિતિ માટે સૈન્યભરતી કરનારા દલાલો ઉપર આધાર રાખતા હોય છે. એ દલાલોને પોતાને નૌકાદળની જિંદગીનો ઓછામાં ઓછો ખ્યાલ હોય છે. મોટે ભાગે તો નાવિકોએ અદા કરવાની જવાબદારીની પૂરી વિગતો પણ એ નથી આપતા. એટલું જ નહિ, પણ એમના મગજમાં એવું ઠસાવે છે કે એમને સહેલાઈથી અને જલદી જલદી બઢતીઓ મળી જશે. એટલે નાવિકો અફસરપદ સુધીની બઢતીઓની પોતાના હક્કની રૂઈ એ આશા રાખતા હોય છે અને વાસ્તવ સાથે એમની ભોળી આશાઓનો મેળ નથી ખાતો ત્યારે નિરાશ થાય છે...સારું એવું નૌકાદળ ઊભું કરવા માટે ક્રૂઝરો અને મોટાં 'જહાજો અનિવાર્ય છે એમ હું માનું છું. હિંદી નૌકાદળમાં આજે પરચુરણ નાનાં નાનાં જહાજોની મોટી સંખ્યા છે તે લડાઈની જરૂરિયાતોનું પરિણામ છે. પરંતુ નાવિકોનાં જુસ્સા, શિસ્ત અને કાર્યક્ષમતાની દૃષ્ટિએ એ એક મોટી કમનસીબી

છે.....પોતાના કાર્યમાં પાવરધા બનવા માટે નૌકાદળના માણસોએ દરિયો ખેડવો જોઈએ. બધા જ અફસરો અને નાવિકો સમુદ્ર ઉપર કામગરી બજાવવા નથી જઈ શકતા તે પણ એમની ફરિયાદોમાંની એક છે. (સૈન્યભરતીની જાહેરાતોમાં) એમને કહેવામાં આવતું કે: "નૌકાદળમાં જોડાવ અને દુનિયાની સફર કરો." અને છતાં નાવિકને એના દીકરાને એમ કહેવું પડે કે, લડાઈ દરમિયાન મેં ફક્ત 'કેસલ' બરાકમાં સંત્રી તરીકેનું કે 'હિમાલય'નાં પેટી ઑફિસરના પટાવાળા તરીકેનું કામ જ કર્યું હતું, એ એક કમનસીબી છે.....શાહી નાકા-દળના અફસરોને હિંદી નૌકાદળમાં હોદ્દા આપવા અંગે નાવિકોની ફરિયાદ છે. મારો મત એવો છે કે યુરોપિયનોનો આ જાતનો ઉપયોગ થાય તે વાજબી છે એટલું જ નહિ પણ હિંદી નૌકાદળના નાવિકોના હિતમાં છે.'

શ્રી મહાજનના સવાલના જવાબમાં સાક્ષીએ જણાવ્યું કે એ શાહી નૌકાદળમાં હતા ત્યાંથી એમની સેવાઓ હિંદી નૌકાદળને ઉછીની આપવામાં આવી હતી. નૌકાદળમાં આવ્યાં એમને પૂરાં બે વર્ષ થઈ ગયા હોવા છતાં એ હિંદુસ્તાની બિલકુલ શીખ્યો નહોતા:

'હું પોતે એમ માનું છું કે બળવાનું કારણ રાજદ્વારી હતું અને રાજકીય ચળવળખોરો ખલાસીઓ સાથે ભળી જઈને એમના આગેવાનો બનતા અને એમને બળવો કરવાનું પ્રોત્સાહન આપતા. પોતાની જેહાદની શરૂઆત તેઓ ખોરાક, સુખાકારી અને બીજી વસ્તુઓથી કરતા.'

**શ્રી ફઝલઅલી:** અહીં અમારે પાયા વિનાની જે તે વાતો સાંભળવી નથી. ચળવળખોરોએ કોઈ પણ જહાજ કે ભૂમિ–મથકના માણસો સાથે સંપર્ક બાંધ્યો હોય તેવી કોઈ સાબિતિ તમારી પાસે છે ખરી કે?

જવાબ: નાજી.

સાક્ષીએ વધુમાં જણાવ્યું કે, ' મોટા ભાગના અફસરો ઘણી હલકી કોટિના હતા અને એમનામાં વડપણની પ્રબળ ભાવના હતી તે કારણે નાવિકો સાથે વાત કરવામાં પણ એ નાનપ સમજતા. એ એમ માનતા કે નાવિકો કોઈ અધમ કોટિના માનવીઓ છે...... અફસરો અને નાવિકો વચ્ચે મૈત્રીભરી વાતચીત કે સંપર્કનો અભાવ હતો. હું હિંદુસ્તાની નથી જાણતો તે પણ એક ગંભીર ખામી છે. ......મલાયા નજીકના દરિયામાં દુશ્મને પાથરેલી જળસુરંગો ખસેડવાનું કામ હિંદી નૌકાદળે લડાઈ દરમિયાન કરી બતાવેલું તે એટલી ઉચ્ચ કોટિનું હતું કે ઘણા અંગ્રેજી જહાજોના નાવિકોને એ પણ ખટક્યું હતું. '

છેલ્લે એમણે કહ્યું કે, ' હું એમ માનું છું કે લશ્કરે જો ગોળીબાર ન કર્યો હોત તો કરાંચીમાંના નાવિકોના બળવાનો કાંઈ પણ અઘટિત બનાવ વિના અંત આવી ગયો હોત.'

તે પછી ' ચમક ' મથકના એક શિક્ષક શ્રી બ્રાઉને પોતાના નિવેદનમાં જણાવ્યું કે, ખોરાકની પરિસ્થિતિમાં સુધારા માટે ઘણી શકયતા છે, તે છતાં ઘણી ખરી ફરિયાદો તો બિનપાયાદાર હતી. અમુક નાવિકોની ફરિયાદો તપાસતાં એમને જણાયેલું કે એમને અન્યાયી વર્તાવ સહન કરવો પડેલો હતો. ' ચમક ' મથકમાં ૫૦ નાવિકોને તાલીમ આપવા માટે પણ પૂરતી સગવડો નહોતી, છતાં એમાં ૩૦૦ નાવિકોને દાખલ કરવામાં આવ્યા તેને માટે કોણ જવાબદાર છે તે પોતાને ખબર નથી એમ સાક્ષીએ જણાવ્યું.

' હિમાલય 'ના શ્રી સભાપતિએ કહ્યું કે, ' મારે એક જ અરજ કરવાની છે: અને તે એ કે નૌકાદળમાંથી મને વહેલી તકે છૂટો કરવામાં આવે. મારી પાસે ઝાડુવાળાનું કામ કરાવાય છે અને મને એ જરાય રૂચતું નથી. '

## ૧૫. રંગભેદ.....રંગભેદ.....રંગભેદ.....

મે ૩૦ : ગુરૂવાર

**આ**જના પ્રથમ સાક્ષી શ્રી રૉયની જુબાની શરૂ થાય તે પૂર્વે, નાવિકોના બચાવ માટે કૉંગ્રેસે નીમેલા ધારાશાસ્ત્રી શ્રી લુલ્લાએ તપાસ-સમિતિને અરજ કરી કે, હજી ચાર દિવસ પહેલાં જ એવો એક હુકમ બહાર પાડવામાં આવેલો છે કે શ્રી રૉય, શ્રી ચંદ્રકુમાર અને શ્રી ચાર્લ્સ ઉપર કરાંચીમાંના નાવિકોના બળવામાં ભાગ લેવા બદલ લશ્કરી અદાલતમાં કામ ચાલનાર છે. તેથી, તેઓ અહીં તપાસ-સમિતિ સમક્ષ જે કાંઈ કહે તેની તેમના મુકદ્દમા ઉપર અસર ન થવી જોઈએ.

જવાબમાં ન્યાયમૂર્તિ શ્રી મહાજને કૉંગ્રેસી ધારાશાસ્ત્રીને ખાતરી આપી કે તપાસ-સમિતિની કાર્યવહી ખાસ અધિકારોથી સુરક્ષિત છે. મુંબઈમાં કમાન્ડર કિંગ ઉપર પણ લશ્કરી અદાલતમાં કામ ચાલનારું છે. છતાં સમિતિની કાર્યવહીથી એમના મુકદ્દમાઓમાં કોઈ જાતનો પૂર્વગ્રહ નહિ બંધાય.

તે પછી સાક્ષી શ્રી રૉયે પોતાનું નિવેદન વાંચી સંભળાવ્યું. એમણે કહ્યું કે લાંબા કાળથી નાવિકોએ વેઠેલા અન્યાયોના અનિવાર્ય પરિણામરૂપે બળવો થયો હતો. અગાઉ નૌકાદળમાં જુદે જુદે સ્થળે થોડી ઘણી અશાંતિ વ્યાપેલી તે યાદ કરીને એમણે કહ્યું કે, 'પોતાની તાકાતથી સત્તાવાળાઓએ એને દાબી દીધી હતી. તેથી, પોતાના હક્કો મેળવવા માટે એમને લડવું પડશે એમ નાવિકો સમજતા થયા હતા. અને એમણે એમ કરી બતાવ્યું અને લડતાં લડતાં ઘણા મર્યા પણ ખરા. દુનિયા આખીના ખલાસીઓની સરખામણીમાં હિંદી નાવિકોની હાલત ભયંકર અને અસહ્ય છે. ગુલામો કરતાં અમારી હાલત જરાય સારી નથી. અમારા ધર્મમાં જેનો નિષેધ હોય તેવાં કામ

પણ ઘણીવાર અમારી પાસે કરાવવામાં આવતાં હોય છે......આઝાદ ફોજના અફસરો અને સૈનિકો પર મુકદ્દમા ચાલતા હતા તે નાવિકોને ગમતું નહોતું. અમારા સંજોગો એવા પ્રકારના હતા કે એ વિષે અમારી લાગણીઓ કે અમારા વિચારો કોઈ રીતે દર્શાવાય તેમ નહોતું. અમારી હમદર્દી દાખવવા અમે આઝાદ ફોજના રાહત ફાળામાં રકમો ભરતા. આ ફાળામાં રકમો ભરવાની મનાઈ ફરમાવતા લોર્ડ લુઈ માઉન્ટબૅટનના હુકમથી હિંદી નાવિકોની રાષ્ટ્રભાવનાને ઘણો ઊંડો આઘાત થયો હતો. એનાથી નાવિકો અશાંત બનેલા. તે પછી આવ્યો 'રશીદ દિન.' મુંબઈ, કલકત્તા, લાહોર, લખનૌ અને હિંદુસ્તાનનાં બીજાં સ્થળોમાં થયેલા ગોળીબારો વિશે નાવિકોએ છાપાંમાં વાંચ્યું. એથી એમનો ઉશ્કેરાટ વધ્યો. પણ સવાલ એટલો જ હતો કે રણશીંગું કોણ ફૂંકે? અમારી કોઈ સંસ્થા હતી નહિ. અને બરાબર એ જ વખતે 'તલવાર'ના નાવિકોએ સાહસ કર્યું અને કદમ ઉઠાવ્યાં. તરત જ એ સમાચાર ફેલાઈ ગયા અને હિંદી નાવિકોએ વિના સંકોચે એમાં ઝંપલાવ્યું. હડતાળ કે બળવો સંપૂર્ણપણે અમારું સર્જન હતું. બહારની કોઈ સંસ્થાએ એમાં મદદ કરી નહોતી કે એની શીખવણી કરી નહોતી.'

ઊલટતપાસમાં સાક્ષીએ કહ્યું કે: 'ં ૧૯૪૪ના ઑગસ્ટમાં હું હિંદી નૌકાદળમાં જોડાયેલો. કલકત્તા યુનિવર્સિટીની મૅટ્રિકની પરીક્ષા મેં પસાર કરેલી છે. 'ચમક' મથકમાં હું વાયરલેસ સંદેશાવ્યવહારનો શિક્ષક છું. મને મહિને રૂા. ૬૦ મળે છે...... અમને કોઈ જાતની સ્વતંત્રતા ન મળતી અને અમે ભારે ગૂંગળામણ અનુભવતા. ગોરા નૌકાદળના નાવિકોનાં ભોજન-ટેબલ અને એમનાં વાસણ અમારી પાસે સાફ કરાવાતાં. એમની બરાકોમાં ઝાડુ મારવાની અને એમનાં સંડાસો સુદ્ધાં સાફ કરવાની અમને ફરજ પડાતી...... ૧૯૪૫ના ઑગસ્ટમાં અમારા મથકમાં રવિન્દ્રનાથ

ટાગોરની સંવત્સરી ઊજવવા દેવા માટે મેં પરવાનગી માગેલી પણ મારી અરજ નકારવામાં આવેલી.'

કલકત્તા યુનિવર્સિટીના બીજા એક મેટ્રિક્યુલેટ શ્રી ચાર્લ્સે તે પછી જુબાની આપતાં કહ્યું કે, 'પાંચ વર્ષ પહેલાં હું હિંદી નૌકાદળમાં જોડાયેલો અને સાડાત્રણ વર્ષ સુધી મેં ભરદરિયે કામ કરેલું છે. અમારી અનેક ફરિયાદોનો નિકાલ લાવવા માટે મેં હડતાલમાં ભાગ લીધેલો. મુંબઈના હડતાલિયાઓ પ્રત્યે સહાનુભૂતિ દેખાડવા અમે સવારની પરેડમાંથી ગેરહાજર રહેલા. તે પછી બ્રિટિશ લશ્કરની હાજરીથી અમે ઉશ્કેરાઈ ગયેલા. એક હોડીમાં અમે ફીએમારીના ધક્કા તરફ જઈ રહ્યા હતા ત્યારે લેફ્૦ વોર્ડરોએ બ્રિટિશ સૈનિકોને અમારી ઉપર ગોળીબાર કરવાનો હુકમ આપેલો. પરિણામે અમારો એક સાથી ઠાર થયેલો......પંડિત જવાહરલાલની આત્મકથાની મારી પાસેની નકલ મારા એક અફસરે દરિયામાં ફેંકી દીધેલી.'

તે પછી ચંદ્રકુમાર નામના એક નેપાલી બ્રાહ્મણે પોતાનું નિવેદન વાંચી સંભળાવ્યું: '૧૯૪૨માં હું કલકત્તામાંથી હિંદી નૌકાદળમાં જોડાયેલો. સૈન્યભરતી ખાતાના અમલદારે મને કહેલું કે રૂ. ૨૦૦ના પગાર ઉપરાંત મને સારો ખોરાક, રહેઠાણની સારી સગવડ અને એક નોકર મળશે. પણ હું 'કેસલ' બરાકમાં આવ્યો ત્યા તો મને ઝાડુવાળાનું કામ સોંપાયું. બીજાઓનાં વાસણ અને ભોજન–ટેબલો સાફ કરવાની મેં ના પાડી એટલે મને પંદર દિવસ સુધી કોટડીમાં પૂરી દીધો......મારી તાલીમ પૂરી થયા પછી (બ્રિટનથી) 'કર્ણાટિક' જહાજ હિંદુસ્તાન લઈ આવવાના કામ માટે મારી પસંદગી થઈ.

'૧૯૪૨ના જુનમાં અમે મુંબઈથી એક વેપારી જહાજમાં ઉપડ્યા. રસ્તામાં અફસરોનાં ભોજન-ટેબલો, વાસણો વગેરે સાફ કરવાનું અને જહાજમાં માલ ચડાવવા–ઉતારવાનું અમને ફરમાન થયું. સંડાસો

વાળવાની અને પોતાના જોડાને પૉલીશ કરવાની અફસરોએ અમને ફરજ પાડેલી. બધા હિંદી નાવિકોએ એની સામે વિરોધ દર્શાવ્યો અને તમામને ૧૫ દિવસની સજા થઈ.... બીજીવાર અમે 'માંચેસ્ટર' નામના એક વેપારી જહાજમાં બ્રિટન તરફ રવાના થયા. આ વખતે પણ પહેલાના જેવું જ કામ કરવાનું અમને ફરમાન થયું. સંડાસ સાફ કરવાની અને ગોરા નાવિકોના જોડાને પૉલીશ કરવાની અમે ના પાડી ત્યારે અમારી ઉપર ઉઘાડી સંગીનોવાળી બંદૂકોથી હલ્લો કરવાનો હુકમ સત્તાવાળાઓએ બ્રિટિશ સૈનિકોને આપેલો.... લંડનમાં તો અમારી સાથે કૂતરા જેવો વર્તાવ રખાતો. બધે જ, અને ખાસ તો યુનિયન જેક કલબમાં અમને કાળિયા હિંદીઓ કહેતા. પૉર્ટસ્માઉથમાં ૧૧૦ હિંદી નાવિકોને બે નાના ઓરડામાં ઠાંસવામાં આવેલા. અમને ત્યાં ખેતીનું કામ સોંપાયેલું. અમને અપાતો ખોરાક ન ખાઈ શકાય તેવો હતો. એ અંગે ફરિયાદ કરવા બદલ ૨૦ નાવિકોને સખત કેદની સજા થયેલી. પૉર્ટસ્માઉથથી લેફ૦ હૅમિલ્ટનના નિયંત્રણ નીચે 'કર્ણાટક' જહાજ લઈને અમે રવાના થયા. નાવિકોને આપવા માટે રેડ ક્રૉસ મંડળીએ ૧૧૦ સફેદ કામળીઓ આપેલી તે કૅપ્ટને પોતાની કૅબિનમાં જ રાખી મૂકી. અમે જિબ્રાલ્ટર પહોંચ્યા ત્યારે ઠંડી હતી એટલે અમે કામળીની માગણી કરી. પણ કૅપ્ટને એ આપવાની ના પાડી : "એ કાળિયાઓ માટે નથી." પરિણામે કેટલાક નાવિકોએ અરજ કરી કે કામળી વિના એમનાથી કામ થઈ શકતું નહોતું. એટલે એમાંના ૨૦ને સજા થઈ. 'કાવેરી' નામનું જહાજ બ્રિટનથી હિંદ લઈ આવનારી બીજી એક ટૂંકડીમાં મને ૧૯૪૩ના જુલાઈમાં શામિલ કરવામાં આવેલો. તે વખતે પણ અગાઉના જેવી જ મુસીબતો અમારે વેઠવી પડેલી...૧૯૪૫ના ઑગસ્ટમાં મને 'હિંદુસ્તાન' ઉપર મૂકવામાં આવ્યો. ખરાબમાં ખરાબ ખોરાક ત્યાં મળતો હતો. લેફ૦ વોર્ડ નાવિકો સાથે અમાનુષી વર્તાવ રાખતા. લાતો મારવી અને ગાળો દેવી એ એમને માટે સહજ બની ગયું હતું...વધુ સારો ખોરાક

આપવા માટે નાવિકો પાસેથી પૈસા ઉઘરાવવામાં આવેલા. પણ એને માટે એક પાઇનો પણ ઉપયોગ કદી થયો નહોતો.'

ઊલટતપાસમાં સાક્ષીએ જણાવ્યું કે, 'લડાઈ દરમિયાન બ્રિટિશ રાજકર્તાઓએ હિંદને આઝાદી આપવાનું વચન આપેલું. અસંખ્ય હિંદીઓ એમાં મર્યા છે, અને તમામ હિંદીઓએ સહન કર્યું છે. પણ આઝાદી તો હજી નથી આવી. શ્રીમતી અરૂણા અસફઅલી, ભુલાભાઈ દેસાઈ અને સરદાર વલ્લભભાઈ પટેલે અશાંતિનો અંત લાવવાનું ન કર્યું હોત તો હિંદી લશ્કર, નૌકાદળ અને વિમાનીદળે ભેગા મળીને હિંદમાંની બ્રિટિશ હકૂમતનો નાશ કર્યો હોત અને અંગ્રેજોને હિંદ છોડી ચાલ્યા જવાની ફરજ પાડી હોત.'

'ત્રાવણકોર' જહાજના પેટી ઑફિસર અબ્દુલ રહેમાને પોતાની જુબાનીમાં કહ્યું કે એમને પણ રાવલપીંડીના સૈન્યભરતી ખાતાના અમલદારે મોટી મોટી લાલચો આપી નૌકાદળમાં દાખલ કરાવેલા અને પછી એ મુંબઈ આવ્યા ત્યાં એમને ઝાડુ વાળવાનું કામ સોંપાયેલું: 'મારી તાલીમ પૂરી થયા પછી મને 'કન્ડસ' (સિંધુ) જહાજ ઉપર મૂકવામાં આવેલો. જાપાની વિમાનોએ એ જહાજને આકયાબના કિનારા નજીક ડુબાડયું ત્યારે જહાજના તમામ નાવિકોને ત્રણ દિવસ સુધી ભૂખમરો વેઠવો પડેલો. અફસરોએ પોતાના ખોરાકની વ્યવસ્થા કરી લીધી પણ અમને એમાંથી કાંઈ આપ્યું નહિ......મારા સાત વર્ષના અનુભવ ઉપરથી હું ચોક્કસપણે કહી શકું છું કે તાજેતરની અશાંતિ અનિવાર્ય હતી. જૂનવાણી રીતરસમોનો હવે અંત આવવો જોઈએ કારણ કે નૌકાખાતામાં અભણ નાવિકો નોકરી કરતા એ દિવસો ચાલ્યા ગયા છે. હવેના જુવાન અને સુશિક્ષિત નાવિકો દરેક બાબતમાં શાહી નૌકાદળના નાવિકોના જેટલા જ અધિકારોની માગણી કરે એમાં કાંઇ નવાઈ નથી.'

તાહેરઅલી નામના નાવિકે કહ્યું કે ફરિયાદો ઉપર ધ્યાન આપવાને બદલે અફસરો ફરિયાદ કરનારને જ સજા કરતા.

દામોદર નામના ઝાડુવાળાએ જુબાની આપી કે, ' નૌકાદળમાંની પરિસ્થિતિ બદલાવાની ન હોય તો મારે એની નોકરીમાંથી છુટા થવું છે એવી મારી અરજીનો જવાબ એવો મળ્યો કે, 'તમને છુટા કરી શકાય તેમ નથી.'

શ્રી અબ્દુલ લતીફે કહ્યું કે એ પોતે મુસલમાન હોવા છતાં એમને ડુક્કરનું માંસ દેવામાં આવતું હતું. ખ્રિસ્તી અને યુરોપિયન નાવિકોને રવિવારે દેવળમાં જવા દેવાતા, પણ શુક્રવારની નમાજ માટે એમને જરાય સમય અપાતો નહિ. નમાજ પઢવા માટેની વિનંતી ફરીવાર કરે તો જેલમાં પૂરવાની ધમકી એમને એકવાર એડનમાં આપવામાં આવેલી.

અલી હૈદરખાન નામના ' હિમાલય 'ના નાવિકે કહ્યું કે સત્તાવાર ફરમાનનો ભંગ કરીને જુમ્માની નમાજ પઢવા માટે એમના મથકના ત્રણ નાવિકોને એક-એક વર્ષની કેદ મળેલી. એ જ મથકના અબ્દુલ જાબીલે કહ્યું કે, પોતે મુસલમાન હોવાના કારણે કલકત્તામાં દસ નાવિકોએ ડુક્કરનું માંસ ખાવાની ના પાડી ત્યારે એમને પણ સજા થઈ હતી. સ્વામિદાસ નામના નાવિકે પોતાની જુબાનીમાં કહ્યું કે, સૈન્ય ભરતીખાતાના અમલદારે એમને લાલચો આપેલી અને નૌકાદળમાં જોડાયા પછી તો એમને સંડાસ સાફ કરવાનું કામ અને બ્રશ અપાયેલાં.

## ૧૬. ‘ જી ના, ઉપકાર તમારો ! ’

**મે ૩૧ : શુક્રવાર**

હિંદી નૌકાદળનાં તમામ મથકોના કમાન્ડરોમાંના એક માત્ર હિંદી કમાન્ડર સંતસિંહ ગિલ્લે આજે જુબાની આપી. મુંબઈથી ૧૮ માઈલ ઉપર આવેલા ‘ ચિત્તા ’ નામના સૈન્યવિખેરણી–મથકના એ કમાન્ડર છે. બળવાનું મુળભૂત કારણ આખા ખાતામાં વ્યાપક બની ચૂકેલો રંગભેદભર્યો વર્તાવ હતો એમ તેમણે કહ્યું. નાવિકોની વફાદારીની ભાવના ઢીલી પાડવા માટે આઝાદ ફોજના મુકદ્દમાઓ જવાબદાર હતા એમ કહેવાય છે, પણ અફસરોએ નાવિકો સાથે સહાનુભૂતિપૂર્ણ સંપર્ક રાખ્યો હોત તો એવા પ્રચારની અસરથી એમને મુક્ત રાખી શકયા હોત. રંગભેદની નીતિ ઉપર વિસ્તારપૂર્વક બોલતાં એમણે કહ્યું કે: ‘ નાવિકો સામાન્ય રીતે એમ માનતા હોય છે કે સરેરાશ બ્રિટિશ અફસરને એના નાવિકો કરતાં એના કૂતરાની દરકાર વધારે હોય છે......સ્થાનિક સત્તાવાળાઓએ પરિસ્થિતિનો જરા વધુ ડહાપણપૂર્વક સામનો કર્યો હોત તો ખુલ્લો બળવો અટકાવી શકાયો હોત. નૌકાખાતામાં એવા એકાદ બે ઉચ્ચ બ્રિટિશ અધિકારીઓ છે કે જેમનામાં નાવિકોને વિશ્વાસ છે. બળવાને અનિચ્છનીય દિશામાં આગળ વધતો અટકાવવા માટે એમની મદદ લઈ શકાઈ હોત. ’

નાવિકો સાથેના અફસરોના અંગત સંપર્કની જરૂરિયાત વિશે બોલતાં કમાન્ડર ગિલ્લે કહ્યું કે, ‘ કૅપ્ટન લીઅરમોન્ટ નાવિકો સાથે સારા અંગત સંપર્કો રાખે છે છતાં શિસ્તના ઘણા કડક આગ્રહી તરીકેની એમની પ્રતિષ્ઠા જળવાઈ રહી છે. એમની પ્રત્યેનો પોતાનો અહોભાવ દર્શાવવા નાવિકોએ બળવા દરમિયાન કયાંય શરમજનક વર્તાવ દાખવ્યો નહોતો. આવા ઉચ્ચ અધિકારીઓના નિખાલસ હિંદી-

પક્ષી અભિપ્રાયોને કારણે એમના હક્કની બઢતીમાંથી પણ એમને સતતપણે બાતલ રાખવામાં આવ્યા છે.'

શ્રી મહાજનના એક પ્રશ્નના જવાબમાં સાક્ષીએ કહ્યું કે, 'સૈન્ય-વિખેરણી મથકોમાં નાવિકોને ધાર્યા કરતાં વધુ સમય રોકાવું પડતું હોય છે. હિંદી નૌકાદળની કચેરીમાં નાવિકોના હિસાબોનાં કાંઈ ઠેકાણાં નથી હોતાં. નૌકાદળમાંથી છુટ્ટા થનાર માણસને અચૂકપણે તેની લેણી રકમ કરતાં ઓછી જ મળતી હોય છે......ઈંગ્લંડની સરખામણીમાં હિંદમાંની પુનર્નિયોજનની યોજનાઓ તો એક મોટા અને આકરી કિંમતવાળા ફારસ સમાન છે......ચાર–પાંચ વર્ષની નોકરી કર્યા પછી છુટ્ટા થનાર નાવિકને ૫૬ દિવસનો પગાર અને બીજી ૩૦૦–૪૦૦ રૂપિયાની બક્ષીસ મળતી હોય છે.'

શ્રી મહાજન : 'મુંબઈમાં મેં જે સાંભળ્યું તેની ઉપરથી હું તો એમ જ માનતો હતો કે પોતાનાથી ખોવાઈ ગયેલી ચીજ વસ્તુ-ઓની કિંમત ભરપાઈ કરી આપવા માટે કેટલાક નાવિકોને ઉછીના પૈસા લેવા પડતા હશે.

સાક્ષીએ આગળ ચાલતાં કહ્યું કે, 'ચિત્તા' શાહી નૌકાદળ અને હિંદી નૌકાદળ, બેઉનું મથક હતું, અને પોતે એ મથકના કમા-ન્ડર બન્યા ત્યારે એમણે જોયેલું કે શાહી નૌકાદળ માટે ઘણી સારી સગવડો હતી, પણ હિંદી નાવિકોને ભોંય ઉપર સૂવું પડતું. 'બ્રિટિશ અફસરો એક ફક્ત ખૂન સિવાય કોઈ પણ ગુન્હો કરે તો પણ છટકી જઈ શકતા; જ્યારે હિંદી નાવિકો અને અફસરોની ઝીણી ઝીણી ભૂલો માટે પણ યોગ્ય સજા–દંડ કરવામાં આવતાં......' કોઈ હિંદી અફસર ઊંચા હોદ્દા સુધી પહોંચવા જેટલો કમભાગી હોય તો એની નીચેના અને ઉપરના બ્રિટિશ અફસરોના બે પડ વચ્ચે એ ભિંસાઈ જાય છે. મારી જ નીચેના એક બ્રિટિશ અફસર મારા હુકમનું પાલન ન કરતા. આ બાબતની મેં ઉપરીઓને જાણ કરી. એથી વિશેષ

કાંઈ મારાથી થઇ શકે તેમ નહોતું. બીજા એક પ્રસંગે મારા હાથ નીચેના બીજા એક બ્રિટિશ અફસરના કામથી મને અસંતોષ રહેતો હોવાથી મેં એની બદલી કરવાની માગણી કરી. પણ પરિણામ એ આવ્યું કે મારી જ બદલી થઈ ગઈ.'

સાક્ષીએ એક ત્રિરંગી રાષ્ટ્રધ્વજ તપાસ–સમિતિ સમક્ષ રજુ કર્યો. 'ચિત્તા'ના ધ્વજદંડ ઉપર નાવિકોએ એ વાવટો ચડાવેલો. એ વાવટો બળવાને દિવસે જ સીવીને બનાવવામાં આવેલો. આ રીતે હાથે બનાવી કાઢેલો વાવટો દેખાડે છે કે બળવાખોરો અને કોઈ બહારનાઓ વચ્ચે જરાય સંપર્ક નહોતો, એમ એમણે કહ્યું.

નૌકાદળ વતી હાજર રહેલા લેફ્૰ બોન્ડે સાક્ષીને પૂછ્યું: "નૌકાદળમાંની તમારી નોકરી તમારે ચાલુ રાખવી છે?'

જવાબ: જી ના, ઉપકાર તમારો.

સવાલ: શા માટે નહિ?

જવાબ: એ સવાલનો હું જવાબ ન આપું એ ઠીક છે.

**શ્રી મહાજન**: આ એક ભારે મહત્વની બીના છે કે કમાન્ડિંગ ઑફિસરના હોદ્દા સુધી પ્રગતિ કરી શકનાર એક હિંદીને પણ નૌકાદળમાંની પરિસ્થિતિ એટલી આકરી લાગે છે કે પોતાનો ઊંચો હોદ્દો છોડીને નોકરીમાંથી નીકળી જવાનું એમને મન થઇ આવ્યું છે.

સાક્ષીએ છેવટમાં એ પણ જણાવ્યું કે પોતે 'ચિત્તા' મથકના કમાન્ડરપદે આવ્યા ત્યારે ત્યાંની કેદ–કોટડીઓ હિંદી નાવિકોથી ચિક્કાર ભરેલી એમણે જોઇ હતી. એ નાવિકો ઉપર ખટલા પણ ચાલ્યા નહોતા. તેથી એમણે તરત જ એ નાવિકોને મુક્ત કર્યા અને

એમની ઉપર રીતસરનું કામ ચલાવ્યું. એમાં, એ તમામ નિર્દોષ ઠરેલા.

તે પછીના સાક્ષી એક ઍંગ્લો-ઇન્ડિયન લેફ્૦ હી હેને કહ્યું કે ૧૯૩૯માં એ દક્ષિણ હિંદના એક ચાના બગીચામાં રૂ. ૫૦ ના પગારથી કામ કરતા હતા. આજે 'હિમાલય' મથકના એક અફસર તરીકે એમને મહિને રૂ. ૬૪૨નો પગાર મળે છે. પૂર્વ ગોળાર્ધમાં આવી ગયેલા અંગ્રેજોના રંગીન પ્રજા પ્રત્યેના વર્તાવ ઉપરથી એમની અને અહીં ન આવેલા અંગ્રેજો વચ્ચેનો તફાવત સાફ દેખાઈ આવતો હોય છે એમ એમણે જણાવ્યું. ૧૯૪૩ સુધી હિંદી નૌકાદળના નાવિકોને દૂધ પણ નહોતું મળતું એ હકીકત એમણે જણાવી.

તે પછી, હડતાલમાં ભાગ લેવાના ગુનાસર કરાંચીની જેલમાં સજા ભોગવી રહેલા ૧૮-૧૮ વર્ષના બે કિશોર-નાવિકો મુબારક અહમદ અને અબ્દુલ બાકીએ જુબાની આપી. 'બહાદુર' મથકના આ બે 'બોય પેટી ઑફિસર' ઉપર પ્રથમ તો લશ્કરી અદાલતમાં કામ ચાલનાર હતું. પણ નૌકાખાતાના કાયદા અનુસાર આવા સગીર ઉમ્મરના છોકરાઓ ઉપર લશ્કરી અદાલતમાં કામ ન ચલાવી શકાય તેથી તેમને સીધેસીધી સજા કરવામાં આવી છે.

મુબારકે કહ્યું કે, ૧૯૪૪ના જૂનમાં એ નૌકાદળમાં ભરતી થયા ત્યારે એમને અપાયેલાં વચનોમાંથી એક પણ પળાયું ન હોવાથી એ અને એમના સાથી હડતાલમાં જોડાયેલા. તાલીમ-કાળ દરમિયાન એમને ઘણી મુશ્કેલીઓ વેઠવી પડી હતી. એ વિશે એ વિનંતીઓ કરતા તેની કોઈને દરકાર નહોતી. જો વિનંતીઓ વારંવાર કરતા તો એમને સજા થતી.

અબ્દુલે પોતાના સાથીના કથનને ટેકો આપ્યા બાદ કહ્યું કે, 'અમારા મથકમાંના યુરોપિયનો હિંદી નાવિકો સાથે અપમાનજનક વર્તાવ રાખતા. તદુપરાંત, કોઇ હિંદી અફસર અમારી સાથે સહાનુભૂતિભર્યો વર્તાવ રાખે તો તે પણ આ યુરોપિયનોથી સહન થઇ શકતું નહિ.'

શ્રી લુલ્લાના એક સવાલના જવાબમાં સાક્ષીએ જણાવ્યું કે, શ્રી અસ્લામ નામના એક પેટી ઑફિસર નાવિકો પ્રત્યે ઘણી હમદર્દી બતાવતા અને નાવિકોની ફરિયાદોનો નિકાલ કેમ થતો નથી એવો સવાલ કોમોડોર કર્ટિસને એમણે એક વખત પૂછેલો, તેથી એમને નોકરીમાંથી બરતરફ કરવામાં આવેલા. આથી, પોતાને નુકશાન થવાની ભીતિથી હિંદી અફસરો બ્રિટિશ અફસરો સામે ફરિયાદ જ નથી કરતા.

તે પછી આવ્યા 'ચમક' મથકના ત્રણ નાવિકો. શ્રી મુર્તિએ કહ્યું કે, 'અમને મળતો ખોરાક તો શેરીના ભિખારીઓ પણ મેળવી શકે તેવો હતો.' એકવાર, મથકની મુલાકાતે કેપ્ટનનાં પત્ની આવેલા, તે સિગારેટ રાખવાનું એક ખોખું ભૂલી ગયેલાં અને એ ચોરાઇ ગયું તેથી 'ચમક'ના ૫૬૦ નાવિકોને સજા કરવામાં આવેલી તે બનાવનું એમણે વર્ણન કર્યું. શ્રી મહોલ્કરે ખોરાક વિષે ફરિયાદ કરતાં કહ્યું કે, અફસરો ખાંડ અને બીજા ખાદ્ય પદાર્થો ઉડાવી જતા અને કાળાં બજારને મદદ કરતા. શ્રી કુમારે જણાવ્યું કે, 'નૌકાદળમાંની પરિસ્થિતિથી કંટાળીને મેં કેટલીય વાર, આપઘાત કરવાના મનસૂબા ઘડેલા છે.'

જુન ૧ : શનિવાર

તપાસ-સમિતિની છેલ્લા દિવસની કાર્યવહીની શરૂઆત 'ચમક' મથકના નાયબ કમાન્ડિંગ ઑફિસર લેફ્૦ કમાન્ડર ચેટ-

રજની જુબાની થઈ. એમણે કહ્યું કે, 'ચમક'માં બળવો થયેલો તે તો માત્ર મુંબઇના નાવિકોના બળવા સાથે સહાનુભૂતિ દર્શાવવા માટે જ. કરાંચીના નાવિકોએ છાપાંમાં મુંબઇના બળવા વિશે ન વાંચ્યું હોત તો કરાંચીમાં કાંઈ તોફાન થયું જ ન હોત. પોતાના કથનના ટેકામાં એમણે 'આ બળવો નહિ, પણ એકતા છે,' એવું કરાંચીના બળવાખોરોનું સૂત્ર ટાંક્યું. એમણે એ પણ કહ્યું કે 'ચમક'માંના નાવિકો બિલકુલ અહિંસક રહ્યા હતા. એમના એક કહેવાતા આગેવાન રોયે એક ભાષણમાં કહેલું કે, "આપણે સંપૂર્ણ અહિંસાનું પાલન કરવું જોઈએ. 'બહાદુર'ના છોકરાઓએ જે કાંઇ કર્યું છે તે અત્યંત બેવકૂફીભર્યું છે. પણ આપણે હવે છોકરાઓ નથી રહ્યા. આપણે તો પુખ્ત વયના છીએ અને આપણે એ રીતે વર્તવું જોઇએ." સાક્ષીએ કહ્યું કે, લશ્કરના ગોળીબારને પરિણામે જ અહિંસક બળવો હિંસક બળવાના સ્વરૂપમાં ફેરવાઈ ગયો હતો.

શ્રી મહાજન સાથેના સવાલ-જવાબમાં સાક્ષીએ કહ્યું કે, 'સંદેશાવ્યવહાર ખાતાના નાવિકો માટે એમના ખાતાનું ઝાઝું કામ રહ્યું નહિ તેથી એમની પાસે ખલાસી તરીકેનું કામ કરાવાતું. પણ એમણે ઉચ્ચ શિક્ષણ મેળવેલું હોવાથી એમનામાં વડપણ આવી ગયું હતું.'

**શ્રી મહાજન :** જો તમે એમને સંદેશાવ્યવહાર ખાતાના નાવિકો તરીકે ભરતી કરો અને પછી એમની પાસે ખલાસીનું કામ કરવો તો એ વડપણ નહિ પણ કરારભંગ ગણાય. આ નોકરીમાં એમને કયા કયા પ્રકારનાં કામ કરવાં પડશે તે એમને ભરતી કરતી વખતે જ સ્પષ્ટ રીતે સમજાવી દેવું જોઈએ.

**સાક્ષી :** નૌકાદળમાં નાવિકોએ દરેક પ્રકારનું કામ કરવું પડતું હોય છે. નહિતર તો નૌકાદળ ચાલે જ

**શ્રી ફઝલઅલી :** તમે શું એમ કહેવા માગો છો કે બ્રાહ્મણો પાસેથી ઝાડુવાળાનું કામ ન લેવાય તો નૌકાદળ ચાલે જ નહિ ?

સાક્ષીએ એનો કાંઈ જવાબ ન આપ્યો. આગળ ચાલતાં એમણે કહ્યું કે હિંદી નૌકાદળમાં નાવિકોને વાજબી પગાર મળે છે. એ કેટલું ભણ્યા હોય છે તે ધ્યાનમાં રાખતાં શિક્ષકો અને કારકુનોના પ્રમાણમાં એમનો પગાર ઘણો સારો કહી શકાય.

**શ્રી મહાજન :** શાહી નૌકાદળના નાવિકોને હિંદી નૌકાદળના નાવિકો કરતાં ત્રણગણો પગાર મળતો હોય છે કે નહિ ?

**સાક્ષી :** શાહી નૌકાદળમાં તો અઢળક પગાર અપાય છે.

**સવાલ :** બરમા અને સીલોનના નાવિકોને પણ શાહી નૌકાદળને ધોરણે પગાર મળે છે કે નહિ ?

**જવાબ :** હા. બરમા અને સીલોનની સરકારો એમના નાવિકોને બહુ ચડાવી રહી છે.

**સવાલ :** બળવાને પરિણામે હિંદી નૌકાદળમાં પ્રગતિ અને સુધારાની ગતિએ વેગ પકડયો છે એમ હું માનું તો તે સાચું ગણાય ?

**જવાબ :** હા.

સાક્ષીએ એમ પણ કહ્યું કે દેશની સ્વતંત્રતા હાંસલ કરવા માટે નાવિકોએ બળવો કરેલો.

**શ્રી આયંગર :** દેશની સ્વાધીનતા હાંસલ કરવા માટે અમે હડતાલ ઉપર ઉતરીએ છીએ, એવું તમને કહેનાર કોઈ અફસર કે નાવિકનું નામ તમે આપી શકશો ?

**જવાબ :** નાજી.

સાક્ષીનું માનવું એવું હતું કે બળવાનાં મૂળ રાજકીય વિચારોમાં હતાં.

**શ્રી મહાજન :** 'ચમક'ના નાવિકોએ 'રડાર'નાં યંત્રનો કોઈ ભાગ ભાંગી નાખ્યો નહોતો એટલું જ નહિ પણ 'બહાદુર'ના છોકરાઓને પણ એમ કરતા રોકી રાખેલા. જો કોઈ રાજકીય ભાવના કામ કરતી હોત તો 'ચમક'ના નાવિકોએ તમામ યાંત્રિક-સાધનો ફૂંકી માર્યાં હોત.

**સાક્ષી :** કોંગ્રેસની નીતિ અહિંસક છે. અને 'ચમક'ના મોટા ભાગના નાવિકો કોંગ્રેસના હિંદુ અનુયાયીઓ હોવાથી હડતાલ દરમિયાન એમણે અહિંસાનું પાલન કરેલું.

કરાંચીના તમામ સાક્ષીઓની જુબાની પૂરી થઈ ત્યારે કોંગ્રેસી ધારાશાસ્ત્રી શ્રી લુલ્લાએ તપાસ-સમિતિ સમક્ષ એવી ફરિયાદ કરી કે, 'ફેબ્રુઆરીની ૨૦, ૨૧ ને ૨૨મીનાં તોફાનોની જેમને ઘણી માહિતી છે એવા '**હિંદુસ્તાન**' જહાજના અફસરોને અને નાવિકોને, એમનું જહાજ કરાંચીમાં જ હોવા છતાં, સત્તાવાળાઓએ જાણી જોઈને તપાસ-સમિતિ સમક્ષ રજુ થવા દીધા નથી. '**હિમાલય**' અને '**ચમક**' જેવાં મથકોના અફસરો અને નાવિકોને નૌકાખાતાએ પોતે સમિતિ સમક્ષ રજુ કર્યા હોવા છતાં '**હિંદુસ્તાન**'માંથી એમણે કોઈને મોકલેલ નથી. આ એક અગત્યની ત્રૂટિ છે અને તપાસ-સમિતિ એની નોંધ લ્યે એવી મારી વિનંતી છે.'

આ રીતે, ખુલ્લી અદાલતમાંનું પોતાનું કાર્ય કરાંચીમાં પૂરું કરીને, હિંદી નૌકાદળમાંના બળવાનાં કારણો વિશેનો પોતાનો અહેવાલ તૈયાર કરવા માટે તપાસ-સમિતિના સભ્યો સિમલા જવા રવાના થયા.